સ્થાન લે છે. એમાં તો મતભેદ છે જ નહિ. ગુર્જર સાહિત્યમાં એનો મહત્ત્વનું સ્થાન છે.)

એવા એક કવિ સંબંધીની બધી માહિતી, પ્રગટ અપ્રગટ માહિતી-લેખો, ગ્રંથોના જરૂરી ઉતારા, ટીકાઓ, ટિપ્પણીઓ એમાં કરી એક જ સ્થળે અખાના જીવન અને કવન વિષે સુયોગ્ય માહિતી મળી શકે એવો પ્રયાસ આ ગ્રંથમાં કરવાનો લોભ રાખ્યો છે. જે જે વિદ્વાનોએ આ ગ્રંથમાં પોતાના લેખો કે લેખભાગનાં અવતરણો લેવા દેવાની પરવાનગી આપી છે તેમનો સભા તરફથી અંતઃકરણપૂર્વક હું આભાર માનું છું.

ઉપરાંત આ ગ્રંથ સંગ્રહિત કરવામાં એને વ્યવસ્થિત રીતે Edit કરવામાં, વાચન અને અભ્યાસયોગ્ય બનાવવામાં ગુજરાતના સમર્થ વિદ્વાન અને મારા મિત્ર શ્રી. મંજુલાલ રણછોડલાલ મજમુદારનો આભાર માન્યા વગર હું રહી શકું એમ નથી. એમના અમૂલ્ય પરિશ્રમ વગર આ ગ્રંથ તેમ જ સભાના બીજા અભ્યાસગ્રંથો બહાર ન જ પડી શક્યા હોત. તેમનો પરિશ્રમ સાચે સાચ અમૂલ્ય છે. સભા તેમને આભાર કરતાં બીજું કંઈ વધારે આપી શકી નથી.

# સંપાદકીય



શ્રી પ્રેમાનંદ સાહિત્યસભાના ઉપક્રમેથી 'સાહિત્યકાર પ્રેમાનંદ' (૧૯૩૮) અને 'સાહિત્યકાર શામળ' (૧૯૪૦) એ બે અભ્યાસગ્રંથોનું સંપાદન કરવામાં મને ઠીક ઠીક હિસ્સો મળ્યો હતો.

એ જ પરિપાટીના અનુસંધાનમાં 'સાહિત્યકાર અખો' નો અભ્યાસ-ગ્રંથ આટલે વર્ષે યાવત્પ્રાપ્ય સાધનો ઉપરથી ઉપજાવી કાઢવાનો સુયોગ પણ મને પ્રાપ્ત થયો છે એ નોંધતાં આનંદ થાય છે.

આ ગ્રંથના અંગ-ઉપાંગ જનેતા એવા લેખોના, વિદેહ તેમજ વિદ્યમાન લેખકોને અહીં એકસાથે મળવાનો લાભ થાય છે એટલું એમાં અપૂર્વ છે; અને તેમ થવા માટે સૌ લેખકોને જ તેનું શ્રેય ઘટે છે. માત્ર તેમને એકત્ર કરવાની જોખમદારી સંપાદકની છે.

એકજ વિષય ઉપર જુદે જુદે પ્રસંગે અને જુદા જુદા સંદર્ભમાં લખાયેલા લેખોમાં એક પ્રકારની સળંગસૂત્રતા ન સચવાઇ હોય એ સ્વાભાવિક છે તેમજ કેટલાંક કવિનાં કાવ્ય-અવતરણોની પુનરુક્તિ તથા ચર્ચેલા મુદ્દાઓની પુનરાવૃત્તિ પણ નજર બહાર રહી નથી:- છતાં તેને બાદ નાખવાનું સાહસ સંપાદકને યોગ્ય લાગ્યું નથી; જો કે તેમ કરવાથી ગ્રંથને નિદાન એક-ચતુર્થાંશ ભાગ ઘટાડી શકાયો હોત.

છતાં લેખો જે સ્વરૂપે અને જેટલા વિસ્તારથી લખાયા હતા તેને બહુધા અસલ સ્વરૂપમાં જ દાખલ કરી દીધા છે.

બન્યું ત્યાં સુધી કોઇ અગત્યનું લખાણ, ધ્યાનમાં હતું ત્યાં સુધી, મૂકી દેવાયું નથી. છતાં 'અખેગીતા' તથા 'રસિકવલ્લભ'ની તુલના કરતો એક લેખ સ્મૃતિમાં હોવા છતાં તેને હું શોધી મેળવી શક્યો નથી તેટલો

શ્રી કેશવલાલ ઠક્કર-નામના એક સદ્ગૃહસ્થનો 'અખા' સંબંધી એમ. એ. માટેનો મહાનિબંધ અંગ્રેજીમાં લખેલો જાણવા મળેલો છે. તેમની પાસેથી પ્રયત્ન કર્યા છતાં કંઈ લખાણ મળ્યું નથી તેથી તે દાખલ કરી શકાયું નથી.

પ્રો. પ્રેમશંકર ભટ્ટનાં વિવેચનોનો સંગ્રહ 'મધુપર્ક' નામે પ્રગટ થયો છે (૧૯૪૭) તેમાંનો 'જ્ઞાની કવિ અખો'નો લેખ છેક હમણાં જ મારા ધ્યાનપર આવ્યો તેને માત્ર નોંધીને જ સંતોષ માનવો પડે છે તે માટે દિલગીર છું.

'અખા' સંબંધના આ અભ્યાસલેખોમાં એક લેખની ત્રુટિ મને સાલી છે. તે 'અખાભક્તની કાવ્ય-પરિભાષા'. એટલે કે અખાભક્તની કવિતામાંથી તેમના જમાનાના સાંપ્રદાયિક શબ્દોનો ભાષાવિષયક ચર્ચાત્મક કોષ, કોઈ અભ્યાસીએ તૈયાર કર્યાનું જાણવામાં નથી. ભવિષ્યમાં તે દિશામાં વ્યવસ્થિત અને શાસ્ત્રીય પ્રયત્ન થવાની અગત્યને આ પ્રસંગે વ્યક્ત કરવાની તક લઈ, આટલું સંપાદકીય વક્તવ્ય પૂરું કરું છું.

ચૈતન્યધામ, પ્રતાપગંજ
વડોદરા

મંજુલાલ મજમુદાર

# સાંકળિયું



## ખંડ ૧ : જીવન-ઝરમર



## ખંડ ૨ : કાવ્ય-ચર્ચા



## ખંડ ૩ : અખો-આનુષંગિક ચર્ચા

## ખંડ : ૪ અખો-વિવેચકોની વાણીમાં

શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી

# અખો ભક્ત.

ગૂજરાતે જે થોડા વેદાંતી કવિઓ ઉત્પન્ન કર્યાં છે, તેમાં અજોડ અને શ્રેષ્ઠ સ્થાન ભોગવતો અખો ભક્ત જ્ઞાતિએ પરજિયો સોની હતો અને અમદાવાદ પાસે આવેલા નાના ગામડા જેતલપુરમાં જન્મ્યો હતો, એ વાત જાણતાં આશ્ચર્ય થયા વિના રહેતું નથી. એનો પિતા રહિયો જેતલપુરમાં ધંધો કરી પોતાના નાના કુટુંબનો વ્યવહાર ચલાવતો હતો. સં. ૧૬૪૯ અથવા બીજે મતે સં. ૧૬૫૩ લગભગમાં તેને ત્યાં અખાનો જન્મ થયો; એ પછી એક પુત્રીને જન્મ આપી એની માતા મરણ પામી. પિતાએ બચપણમાં જ અખાને પરણાવ્યો.

એ વખતે અમદાવાદ ધીમે ધીમે આગળ વધતું આવતું હતું. અનેક પરદેશીઓ અમદાવાદમાં આવી વસતા હતા. ઇ. સ. ૧૬૧૭માં અમદાવાદમાં સર ટોમસ રો આવી ગયો અને વલંદા લોકોએ ઈ. સ. ૧૬૧૮માં કોઠી સ્થાપી.

અમદાવાદમાં ધંધો રોજગારની ખ્યાતિ સાંભળી અખાનો પિતા પોતાના નાના કુટુંબ સહિત અમદાવાદમાં આવી રહ્યો. અહીં ખાડિયામાં અત્યારે દેશાઇ પોળ નામે પ્રસિદ્ધ પોળમાં સર ચિનુભાઇના મકાનની નજીક કુવાવાળા ખાંચામાં આવેલા એક નાના મકાનમાં એ કુટુંબ આવી રહ્યું; અમદાવાદમાં આવ્યો ત્યારે અખાની વય ૧૬ વર્ષની હતી. એની વીસ વર્ષની ઉમરે એનો પિતા મૃત્યુ પામ્યો થોડા સમયમાં નાની બેન અને પત્ની પણ મરણ પામ્યા અને અખો એકલો થઇ ગયો થોડા સમય પછી એણે ફરી લગ્ન કર્યું. પણ નસીબના બળિયા અખાનો એ ગૃહસંસાર પણ થોડા જ સમયમાં વિલીન થઇ ગયો. સગાંઓ થોડાજ સમયમાં મૃત્યુશરણ થતાં અખાના હૃદયમાં વૈરાગ્યના અંકુર ફૂટયા. પોતાના નિભાવનાં કામકાજ ઉપરાંત એ સાધુસમાગમ શોધવા લાગ્યો.

અખાના વૈરાગ્યના અંકુરો વધારે ખીલે તેવા પ્રસંગો પણ આ ગાળામાં બન્યા. અખાની નાની બેન ગુજરી ગયા પછી તેણે પડોશમાં એક બીજી બાઇને ધર્મની બેન કરી માની હતી. એ બાઇએ અખાને ત્યાં ૩૦૦ રૂપિયા થાપણે મૂક્યા હતા. એ બાઇને એ રૂપિયા ઉપાડી લેવાની ઇચ્છા થવાથી

શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી

# અખો ભક્ત.

ગુજરાતે જે થોડા વેદાંતી કવિઓ ઉત્પન્ન કર્યા છે, તેમાં અજોડ અને શ્રેષ્ઠ સ્થાન ભોગવતો અખો ભક્ત જ્ઞાતિએ પરજિયો સોની હતો અને અમદાવાદ પાસે આવેલા નાના ગામડા જેતલપુરમાં જન્મ્યો હતો, એ વાત જાણતાં આશ્ચર્ય થયા વિના રહેતું નથી. એનો પિતા રહિયો જેતલપુરમાં ધંધો કરી પોતાના નાના કુટુંબનો વ્યવહાર ચલાવતો હતો. સં. ૧૬૪૯ અથવા બીજે મતે સં. ૧૬૫૩ લગભગમાં તેને ત્યાં અખાનો જન્મ થયો; એ પછી એક પુત્રીને જન્મ આપી એની માતા મરણ પામી. પિતાએ બચપણમાં જ અખાને પરણાવ્યો.

એ વખતે અમદાવાદ ધીમે ધીમે આબાદ વધતું આવતું હતું. અનેક પરદેશીઓ અમદાવાદમાં આવી વસતા હતા. ઇ. સ. ૧૬૧૭માં અમદાવાદમાં સર ટોમસ રો આવી ગયો અને વલંદા લોકોએ ઈ. સ. ૧૬૧૮માં કોઠી સ્થાપી.

અમદાવાદમાં ધંધો રોજગારની ખ્યાતિ સાંભળી અખાનો પિતા પોતાના નાના કુટુંબ સહિત અમદાવાદમાં આવી રહ્યો. અહીં ખાડિયામાં અત્યારે દેસાઈ પોળ નામે પ્રસિદ્ધ પોળમાં સર ચિનુભાઈના મકાનની નજીક કુવાવાળા ખાંચામાં આવેલા એક નાના મકાનમાં એ કુટુંબ આવી રહ્યું. અમદાવાદમાં આવ્યો ત્યારે અખાની વય ૧૬ વર્ષની હતી. એની વીસ વર્ષની ઉંમરે એનો પિતા મૃત્યુ પામ્યો. થોડા સમયમાં નાની બેન અને પત્ની પણ મરણ પામ્યાં અને અખો એકલો થઈ ગયો. થોડા સમય પછી એણે ફરી લગ્ન કર્યું. પણ નસીબના બળિયા અખાનો એ ગૃહસંસાર પણ થોડા જ સમયમાં વિલીન થઈ ગયો. સગાંઓ થોડાજ સમયમાં મૃત્યુશરણ થતાં અખાના હૃદયમાં વૈરાગ્યના અંકુર ફૂટયા. પોતાના નિભાવનાં કામકાજ ઉપરાંત એ સાધુસમાગમ શોધવા લાગ્યો.

અખાના વૈરાગ્યના અંકુરો વધારે ખીલે તેવા પ્રસંગો પણ આ ગાળામાં બન્યા. અખાની નાની બેન ગુજરી ગયા પછી તેણે પડોશમાં એક બીજી બાઈને ધર્મની બેન કરી માની હતી. એ બાઈએ અખાને ત્યાં ૩૦૦ રૂપિયા થાપણે મૂક્યા હતા. એ બાઈને એ રૂપિયા ઉપાડી લેવાની ઇચ્છા થવાથી

અને રોકડા રૂપિયા માગવા એ ઠીક નહિ એમ માની, તેટલી કિંમતનાં સોનાની કંઠી કરી આપવાનું કહ્યું. અખાએ સો રૂપિયા પોતા તરફથી જોડી રૂા. ૪૦૦ ની કંઠી કરી આપી.–

'સોની તો સગી બેનનું ચોરે' એમ કહેવત થઇ પડી છે. અખો પણ જાતે સોની હોવાથી ઘરનું ન જ નાખે, માટે જરૂર ભેળ કર્યો હશે, આવી શંકાથી બાઇએ કોઈ બીજા પારેખની પાસે સોનાનો કસ કઢાવી જોયો, તો માલૂમ પડ્યું કે સોનામાં ભેળ કરેલો ન હતો જ્યાં કાપ મુકાવી કસ જોવડાવેલો તે ભાગ ઝેરાવવાને માટે બાઇ અખા પાસે આવી ને કહેવા લાગી કે 'ઊંદરે આ ભાગ ટોચ્યો છે, માટે સરખો કરી આપો.' અખો પામી ગયો કે 'બેનને વિશ્વાસ ન આવવાથી તેનો કસ કાઢ્યો છે.' બાઇએ પણ પછી સાચી વાત કરી દીધી.

આ જ અરસામાં જહાંગીરે અમદાવાદમાં સ્વામીનારાયણના અત્યારના મંદિરની અગ્નિકોણની બાજુએ ટંકશાળ સ્થાપી. અખો તેમાં કામે રહ્યો અને થોડા સમયમાં પોતાની હોંશિયારીથી ટંકશાળનો ઉપરી થયો. દ્વેષીલા જ્ઞાતિબંધુઓ અખાની આ ઉન્નતિને જોઇ શકયા નહિ; તેથી અમલદાર પાસે અખો સિક્કાઓમાં હલકી ધાતુઓનું મિશ્રણ કરે છે, તેવી ચાડી કરી. તે વખતના સૂબાએ તેને બંદીખાને નાખ્યો. એ પછી મુકદ્દમો ચાલતા એ નિર્દોષ થઇ છૂટયો.

આ બે પ્રસંગોએ એને સંસારમાંથી આસક્તિ–વિહીન બનાવી દીધો. તેણે પોતાના હથિયાર કૂવામાં ફેંકી દીધા, માલ મિલ્કત વેચી નાખ્યા અને સદ્‌ગુરુની શોધમાં અમદાવાદ છોડી ચાલી નીકળ્યો. ફરતો ફરતો એ ગોકુલ મથુરાં ગયો. ત્યાં તેણે શ્રી વલ્લભાચાર્યજીના ચોથા પૌત્ર શ્રીગોકુલનાથજી પાસેથી વૈષ્ણવી દીક્ષા લીધી ત્યાં કેટલોક વખત રહ્યો, પણ જ્ઞાની અખાને ભક્તિમાર્ગમાં અનુકૂળતા ન આવી. તે પોતાના છપ્પામાં જણાવે છે કે—

> "ગુરુ કર્યા મેં ગોકુલનાથ, ગુગરા મનને ઘાલી નાથ;
> મન મનાવી સગુરુ થયો પણ વિચાર નગુરાનો નગુરો રહ્યો."

વૈષ્ણવોનો તે પાકો વિરોધી હતો એમ કહેવામાં આવે છે; પણ એ વાત છપ્પાઓમાંથી સ્ફુટ થતી નથી. એના વૈષ્ણવી દીક્ષાના ગુરુ તરફનો ભાવ નીચેના છપ્પાઓમાં જણાય છે

"વિચાર કહે પામ્યો શું અખા, જનમ જનમનો ક્યાં છે સખા?
બહુ કાળ હું ફેરતો રહ્યો, આવી અચાનક હરિ પ્રગટ થયો.
ત્રણ મહાપુરુષ ને ચોથો આપ, જેનો ન થાય વેદે ઉથાપ;
અખે ઉર અંતર લીધો જાણ, ત્યારે પછી ઉઘડી મુજ વાણ,
પરાત્પર બ્રહ્મ પરગટ થયા, ગુણદોષો તે હિનના ગયા;
અચ્યુત આવ્યાનું એ એંધાણ, ચળ્યું ન ચળે એ અખો અનાણ.
જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે."

એને બ્રહ્મસંબંધની દીક્ષા પછી શ્રી ગોકુલનાથજીના સત્સંગથી "વાણી ઉઘડી" અને તે કવિતા કરવા માંડ્યો, તેવો ઉપરના છપ્પામાં નિર્દેશ છે. સ્વ નર્મદાશંકર મહેતાને મતે ત્રણ મહાપુરુષો તે બીજા કોઈ નહિ પણ શ્રી વિઠ્ઠલનાથજી, અને તેમના પુત્ર શ્રી ગોકુલનાથજી છે, કેમકે પછી તરત જ નીચે "ગુરુ કર્યા મેં ગોકુલનાથ" એ છપ્પો આવે છે, જોકે એમણે અન્યત્ર વિકલ્પ બતાવી ગુરુ, પરમગુરુ, અને પરાત્પર ગુરુ એવો પણ અર્થ કર્યો છે. બેશક, જ્ઞાનપિપાસાની શ્રી ગોકુલનાથજી પાસે તૃપ્તિ થઈ નથી; અને તેથીજ પોતે 'સગુરા' બન્યા છતાં એના વિચાર 'નગુરા' રહ્યા.

ત્યાર પછી એ કાશી ગયો કહેવાય છે. ત્યાં પણ એને સંતોષ થયો નહિ. તેમ છતાં કેટલોક વખત એ કાશીમાં જ સદ્‌ગુરુની શોધમાં રહ્યો. ફરતાં ફરતાં કાશીના મણિકર્ણિકા ઘાટ ઉપર એક ઝૂંપડામાં એકજ શિષ્યને વેદાંતનો અભ્યાસ કરાવતા એક સંન્યાસી પર તેની નજર પડી. જ્ઞાનભૂખ્યો અખો ત્યાં ઝૂપડાની પાછળ બાજુ બેસી ઉપદેશનું શ્રવણ કરવા લાગ્યો. પ્રતિદિન એ આ પ્રમાણે આવી ઉપદેશ સાંભળવા લાગ્યો. વર્ષ પર્યંત તેણે તે સંન્યાસીનો ઉપદેશ સાંભળ્યો અને તેને ખાત્રી થઈ કે ગુરુ થવાને આજ સન્યાસી પાત્ર છે. પણ પ્રકટ થવું કેવી રીતે?

એક દિવસ એવો સંયોગ મળ્યો કે ગુરુ શિષ્યને ઉપદેશ આપતા હતા, ત્યાં અચાનક ઝોકું આવ્યું, અને શિષ્ય હૂંકારો ન ભણી શક્યો. ઝૂંપડી પાછળ બેઠેલા અખાએ તરત હૂંકારો ભણ્યો. ગુરુને આથી આશ્ચર્ય ઉત્પન્ન થયું. તપાસ કરતાં ઝૂંપડી પાછળ અખો માલુમ પડ્યો. આમ છુપાઈ બેસવાનું કારણ પૂછતાં અખાએ પોતાનો સમગ્ર વૃત્તાંત કહી સંભળાવ્યો, અને બાર માસ સુધી જે કાંઈ શ્રવણ કર્યું તે પણ ટૂંકમાં કહી બતાવ્યું. ગુરુને એના પર વિશ્વાસ બેઠો અને તેને ગુપ્ત દીક્ષા આપી.

અહીં અખો ગુરુ પાસે વેદાંતશાસ્ત્રને લગતા ગ્રન્થો ભણ્યો, એમ જનશ્રુતિ છે. આ ગુરુ વિશે આમ છતાં અખાએ ક્યાંય પણ નિર્દેશ કર્યો જાણ-

વામાં નથી આવ્યો. (અખાએ ગુરુ તરીકે "બ્રહ્માનંદ" ના નામનો નિર્દેશ કર્યો માનવામાં આવે છે, તેનાં કેટલાંક સ્થળો નીચે બતાવવામાં આવે છે:

"ચરણ ચિંતવી સ્તુતિ કરું ચિદ્‌શક્તિ બ્રહ્માનંદની"
"સદ્‌ગુરુની સંગત કરીએ, મન ક્રમ વચને તન મન ધરીએ)
(અખે ગીતા ૧-૧)

"બ્રહ્માનંદ નિજ સુખ અનુસરીએ તો, મોટો મહિમા ગુરુદેવનો રે."
(અખાની વાણી, પૃ. ૨૮૬)

"બ્રહ્માનંદ સાગરમાં ઝીલતાં, નવ જાણ્યું તે દિન ને રાત."
(અખાની વાણી, પૃ. ૨૯૪)

"બ્રહ્માનંદ સ્વામી અનુભવ્યો રે, જગ ભાસ્યો છે બ્રહ્માકારે."
(અખાની વાણી, પૃ. ૨૬૧)

આ અવતરણોમાં "બ્રહ્માનંદ" માં શ્લેષ હોવાનું સ્વ. દી. બ. ન. દે. મહેતાએ જણાવ્યું છે, તે મને બરાબર નથી લાગતું. કારણ જાઇને એ બ્રહ્માનંદ નામના કોઇ ગુરુનો શિષ્ય થયો હોય તોયે ઉપરનાં અવતરણોમાં બ્રહ્માનંદ એ "બ્રહ્મનો આનંદ" એ જ અર્થમાં છે. 'અખે ગીતા'ના આરંભમાં એ સ્પષ્ટ અર્થ જ છે. ત્રીજા અવતરણમાં પણ એ જ અર્થ છે. બીજા અને ચોથા અવતરણમાં ગુરુનું નામ બ્રહ્માનંદ ઉદ્દિષ્ટ છે, એમ માનવા એક વાર દિલ લલચાય છે. આમાંથી બીજા અવતરણમાં ગુરુજીની કૃપાના ફલરૂપે બ્રહ્મનો આનંદ ઉદ્દિષ્ટ છે; ગુરુનું નામ બ્રહ્માનંદ એટલે ગુરુના મહિમાએ શિષ્યને બ્રહ્મનો આનંદ મળે છે, એમ કહેવું હોત તો વાક્યરચના એ રૂપમાં એ ન આપત. "નિજ" ને સ્થાને "નામ" પાઠ હોત તો એમ માનવા દિલ થાત. ચોથા અવતરણમાં "બ્રહ્માનંદ સ્વામી" એવું ભ્રામક શબ્દયુગ્મ છે. "બ્રહ્માનંદ સ્વામીએ જેનો અનુભવ કર્યો, તે જગત બ્રહ્માકારે દેખાયું." એમ અર્થ આમાંથી કરવામાં આવે તો તેમાંથી "બ્રહ્માનંદ" ગુરુનામ નીકળે; પણ તેમ કરવાને માટે "અનુભવાવ્યો" શબ્દ જોઇએ, યા "અનુભવ્યો" અખો તો "અનુભવ્યો" કહે છે, તે અખાએ જાતે બ્રહ્માનંદનો અનુભવ કર્યો તેને પરિણામે જગત બ્રહ્માકાર ભાસ્યું સ્વામી એ બ્રહ્મને માટે છે, જેવું સ્વૈરાનંદ. આમ એમાં ગુરુના નામનો સંબંધ જણાતો નથી.

એમ "બ્રહ્માનંદ" એવી વ્યક્તિ જ કોઇ ગુરુ છે એ જ અખાના કવનમાંથી ક્યાંય સ્પષ્ટ નીકળતું નથી અને નરહરિ, ગોપાળ અને બૂટિયાનાં ચરિતમાં કહેવામાં આવ્યું છે એમ, એ ચારેનો કોઇ એક ગુરુ હોવાનું પણ

પુરવાર નથી થઈ શકતું, કેમકે નરહરિ અને બૂટિયો ગુરુનાં નામ અખાની જેમ આપતા નથી; જ્યારે ગોપાલ તો સ્પષ્ટ રીતે ' સોમરાજ ' નામ નોંધે છે. અખાના જીવનકાળમાં સોમરાજનું અસ્તિત્વ અમદાવાદમાં હોવાની સંભાવના છે, પણ એજ સોમરાજ અખાનો ગુરુ હોવા વિશે એક પણ પુરાવો અદ્યાપિ ક્યાંયથી મળ્યો નથી. આજે છે એના જેવી લગભગ અખા–ગોપાલના સમયમાં અમદાવાદની જાહોજલાલી હતી; અહીં અનેક સાધુ સંતો આવતા હશે, તેમ આવી રહ્યા પણ હશે સોમરાજ એવો કોઈ છે; એવા કોઈ અન્યનો અખાને અહીં લાભ મળ્યો હોય, યા જનશ્રુતિ કહે છે તે પ્રમાણે કાશી કે ક્યાંય અન્ય સ્થળે કોઈ ગુરુનો ભેટો થયો હોય ગોપાલનો ગુરુ સોમરાજ પણ સામાન્ય વ્યક્તિ હોય તેવું નથી લાગતું; ગોપાલની કવિતામાં ઝરતું જ્ઞાન એ સમર્થ ગુરુના ઉપદેશનું પરિણામ છે, એ નિર્વિવાદ છે. એ જ ગુરુની કાંઈ અને કાંઈ અખાને પણ મદદ મળી હોય તેવું ભવિષ્યમાં સિદ્ધ થાય તો એક ગુરુની કલ્પના ટકી શકે. ગમે તે હો અખા ઉપર કોઈ અસાધારણ ગુરુની કૃપા ઊતરી છે, એ નિર્વિવાદ છે. ગુરુ તરફનો અસાધારણ ભક્તિભાવ તેણે વ્યક્ત કર્યો છે:

" ચરણ ચીંતવી સ્તુતિ કરૂં ચિદશક્તિ બ્રહ્માનંદની,
અણછતો અધ્યારોપ કરે કથા નીજ આનંદની ૧
ગુરૂ ગોવ્યંદ ગોવ્યંદ ગુરૂનામ યુગમ રૂપ એક,
તેહને સ્તવ્યૂ નીચો નમી કર જૂડ્ય માન્યે' હું વિવેક. ૨
પરાત્પર પરબ્રહ્મ જે મન વાણીને અગમ્ય,
તેહેનો લક્ષ આણી શકે તે માટે ગુરૂ તે બ્રહ્મ. ૩
શ્વાન શૂકર ખરકાક પર તેહેના કોશનો જે જંત,
તેને મુક્ત હરી કરી પેડને મધે સદ્‌ગુરૂ સંત. ૪
ગુરૂમહિમા અત્ય ઘણો રે સમજો સત સુજાણ,
તે ગુરૂ ગોવ્યંદ એકતા ભજે જેહેને લાગ્યા સદ્‌ગુરૂ બાણ ૫
જેમ રવી દેખાડે રવી ધામને ત્યેમ ગુરૂ દેખાડે રામ,
તે માટે હરી તે ગુરૂ ગુરૂ ગોવ્યંદ એહેનું નામ. ૬
ચાહીન સમી તે સંતની જે ગુરૂ ગોવ્યંદ એક તો ભજે,
જેમ બીબા માંહે રસ ભરયેર વસ્તુ થકો રૂપ નીપજે. ૭
જેમ સૌવર્ણ કેરી મોહોર માંહે અન્ય મુદ્રા છે અત્ય ઘણી,
ત્યેમ ગુરૂભજન માંહી સર્વ આવે જો મન વશે ગુરૂચર્ણ ભણી. ૮
જેમ બધિર ન જાણે નાદસુખ સ્વાદ નોહે રસના વીના,
ત્યેમ ગુરૂ વ્યના હરી નવ્ય મળે જેમ ભોગ ન પામે નિર્ધના. " ૯

અખાએ એના કોઇ સમર્થ ગુરુ પાસેથી મેળવેલા વેદાંતજ્ઞાનનો ઉપયોગ સરસ્વતીને ચરણે ધર્યો; તેની કાવ્યશક્તિ ખીલી. તે એક પછી એક કૃતિ માતૃભાષાને અર્પવા લાગ્યો. સ. ૧૭૦૫ માં તો નિશ્ચિત રીતે એણે એની 'અખેગીતા' રચી;

"સંવત સત્તર પચલોતરો, શુકલપક્ષ ચૈત્ર માસ;
સોમવાર રામનવમી, પૂરણ ગ્રંથ પ્રકાસ"

(કડવું ૪૦ મું)

એનો કાવ્યવેગ ખૂબ વધ્યો હતો (તેનાં કાવ્યોમાં 'અનુભવબિંદુ,' 'કૈવલ્યગીતા,' 'ગુરુશિષ્ય સંવાદ,' 'ચિત્તવિચાર સંવાદ,' 'પંચીકરણ' 'બ્રહ્મલીલા,' 'સંતપ્રિયા' એ ખંડકાવ્યો છે:) બાકી પ્રકીર્ણ કવિત્ત, છપ્પા (ષટ્ પદી), ચોપદી, સાખીઓ, માસ, વાર, વિષ્ણુપદ, ધ્રુઆર્થ, દૂહા, પરજિયા વગેરે તેમજ કેટલાંક પદો એ તેની છૂટક કૃતિઓ છે. બધામાં એણે જ્ઞાનમાર્ગની ઉચ્ચ ભૂમિકા તેમ જ જગતની ક્ષુલ્લકતા બતાવી છે.

એણે ચાલુ દેશીઓ ઉપરાંત પ્રકીર્ણ માત્રામેળ છંદો જેવા કે દોહા, સોરઠા, ચોપાઇ, કુંડળિયા, સવૈયા વગેરેનો ઉપયોગ કર્યો છે. એના છપ્પા તે પિંગળમાં નિર્દિષ્ટ રોળા અને ઉલાળાના મિશ્રણવાળા છપ્પા જેમ છે, તેમ જુદી રીતે પ્રયોજેલા ષટ્પદી ચોપાઈ રૂપે પણ છે. આ પાછલા પ્રકારની કવિતા અખાની પૂર્વે એક માત્ર બંધારા કવિ માંડણે "પ્રબોધ બત્રીશી" માં પ્રયોજી છે અખા પછી એનો ફરી કોઇએ ઉપયોગ કર્યો જાણવામાં નથી.

એની કાવ્યપ્રવૃત્તિ ક્યારથી શરૂ થઇ તે વિષે મતભેદ છે; પણ સામાન્ય રીતે એમ માનવામાં બાધ નથી કે યાત્રાઓ કર્યા પછી પોતાની પ્રૌઢ વયે તેણે કાવ્યપ્રવૃત્તિ હાથ ધરી તેણે તેના "કુટકળ અંગ" ના આરમ્ભમાં કહ્યું છે કે—

'તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં,
તીરથ ફરી ફરી થાક્યા ચર્ણ, તોએ ન પહોચ્યા હરિને શર્ણ.'

આ પૂર્વે એવો સિદ્ધાંત શ્રી. અંબાલાલ બુ જાની વગેરેએ સ્થાપ્યો છે કે અખાની કાવ્યરચના પ્રવૃત્તિ બાળજન્મે વેંજ થઈ. તેના સમર્થનમાં કેટલીક પંક્તિઓ મૂકવામાં આવી છે, જેવી કે

(૧) "બાળપણથી બુદ્ધ આવી ઘરી અખ્યા મણ્યાથી રહી હતી." (પ્રાસિ, અ.ગ. ૨૪૧)

(૨) "બાવન બાહેરો રે, હરિ નાવે વાણી માંહ્ય."
(અખાનું પદ ૧૯ મું)

(૩) "રાખ્ય આશરો અક્ષરનો અખા, જે બાવનથી વળી બાર"
(અખાનું પદ ૩૭ મું)

(૪) "બાહું બાવન માંહ્ય, જે બુધ્ધ વિલાસ બુધ્ધે કર્યો."
(સોરઠા-૨૨૨)

પણ આમાં તો વર્ણમાલાના બાવન અક્ષરોની પર એટલે કે બ્રહ્મ અક્ષરાતીત છે, તેવો સ્પષ્ટ આશય છે એટલે આ પંક્તિઓથી બાવનમે વર્ષે કાવ્યપ્રવૃત્તિ શરૂ કરી, તે કહેવું વાજબી નથી તેને માટે તો "તિલક કરતાં ત્રેપન વહ્યાં" એજ પંક્તિ વાજબી છે, જે ૫૩ વર્ષ પછી "કુટકળ અંગ" ની રચના થવાનું સ્પષ્ટ કહે છે.

અખાએ આમ ત્રેપન વર્ષ પર્યંત હરિનામના જપ કર્યા હોય તેવું સ્પષ્ટ થાય છે આટલી ઉંમરે પણ તેને હરિશરણ સિદ્ધ નથી થતુ એની એ વેદના તેણે કાશીમાં જઇ વામી કહેવાય છે. તેણે આત્મસ્વરૂપનું ત્યાં જ્ઞાન મેળવ્યું સંભવે છે, એ એની વાણીમાં ઠેરઠેર જોઇ જાણી શકાય છે. સમકાલીન નરહરિ અને ગોપાલની કૃતિઓ વેદાંતગ્રન્થોના આશય લઇ રચાયેલી છે; તેમાં તે કવિઓનો ખાસ જાતઅનુભવ નથી એથી ઊલટું, અખાનો શબ્દે શબ્દ જાત અનુભવનો છે. તેણે પરંપરાવાળું પણ સમર્થ ગાયુ, તેથીજ નરસિંહ મહેતા જેમ ભક્તિમાર્ગનો સ્વાનુભવી કવિ છે તેવોજ, અખો જ્ઞાનમાર્ગનો સ્વાનુભવી કવિ છે. અખાની પૂર્વે થયેલો કે પછી થયેલો કોઇ જ્ઞાની કવિ અખાની તોલે આવી શકવાની સ્થિતિમાં નથી.)

(અખાએ ગુજરાતી ભાષા ઉપરાંત વ્રજ ભાષાની છાંટવાળી તત્કાલીન હિંદી ભાષામાં પણ પદો—છપ્પાઓ સવૈયાઓ વગેરે રચ્યાં છે. 'સંતપ્રિયા' અને 'બ્રહ્મલીલા' જેવી કૃતિઓ છે. હિંદી ભાષામાં પણ ગુજરાતીની જેમ જ તેણે કવિતા લખી છે.)

તે ક્યારે ગુજરી ગયો, એ જાણી શકાતું નથી અત્યારે સામાન્ય રીતે ૧૭૩૦–૩૧ આસપાસ તે વિલીન થયો મનાય છે. એમ કહેવાય છે કે એણે પ્રેમાનંદના શિષ્યમંડળને જોયું હોય. એના છપ્પાના "કુટકળ અંગ" માં પ્રાપ્ત થતી કેટલીક કડીઓથી એની કલ્પના અસ્તિત્વમાં આવી છે. વસ્તુસ્થિતિએ સામાન્ય માણસને ઉદ્દેશીનેજ તેની એ ઉક્તિ જણાય છે:

" અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે, એમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે,
વાંઝણી પુત્ર શોભા અભિમાન, પણ ઉદરમાં નથી ઉપન્યું ગણે સંતાન.
એમ અલ્પાનંદી પોતાને ગણે ભલ, અખા પ્રેમાનંદ નથી ઉપન્યો ખલ.
એમ ગાય વજાડે ગુણીજન ઘણા, રંગે રૂપાળા નહિ કંઇ મણા,
કહે સૂર તાળી ને તાન, ગમે બાંધવને પાતરનું જ્ઞાન,
પણ અખા એ તો કસબણ કહેવાય, પતિવ્રતા પૂર્વે તે ન ગાય."

પ્રેમાનંદનો જીવનકાળ સં. ૧૬૯૨–૧૭૯૦ ગણાય છે. તેની પહેલી કૃતિ " સ્વર્ગની નીસરણી " અને બીજી કૃતિ " લક્ષ્મણા હરણ " ( ર. સ. ૧૭૨૦ ) છે. પ્રેમાનંદે જે ટોળી સ્થાપી કહેવાય છે, તે સં. ૧૭૨૦–૨૫થી અસ્તિત્વમાં આવી હતી, એમ મનાય છે. આવી ટોળીનું અસ્તિત્વજ શંકાસ્પદ છે અને થઈ હોય તોયે પ્રેમાનંદની ઉત્તરાવસ્થામાં થઈ હોય. તેની નિંદા અખાએ કરી એ કહેવં કાંઈક વધુ પડતું છે. " કુટકળ અંગ " નો પ્રસંગ જોતાં એ કોઇ વિશિષ્ટ વ્યક્તિને ઉદ્દેશી કહેલો હોય એવું જણાતું નથી. " લક્ષ્મણા હરણ ' રચાયું ત્યારે અખાનું વય ૫૨+૧૫=૬૮ વર્ષનું તો હોયજ. પ્રેમાનંદની ખ્યાતિ તેની આરંભની કૃતિઓથી જામી હોય તેવું કોઈ રીતે માની શકાય તેમ નથી.

અખાની થોકબંધ કૃતિઓ, હજારાબંધ સાખીઓ, પદો, છપ્પાઓ, દુહાઓ, સોરઠાઓનું પૂર એટલું બધું છે કે એ થોડા સમયમા રચાયાં જણાતાં નથી. કુટકળ અંગના છપ્પા ૫૭મે વર્ષે રચ્યા હોય તો સંવાસરનું ૮૫ું વર્ષ એ અખાનું ૫૭મું વર્ષ થાય એ કહેવાનું આપણી પાસે કાંઇપણ સાધન નથી. અખેગીતા મને તો તેની મોડી કૃતિ જણાય છે. આ કલ્પના સાચી હોય તો પ્રકીર્ણ કવિતા બધી તે પૂર્વે રચી હોય અને શ્રી ગોકુલનાથજી ગોકુલમાં સં. ૧૬૦૮–૧૬૯૭ વર્ષ દરમિયાન બિરાજ્યા છે, એ જોતાં સં. ૧૬૯૭ પૂર્વેજ શ્રી ગોકુલનાથજીના જીવનકાળમાં તેણે કુટકળ અંગ વગેરે લખ્યાં હોય તો સંભવી શકે તેમ છે કે એનું ૫૭મું વર્ષ સં. ૧૭૦૫ ધારવામાં આવે છે એના કરતાંએ થોડાં વર્ષો વહેલું લઇ જવું જોઇએ તો એનો જન્મ સંવત્સર પણ સં. ૧૬૪૯ કરતાં વહેલો જાય; અને " પંચીકરણ " ની એક હાથપ્રતની ઝાંખાંજોતાંયે તેવા મંતવ્ય ઉપર આવવા કારણ મળે ખરૂં:—

" એ છિ પંચીકરનુ મહાવાક્ય, એહિં હોઈ અનુભવ પરીપાક ।
જડતપણું જેહેનિં છિ સત્ય, તેહિં કરવી એહેની નીત ॥ ૬૮ ॥

વેદ તણો વચન છિં એહ, નીસીધિ થાઈ સોધિં તેહ ।
જીવનમૂકત તે તેહનું નામ જેણિં સંભાલ્યૂં મૂલગૂં ધામ ॥ ૯૯ ॥
ન અવતરીઓ સરખો તેહ, જેણિં ઈમ સંભાલો દેહ ।
તેહનિં મુક્તબંધ નોહિં અભીમાન, જ્યાંહાં સાધા ન દીસે તિં જ્ઞાન ॥૧૦૦॥
ત્રીપુટી રહીત તે છિં અવાચ્ય, 'તત્વમસી' પદ સોંમાં સાચ ।
શ્રીહાઆરય તેણિં પામ્યું સાન, આતમ-અનુભવ હુવો વીજ્ઞાન ॥ ૧૦૧ ॥
માંહાપર માંહા કલ્પ્યૂં વ્દ્વૈત, તે ઇમ સમઝિ થઈ અદ્વૈત ।
અહં બ્રહ્મ છિં શબ્દ જ વીના, બે સમઝિં વેદા આપના ॥ ૧૦૨ ॥

ઇતિ શ્રી પંચીકર્ણ મહાવાક્યની ટીકા કરી છિં વીષ્ણુવ અખાકર્ત છિ ॥"

આમાં મધ્ય. ગૂજ.ની ૪થી મિશ્ર ભૂમિકા "છિ હવો" એ વગેરે રૂપોથી સ્પષ્ટ છે. અખાએ એજ રૂપ સ્વીકાર્યું હોય તો તેને સ. ૧૭૦૦ પૂર્વે જરા વહેલો લેવો જોઇએ. મને લાગે છે કે સં. ૧૭૦૫માંથી ઓછામાં ઓછાં ૨૦ વર્ષ બાદ કરી સં. ૧૬૮૫-૧૭૦૫ એ ગાળો અખાના કવનકાળને સ્વીકારવામાં આવે તો પંચીકરણની ભાષા અને અખેગીતાના ૨૨મા વર્ષનો મેળ બરાબર બેસી જાય. અખેગીતામાં પણ જૂનું રૂપ સાચવી રાખ્યું હોય, જે પાછળની હાથપ્રતોમાં અર્વાચીન બન્યું હોય. જૂનામાં જૂની સં. ૧૭૭૪ની હાથપ્રતમાં સ્વરૂપ અર્વાચીન ૧લી ભૂમિકામાં —એટલે કે પ્રેમાનંદની સિદ્ધ ભાષામાં છે. નરસિંહ અને મીરાંની ભક્તિજવાળા કયાંથી પ્રકટી એના ઉપર ખૂબ ચર્ચાઓ થઇ છે, પણ અખાની આ જ્ઞાનજ્વાળા કયાંથી ફૂટી એને વિશે કદી કયાંય પ્રશ્ન પુછાયો નથી. પોલીસ કોર્ટમાં સિદ્ધ જેવા પુરાવા મળી જવાથી ફુલાયેલો ફોજદાર સાહેબ સમર્થક પુરાવા પછી ખોળવા ન બેસતાં આત્મવિશ્વાસ રાખી મુકદ્દમો ઉપરની કોર્ટમાં રજૂ કરે છે જ્યાં સિદ્ધવત્ મનાયેલા પુરાવા સમર્થક પુરાવાઓને અભાવે તૂટી પડે છે અને મુકદ્દમો માર્યો જાય છે—તેવું જ અખાના વિષયમાં બન્યું છે. કાશીમાં બ્રહ્માનંદ ગુરુની કૃપા વરસી અને તેના બળે અખાની વાણી ખૂલી, એ વાની ચુકાયેલા સમર્થનમાં જનશ્રુતિ વિના એક પણ પુરાવો નથી. એટલે અખાને પ્રેરણા કયાંથી મળી એ પ્રશ્ન અસલ સ્વરૂપમાંજ આવી ઊભો રહે છે. એ ગુરુ કરવા ગોકુલ ગયાનું પોતેજ લખે છે; જેમકે—

"બહુ રૂપ કર્યાં મેં બાજ, તોયે ન ભાગી મનની દાઝ,
દર્શન વેશ જોઇ બહુ રહ્યો, પછે ગુરુ કરવાને ગોકુલ ગયો-૧૬૬"

"અલ્પાન દી પોતાને પ્રેમાનદી ભણે, જેમ બાઝણી પુત્ર જાળામા ગણે
વાઝણી પુત્ર શોભા અભિમાન, પણ ઉદરમાં નથી ઉપજ્યુ ગણે સતાન.
એમ અલ્પાનદી પોતાને ગણે ભલ, અખા પ્રેમાનદ નથી ઉપન્યો પલ.
એમ ગાય વજાડે ગુણીજન ઘણા, રંગે રૂપાળા નહિ કંઇ મણા,
કહે સુર તાણી ને તાન, અમે બાધવ'ને પાતગું જ્ઞાન,
પણ અખા એ તો કસબણુ કહેવાય, પતિવ્રતા પૂર્વે તે ન ગાય"

પ્રેમાનદનો જીવનકાળ સં. ૧૬૯૨–૧૭૯૦ ગણાય છે. તેની પહેલી કૃતિ "સ્વર્ગની નીસરણી" અને બીજી કૃતિ "લક્ષ્મણા હરણ" (ર. સ. ૧૭૨૦) છે પ્રેમાનદે જે ટોળી સ્થાપી કહેવાય છે, તે સં. ૧૭૨૦–૨૫થી અસ્તિત્વમાં આવી હતી, એમ મનાય છે આવી ટોળીનું અસ્તિત્વજ શકા સ્પદ છે અને થઈ હોય તોયે પ્રેમાનદની ઉત્તરાવસ્થામા થઈ હોય તેની નિંદા અખાએ કરી એ મ્હેવ કાઈક વધુ પડતુ છે. "કુટકળ અગ" નો પ્રસગ જોતા એ કોઇ વિશિષ્ટ વ્યક્તિને ઉદ્દેશી કહેતો હોય એવું જણાતુ નથી "લક્ષ્મણા હરણ" રચાયુ ત્યારે અખાનું વય ૫૩+૧૫=૬૮ વર્ષનુ તો હોયજ પ્રેમાનદની ખ્યાતિ તેની આરભની કૃતિઓથી જામી હોય તેવુ કોઈ રીતે માની શકાય તેમ નથી

અખાની થોકબધ કૃતિઓ, હજારાબધ સાખીઓ, પદો, છપ્પાઓ, દુહાઓ, સોરઠાઓનુ પૂર એટલુ બધુ છે કે એ થોડા સમયમા રચાયા જણાતા નથી કુટકળ અગના છપ્પા ૫૩મે વર્ષે રચ્યા હોય તો સવત્સરનુ કયુ વર્ષ એ અખાનું ૫૩મુ વર્ષ થાય એ કહેવાનુ આપણી પાસે કાંઇપણ સાધન નથી. અખેગીતા અને તો તેની મોડી કૃતિ જણાય છે. આ કલ્પના સાચી હોત તો પ્રકીર્ણ કવિતા બધી તે પૂર્વે રચી હોય અને શ્રી ગોકુલનાથજી ગોકુલમા સ. ૧૬૦૮–૧૬૯૭ વર્ષ દરમિયાન બિરાજ્યા છે, એ જોતાં સ. ૧૬૯૭ પૂર્વેજ શ્રી ગોકુલનાથજીના જીવનકાળમા તેણે કુટકળ અગ વગેરે રચ્યા હોય તો સભવી શકે તેમ છે કે એનુ ૫૩મુ વર્ષ સં. ૧૭૦૫ ધાર વામાં આવે છે એના કરતાએ થોડા વર્ષો વહેલુ લઇ જવુ જોઇએ તો એનો જન્મ સવત્સર પણ સ ૧૬૪૯ કરતા વહેલો જાય, અને "પચીકરણ" ની એક હાથપ્રતની ભાષા જોતાંયે તેવા મતવ્ય ઉપર આવવા કારણ મળે છે —

'એ છિ પચીકરણ મહાવાક્ય એણિ હોઈ અનુભવ પરીપાક।
જકતપણુ જેહેનિ છિ સત્ય, તેણિ કર ચી એહેની નીત' ॥ ૯૮ ॥

૧

વેદ. તણો વચન છિં એહ, નીસંધિ થાઈ સોધિં તેહ ।
જીવનમૂક્ત તે તેહનું નામ જેણિં સંભાલ્યું મૂલગૂં ધામ ॥ ૯૯ ॥
ન અવતરીઓ સંરષો તેહ, જેણિં ઈમ સંભાલો દેહ ।
તેહનિં મૂક્તબંધ નોહિં અભીમાન, જયાંહાં સાવાન હીંડે તિં જ્ઞાન ।૧૦૦।
ત્રીપુટી રહીત તે છિં અવાચ્ય, 'તત્વમસી' પદ સોધ્યાં સાચ ।
સાહાક્ષારથ તેણિં પામ્યું સાંન, આતમ-અનુભવ હવો વીજ્ઞાન ॥ ૧૦૧ ॥
માંહાપદ માંહાં કલ્પ્યું દ્વૈત, તે ઇમ સમઝિ થઈ અદ્વૈત ।
અહં બ્રહ્મ છિં શબ્દ જ વીના, એ સમઝિં વેતા આપના ॥ ૧૦૨ ॥

ઈતિ શ્રી પંચીકર્ણું મહાવાક્યની ટીકા કરી છિં વીષણુવ અધાકર્ત છિ ॥ "

આમાં મધ્ય. ગૂજ.ની ૪થી મિશ્ર ભૂમિકા "છિ હવો" એ વગેરે રૂપોથી સ્પષ્ટ છે. અખાએ એજ રૂપ સ્વીકાર્યું હોય તો તેને સં. ૧૭૦૦ પૂર્વે જરા વહેલો લેવો જોઇએ." મને લાગે છે કે સં. ૧૭૦૫માંથી ઓછામાં ઓછ ૨૦ વર્ષ બાદ કરી સં. ૧૬૮૫-૧૭૦૫ એ ગાળો અખાના કવનકાળને સ્વીકારવામાં આવે તો પંચીકરણની ભાષા અને અખેગીતાના ૨૨મ વર્ષનો મેળ બરાબર બેસી જાય. અખેગીતામાં પણ જૂનું રૂપ સાચવ રાખ્યું હોય, જે પાછળની હાથપ્રતોમાં અર્વાચીન બન્યું હો જૂનામાં જૂની સં. ૧૭૭૪ની હાથપ્રતમાં સ્વરૂપ અર્વાચીન ૧લી ભૂમિકા —એટલે કે પ્રેમાનંદની સિદ્ધ ભાષામાં છે. નરસિંહ અને મીરાં ભક્તિવાળા ક્યાંથી પ્રકટી એના ઉપર ખૂબ ચર્ચાઓ થઇ છે, પં અખાની આ જ્ઞાનજ્વાળા ક્યાંથી ફૂટી એને વિશે કદી ક્યાંય પ્ર પુછાયો નથી. પોલીસ કોર્ટમાં સિદ્ધ જેવા પુરાવા ગળી જવાથી ફોજદાર સાહેબ સમર્થક પુરાવા પછી ખોળવા ન બેસતાં આત્મવિશ્વ રાખી મુકદમો ઉપરની કોર્ટમાં રજૂ કરે છે જ્યાં સિદ્ધવત્ મંનાયે પુરાવા સમર્થક પુરાવાઓને અભાવે તૂટી પડે છે અને મુકદમો માર્યો છે—તેવું જ અખાના વિષયમાં બન્યું છે. કાશીમાં બ્રહ્માનંદ ગુરુની વરસી અને તેના બળે અખાની વાણી ખૂલી, એ માની ચુકાયેલા સમર્થ જનશ્રુતિ વિનાં એક પણ પુરાવો નથી. એટલે અખાને પ્રેરણા ક્યાંથી એ પ્રશ્ન અસલ સ્વરૂપમાંજ આવી ઊભો રહે છે. એ ગુરુ કરવા ગે

"અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે, જેમ વાંઝણી પુત્ર બાળામાં ગણે,
વાંઝણી પુત્ર શોભા અભિમાન, પણ ઉદરમાં નથી ઉપન્યું ગણે સંતાન.
એમ અલ્પાનંદી પોતાને ગણે ભલ, અખા પ્રેમાનંદ નથી ઉપન્યો પલ.
એમ ગાય વજાડે ગુણીજન ઘણા, રંગે રૂપાળા નહિ કંઇ મણા,
કંઠે સુર તાળો ને તાન, જમે બધિરને પાતાનું જ્ઞાન,
પણ અખા એ તો કસબણ કહેવાય, પતિવ્રતા પૂરે [illegible] ન આય."

પ્રેમાનંદનો જીવનકાળ સં. ૧૬૯૨–૧૭૯૦ ગણાય છે. તેની પહેલી કૃતિ "સ્વર્ગની નીસરણી" અને બીજી કૃતિ "લક્ષ્મણા હરણ" (ર. સ. ૧૭૨૦) છે. પ્રેમાનંદે જે ટોળી સ્થાપી કહેવાય છે, તે સં. ૧૭૨૦–૨૫થી અસ્તિત્વમાં આવી હતી, એમ મનાય છે. આવી ટોળીનું અસ્તિત્વજ શંકાસ્પદ છે અને થઈ હોય તોયે પ્રેમાનંદની ઉત્તરાવસ્થામાં થઈ હોય. તેની નિંદા અખાએ કરી એ કહેવું કાંઈક વધુ પડતું છે. "કુટકળ અંગ" નો પ્રસંગ જોતાં એ કોઇ વિશિષ્ટ વ્યક્તિને ઉદ્દેશી કહેતો હોય એવું જણાતું નથી. "લક્ષ્મણા હરણ' રચાયું ત્યારે અખાનું વય ૫૩+૧૫=૬૮ વર્ષનું તો હોયજ. પ્રેમાનંદની ખ્યાતિ તેની આરંભની કૃતિઓથી જામી હોય તેવું કોઈ રીતે માની શકાય તેમ નથી.

અખાની થોકબંધ કૃતિઓ, હજારોબંધ સાખીઓ, પદો, છપ્પાઓ, દુહાઓ, સોરઠાઓનું પૂર એટલું બધું છે કે એ થોડા સમયમાં રચાયાં જણાતાં નથી. કુટકળ અંગના છપ્પા પઙમે વર્ષે રચ્યા હોય તો સંવત્સરનું કયું વર્ષ એ અખાનું પઙમું વર્ષ થાય એ કહેવાનું આપણી પાસે કાંઇપણ સાધન નથી. અખેગીતા મને તો તેની મોડી કૃતિ જણાય છે. આ કલ્પના સાચી હોત તો પ્રકીર્ણ કવિતા બધી તે પૂર્વે રચી હોય અને શ્રી ગોકુલનાથજી ગોકુલમાં સં. ૧૬૦૮–૧૬૯૭ વર્ષ દરમિયાન બિરાજ્યા છે, એ જોતાં સં. ૧૬૯૭ પૂર્વેજ શ્રી ગોકુલનાથજીના જીવનકાળમાં તેણે કુટકળ અંગ વગેરે રચ્યાં હોય તો સંભવી શકે તેમ છે કે એનું પઙમું વર્ષ સં. ૧૭૦૫ ધારવામાં આવે છે એના કરતાંએ થોડાં વર્ષો વહેલું લઇ જવું જોઇએ તો એનો જન્મ સંવત્સર પણ સં ૧૬૪૯ કરતાં વહેલો જાય; અને "પંચીકરણ" ની એક હાથપ્રતની પુષ્પિકાજોતાંયે તેવા મંતવ્ય ઉપર આવવા કારણ મળે ખરું —

"એ છિ પંચીકરણ મહાવાક્ય, એહિં હોઈ અનુભવ પરીપાક।
જકતપણું જેહેનિ છિ સત્ય, તેહિં કરવી એહેની નીર્ત ॥ ૯૮ ॥

> વેદ તણો વચન છિં એહ, નીસીધિ થાઈ સોધિં તેહ ।
> જીવનમુક્ત તે તેહનું નામ જેણિં સંભાલું મૂલગું ધામ ॥ ૯૯ ॥
> ન અવતરીઓ સરયો તેહ, જેણિં ઈમ સંભાલો દેહ ।
> તેહનિં મુક્રાભ ॥ નોહિં અભીમાન, જયાંહાં સાવાન હીઝે તિં જ્ઞાન ।૧૦૦।
> શ્રીપુદી રહીત તે છિં અવાચ્ય, 'તત્વમસી' પદ સોધ્યાં સાચ ।
> આહાઆરથ તેણિં પામ્યું સાન, આતમ-અનુભવ હવો વીજ્ઞાન ॥ ૧૦૧ ॥
> માહાપદ માંહાં કલ્પ્યું દ્વૈત, તે ઇમ સમઝિ થઉં અદ્વૈત ।
> અહં બ્રહ્મ છિં શબ્દ જ વીના, એ સમઝિં વેતા આપના ॥ ૧૦૨ ॥
>
> ઈતિ શ્રી પંચીકર્ણ મહાવાક્યની ટીકા કરી છિં વીપણુવ અપાકર્ત છિ ॥ "

આમાં મધ્ય. ગુજ.ની ૪થી મિશ્ર ભૂમિકા "છિ હવો" એ વગેરે રૂપોથી સ્પષ્ટ છે. અખાએ એજ રૂપ સ્વીકાર્યું હોય તો તેને સં. ૧૭૦૦ પૂર્વે જરા વહેલો લેવા જોઇએ." મને લાગે છે કે સં. ૧૭૦૫માંથી ઓછામાં ઓછાં ૨૦ વર્ષ બાદ કરી સં. ૧૬૮૫-૧૭૦૫ એ ગાળો અખાના કવનકાળનો સ્વીકારવામાં આવે તો પંચીકરણની ભાષા અને અખેગીતાના ૨૨મા વર્ષનો મેળ બરોબર બેસી જાય. અખેગીતામાં પણ જતું રૂપ સાચવી રાખ્યું હોય, જે પાછળની હાથપ્રતોમાં અર્વાચીન બન્યું હોય. જૂનામાં જૂની સં. ૧૭૭૪ની હાથપ્રતમાં સ્વરૂપ અર્વાચીન ૧લી ભૂમિકામાં —એટલે કે પ્રેમાનંદની સિદ્ધ ભાષામાં છે. નરસિંહ અને મીરાંની ભક્તિજ્વાળા ક્યાંથી પ્રકટી એના ઉપર ખૂબ ચર્ચાઓ થઇ છે, પણ અખાની આ જ્ઞાનજ્વાળા ક્યાંથી ફૂટી એને વિશે કદી ક્યાંય પ્રશ્ન પુછાયો નથી. પોલીસ કોર્ટમાં સિદ્ધ જેવા પુરાવા મળી જવાથી ફુલાયેલો ફોજદાર સાહેબ સમર્થક પુરાવા પછી ખોળવા ન બેસતાં આત્મવિશ્વાસ રાખી મુકદ્દમો ઉપરની કોર્ટમાં રજૂ કરે છે જ્યાં સિદ્ધવત્ મનાયેલા પુરાવા સમર્થક પુરાવાઓને અભાવે તૂટી પડે છે અને મુકદ્દમો માર્યો જાય છે—તેવું જ અખાના વિષયમાં બન્યું છે. કાશીમાં બ્રહ્માનંદ ગુરુની કૃપા વરસી અને તેના બળે અખાની વાણી ખૂલી, એ માની ચુકાયેલા સમર્થનમાં જનશ્રુતિ વિનાં એક પણ પુરાવો નથી. એટલે અખાને પ્રેરણા ક્યાંથી મળી એ પ્રશ્ન અસલ સ્વરૂપમાંજ આવી ઊભો રહે છે. એ ગુરુ કરવા ગોકુલ ગયાનું પોતેજ લખે છે; જેમકે—

> "ઘણાં ફોથ કર્યાં મેં આજ, તોએ ન આવી મનની દાઝ,
> દર્શન વેશ જેઇ બહુ ફર્યો, પછે ગુરુ કરવાને ગોકુલ ગયો-૨૬૬"

અને અગાઉ જણાવ્યું છે તેમ, એણે વૈષ્ણવી દીક્ષા લીધી, અને ત્રણ મહાપુરુષ મળ્યા, તે કોણ તે અગાઉ કહેવામાં આવ્યું છે. તેજ ત્રણ મહાપુરુષો ન હોય તો સ્વ. દી. બ. નર્મદાશંકરભાઈએ બીજો વિકલ્પ બતાવ્યો છે, તેમ ગુરુ, પરમગુરુ, પરાત્પર ગુરુ, એ ત્રણ તેને મળ્યા અને વાણી ખીલી; તેણે કાવ્યપ્રવાહ પુષ્કળ વહાવ્યો. આ તેની જ્ઞાન-જ્વાળાની શરૂઆતનું કારણ? આ પ્રશ્ન જ પ્રશ્ન ઊભો કરે છેઃ અખાએ શું આ બધું નવીન અવતાર્યું? એની પૂર્વે એના જેવી કવિતા ન જ મળતી હોય તો એનીજ એ નવીનતા ખરી; પણ એમ, ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ જોતાં જણાતું નથી. અખાની કવિતાનો સ્વપ્રતિભોત્થ વેગ ગાળી નાખતાં, ભીતરમાં દોઢસો વર્ષ ઉપર થયેલો માંડણ બંધારો ડોકિયાં કરે છે. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં માંડણ બંધારો જનો જ્ઞાની કવિ છે. અખાનો તનમનાટ અને આત્મ-સાક્ષાત્કાર માંડણમાં નથી; પણ એ પ્રકારનાં કાવ્યઝરણું તો એમાં દેખાય છે જ. એ બંનેની સરખામણી કરિયે તો.

| માંડણ | અખો |
|---|---|
| (૧) ષટ્પદી ચોપાઈ-કાવ્યબંધનો પ્રેમી | (૧) ષટ્પદી ચોપાઈ-કાવ્યબંધનો પ્રેમી |
| (૨) ખૂબ ફરેલો | (૨) ખૂબ ફરેલો |
| (૩) ઢોંગી ધર્મગુરુઓનો વિરોધી | (૩) ઢોંગી ધર્મગુરુઓનો વિરોધી |
| (૪) સમાજના સડાનો વિરોધી | (૪) સમાજના સડાનો વિરોધી |
| (૫) હૃદયનો વૈષ્ણવ | (૫) હૃદયનો વૈષ્ણવ |
| (૬) ગુરુ તરફ સંપૂર્ણ આદર | (૬) ગુરુ તરફ સંપૂર્ણ આદર |
| (૭) જ્ઞાની કવિ | (૭) જ્ઞાની કવિ |

સર્વ સામાન્ય જે સામ્ય છે, તે આટલું જ છે. બે વચ્ચે જબરદસ્ત જે તફાવત છે, તે એ કે એક ફક્ત ઉપદેશક છે, બીજો પ્રતિભાશાળી તનમનાટવાળો કવિ છે, પણ તે ઉપદેશકનાં વાવેલાં બીજોનો તદ્દન સ્વતંત્ર-સર્વતંત્ર-સ્વતંત્ર વિકાસ કરનારો માળી છે, એ લેશ પણ ભુલાવું ન જોઈએ.

( ૧ ) ઉપરના સાત મુદ્દાઓમાંનો પહેલો મુદ્દો તો પ્રત્યક્ષનો જ વિષય છે. અખાએ ષટ્પદી ચોપાઈ એટલે કે ચોપાઈનાં ૭ ચરણોની એક કડી એવીમાં અનેક ' અંગો ' લખી નાખ્યાં છે. એણે કડવાબદ્ધ ' અખેગીતા ', દોહા ચોપાઈ બંધની કવિતા, ચાર રોળા-ઉલ્લાલના છપ્પા, દુહા પરજિયા, સોરઠા, સાખીઓ અને પદો સિવાયની બીજી બધી કવિતા ષટ્પદી ચોપાઈમાં લખી છે. એ ષટ્પદી ચોપાઈ ગુજરાતી સાહિત્યમાં પ્રયોજનારા માત્ર

બે કવિઓ: માંડણ અને અખો. દોઢસો વર્ષમાં કે તે પછી આજસુધી કોઇએ એ ષટ્પદી ચોપાઈ પ્રયોજી નથી. માંડણી ષટ્પદી ચોપાઇનો નમૂનો અગાઉ આવી ગયો છે. એણે કહેવતોનો થર કર્યો છે, તેવો થર અખાએ નથી કર્યો; છતા એ ચોપાઇઓની શબ્દાવલીઓ અને કહેવતો અખામાં અત્રતત્ર આવી ગઇ છે:

| માંડણ— | અખો— |
|---|---|
| આરાધ કવિ આ મોટા કવિ | ૧ કવિતા ઘણા કવિ કવી ગયા |
| જે બોલઇ તે વાણી નવી. | અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા. |
| ભિણે સાંભલવા શ્રોતા મિલ્યા | ૨ અંધે અંધ અંધારે મળ્યા |
| જાણે તિલ કોદ્રવમાં ભલ્યા | જેમ તલમાંહે કોદરા મળ્યા |
| તેહની ઘયસિ ન ઘાણી હોઇ | ઘેસ ન થાય ન થાયે ઘાણી |
| નાચિ વ્યાસ ન પૂછઈ કોઇ | |
| ૩ સદ્‌ગુરૂ અંધ નઇ વહુ સરગટુ | ૩ આંધળો સસરો ને સણગટ વહુ |
| ૪ પાપગતીના મદિરા પીધ | ૪ વહકણી વહુએ દીકરો જણ્યો. |
| વહકણ વહુ નઇ પીધ પક્ષ કીધ | |
| ૫ પરણી નારી તજી વનિ ગયુ | ૫ આગ આળસ ને તપસી થયો |
| આલસે અજિ તપસિ થયુ | ઘર મેલીને વનમા ગયો, |
| કામબાણ ન સક્યુ જીતવી | કામબાણ ન શક્યો જીતવી, |
| રડવડતી સ્ત્રી આણી નવી | રડવડતી એક આણી નવી, |
| શ્વાન બસાવઇ હીંડઇ ચક્યુ | શ્વાન બસાવે હીંડે છક્યો, |
| બાહરિ ન ગ્યુ ઘર ન રાખી સક્યું | અખ્યા હઠ્યો નહિ ને ઘર નવ રાખ્યો. |

આ તો માત્ર પાંચ નમૂના જ આપ્યા છે, આવાં સામ્ય ...ું છે. "અખો—એક સ્વાધ્યાય" એ નિબંધમાં શ્રી ઉમાશંકર જોશીએ ...પેલાં અનેક ઉદાહરણો અહીં અનુસંધિત કરવાં.

(૨) બંને જણા ખૂબ ફરેલા હતા. માંડણના વિષયમાં આ પૂર્વે સૂચવાયું. અખો "તીરથ ફરી ફરી થાક્યા ચર્ણ" નું સૂચન કરે છે.

(૩) ઢોંગી ધર્મગુરૂઓના બંને વિરોધી હતા. માંડણનો તે વિષયક મત ...ા પૂર્વે આપી જાય છે. અખો તો સ્પષ્ટ જણાવે છે કે—

"ગુરુ થૈ બેઠો હોશે કરી, કહે પાણ શકે કયમ તરી?
જ્યમ નાર નાનડી હતું પ્રસૂત, વળતી વાધે નૈં અદ્‌ભૂત:
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તે મૂલગેયો ગયો,
પોતે હરિ નો જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ,
સાપને ઘેર પરાણો સાપ, મુખ ચાગી ચાલ્યો ઘેર આપ,
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવપાર?"

(૪) સમાજના સડાઓનો વિરોધ માંડણે સ્વલ્પ જેવો પણ કર્યો છે, જેવો કે,

> " ટીલા કાઢઈ મ ટોકર થાઈ, ગદ મિઠિકા માન કાઈ.
> ઢોક ઢલાવિ જપ જાણિવું. પૂજા પાઠ મ સિલ-દલવું.
> એ વિધિ આણુ દંભક વણી. ખા ચોરીનઈ ગુલ આપણુઇ ૮૬ "
> (પાખંડ ચીશી, પૃ. ૧૧)

અખાએ એનાં 'અંગો'માં વેશનિંદા અંગ, આભડછેટ અંગ, દંભભક્તિ અંગ, જ્ઞાનદગ્ધ અંગ, ગેરૂ વિચાર અંગ, અજ્ઞાન અંગ, કુટકળ અંગ, એ વગેરે અંગોમાં સમાજમાં ચાલતાં દંભ વગેરે ઉપર વારંવાર પુષ્કળ ટકોર કર્યો છે. 'આભડછેટ અંગ'માં એ કહે છેઃ

> " આભડછેટ અંત્યજની જાણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી;
> બારે માસ ભોગવે એ ભેદ, સૌને ઘેર આવી ગર્ભ રહે.
> અખા હરિ જાણે જડ જાય, તે તો મનસા વાચા પેઠી રે' કાય.
> × × ×
> ઉપર જાણે તે આચાર, એ તો છે ઉપરો ઉપચાર;
> મોટા મોટાં માન્યા દ્રાક્ષ, અન્ન ન્હાય અન્નમાંની રાખ;
> સોનામુખી સોનું નવ થાય, અખા આંધળાને પાથરતાં વાણું વાય "

(૫) બને હૃદયના પાકા વૈષ્ણવ છે, હરિમાં પૂર્ણ શ્રદ્ધાવાળા છે. માંહ્ય વૈષ્ણવ છે, એ અગાઉ બતાવ્યું છે, જ્યારે

> " હરિ પામવા સૌ તપ કરે, અખો હરિમાં મોજે ફરે;
> મારે સમરસ રોજ સંયોગ, સાવ સ્વતંત્ર પામ્યો ભોગ,
> જેમ ભવસાગરે તિમિંગલ રમે, હું હરિમાં તો દેહ કોણ દમે ?
> ઘેર ઘેર મેં જોયું મથી, જે હરિ વિના પદારથ નથી;
> તો ઘાક વૈંતનો હું જે ચડયો. તેને ક્યાં આળસો જઇ પડયો ?
> એમ જોતાં હરિ લાગ્યો હાથ, ટળ્યો અખો ને એ રહી આરથ ૨૫૯ "

અખા જેવો ચુસ્ત જ્ઞાની પણ ગોપીભક્તિ પાછળ ગાંડો જણાય છે; ગોપીભક્તિમાં દોષ નથી જોતા :—

> " જ્ઞાની વિહારી ગોપી જશા, તેજ જ્ઞાની જેને ગોપીની દશા,
> ગોપી ભૂલી ઘર ને બાર, ગોપી ભૂલી કુટુંબ પરિવાર;
> પોતાની દેહ પણ ભૂલી ગઈ, પ્રસન્ન અખા કામની કુળવંત થઈ.
> પ્રસન્ન થઈ પ્રભુ પ્રેમ મળ્યો, ભાગ જોગારથ કરવો ટળ્યો:
> વિધિ નિષેધ ને પાપ ઉપાય, સંકલ્પ વિકલ્પ ટળ્યો સંતાપ;

પ્રગટ્યો ઉરમાં પ્રેમાનંદ, પિયે સુધારસ પ્રમદા વૃંદ,
સખી સમાગમ સદા નિજ ધામ, અખા અક્ષય રસ તેનું નામ."

શાંકરવેદાંતના સમર્થ પંડિત શ્રી મધુસૂદન સરસ્વતી અસામાન્ય કૃષ્ણ ભક્ત હતા, અને कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने કહી કૃષ્ણની પરાત્પરતા કહેતા, તેવી અખાના હૃદયમાં ગોપી અને કૃષ્ણની સર્વશ્રેષ્ઠતા ઉપરની ચોપાઈઓમાં સ્પષ્ટ થાય છે; પણ તેમ થવામાં મને કારણ તેનો વૈષ્ણવ દીક્ષાને કારણેનો અનુભવ મુખ્ય લાગે છે. તેના વેદાંત મતમાં પણ જગત ઢોંગાભાંડ છે, તેની મતલબની કવિતામાં શ્રી વલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત વાદની છાયા દેખાય છે. (જુઓ નીચે અને પછી આગળ)

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે માર્ગથી મોક્ષ મળવામાં એ માને છે. જ્ઞાનમાર્ગીય છતાં ભક્તિ તરફનો જે તેનો પ્રેમ છે, તે તેના ઉપર વૈષ્ણવી અસર છે. એનું આખું જીવન એક જ્ઞાનમાર્ગીય ભક્તનું છે, જેમાં એનો વેદાંતિક સિદ્ધાંત કેવલાદ્વૈત છે. ભક્તિ તરફનો તેનો અનુરાગ જુઓઃ

" ઊંઘમે નહીં કોઈને એ તો આત્મા વિલસી રહ્યો,
ધેનને ભાગવત ગાએ ગીતા, ઉપનીષધ એ કહ્યો 1
ભક્ત તે પે એમ જાણે જાણીને રહ્યા ધરે,
સ્વામી મ્હારો રહ્યો રઘપ્રે અહર્નિશ ચિંતન એ કરે 2
ભુવન ત્રણ મ્હારા રહ્યા પૂરી પૂરણ સર્વે પરમાત્મા,
પોત તે જીવથી નિરંતર ભેદ દેખુ હું બાલ્ય મ્હારાં. 3
મ્હારો રામ રમે છે સર્વ વિષે એમ હેત્ય હીસે મૈન,
હરી કહ હરી સાંભળે હરીને સોંપે તન 4
નિત્ય રાસ નારાયણનો દેખે તે અનંત અપાર,
જ્યાહાં પેદેખો ત્યાહાં તેદેખો નારાયણ નર નાર્ય, 5
ગદ્ગદ કંઠ ગાતે રોમાંચિત હોએ ગાત્ર,
હર્ષ આંસુ હોત હિદે પ્રેમ કેરું તે પાત્ર. 6
નવનીત સરખ રહે કોમલ ક્હ્યું ન જાએ હેત,
આહ્લાદમાહા અમૃત ભરયુ સહિત કેરું તે ચેત્ર, 7
ખાતો પીતો બોલતો દેખે તે સઘળે રામ,
બેદય મન રહે તેહનું શયલ સંસારી કામ. 8
જેમ જારવળી યુવતી મન તેહનું મન રહે પ્રીતમ પાસ,
અહનીશ રહે આનોની બાઈ એહેવું મન હરીદાસ 9"

(૬) ગુરુ તરફનો સંપૂર્ણ આદર જેનેમાં ઠીક મળે છે. માંડણે ગુરુપ્રેમ નીચે સુગમ વ્યક્ત કર્યો છેઃ—

" ગરિમ બાબુ શ્રી ગુરુપ્રસાદિ, જાકિ ભયા બહુ આદિ અનાદિ,
વેદ નહિ પ્રબોધ માનીવા, ગયા વૈકુંઠિ આપ લિખિ કીયા,
૬૨ અક્ષર શ્રુતિ મિટલ્યા લિખિ, રાજ રાજ્ય પ્રજા હુઈ સુખી "

( સંતોષ વીશી પૃ. ૭૯ )

અખો તો ગુરુ માટે અસાધારણ પ્રેમ બતાવે છે. અખાના પ્રત્યેક કાવ્યમાં ગુરુ માટેનો આદર તેણે અસાધારણ બતાવ્યો છે, એ આ પૂર્વે બતાવવામાં પણ આવ્યું છે. ' અખે ગીતા 'ના પ્રત્યેક કડવાને અંતે " સેવો હરિ–ગુરુ–સંતને " એ ચરણમાં તેનો ગુરુપ્રેમ સ્પષ્ટ છે; એ ગુરુ અને ગોવિંદને એક જ માને છે. કેટલીક વાર તો એમ જ લાગે છે કે પ્રભુ જ એના ગુરુ છે :

" ગરવા ગુરુ મળ્યા રે, એવા સત નિરંજન દેવ,
મિષ્ટ વચન ગુરુદેવનાં, તેનો વિરલા જાણે ભેવ.
જેને જાત વરણ આશ્રમ નહીં, ને સહેજપણે અવધૂત:
ગુણ માયે નહિ યોજના, સ્પર્શે નહિ પંચભૂત.
અખિલ જગત ગુરુમાં રહે, અને ગુરુ રહે નિરાધાર:
અન્ય–આશ્રિત નહિ ગુરુ વિષે, તે રહે પરાને પાર.
એ અચરજ ગુરુનું ઘણું, જે અરૂપી ને અણલિંગ:
સ્વભાવે સાક્ષી તે સદા, પ્રતિબિંબે પંચ રંગ,
સામર્થ્યે સઘળે રહે, અને સ્વયં રહે સંત પાસ:
ત્યાં ગેબાવો અખા માહેરો, એ તો સ્વયં પ્રભુ અવિનાશ. "

(૩) બંને જણા જ્ઞાની કવિ છે, એ વિષયમાં અહીં લંબાણ કરવાની જરૂર નથી.

આ ચર્ચા પછી એટલું મુખ્યત્વે સમજવાની સરળતા થશે કે કોઈ અને કોઈ રીતે અખા ઉપર માંડણ બંધારાની અસર છે: એની પરંપરાનો એ એક માત્ર વિકાસક છે, અને આજે પદ્યદી ચોપાઈના વિષયમાં અખાનું અસાધારણત્વ તુલસીદાસની ચોપાઈથી જરાયે ઉતરતા પ્રકારનું નથી. અખાના વૈષ્ણવી સંસ્કારોએ જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યની ત્રિવેણીને ઝીલી શુદ્ધ જ્ઞાનની સરિતા વહાવી છે; એમાં અખાની રસિકતાએ અને પ્રતિભાએ કવિતાગંગા વહેવડાવી છે.

" સ્વયં શ્રીનાથજી વ્યાપી વિલસી રહ્યો તું જ હદે બ્રહ્મ તેને ન જાણે,
અખિલ જે રાસ સ્વામી તણો ત્યાં સદા, ભુવનમાં ભુવનેશ્વર માણે.

તેહ પોતે પ્રભુ વ્યાપી રહ્યા વિશ્વમાં, તે હરિ વિસરે સર્વ પ્રકારે;
ચરિત્ર જોઈ વદવા રંચ નહિ નિંદવા, ઘાટ નહિ બેસે બીજું વિચારે."

આમાં શુદ્ધાદ્વૈત-સિદ્ધાન્તની આત્મરમણની અસર સ્પષ્ટ છે. અખાનું કવિ તરીકેનું મૂલ્ય કેટલું? આ પ્રશ્નનો જવાબ અખાની પ્રતિભામાંથી ધોધમાર ઝરતી વાણી જ આપી દે છે. જ્ઞાનની કપરી વાતોમાં પણ એ કવિતા વહેવડાવી શકે છે;

"અણછતી અજ તમારી, અંબોહત સરખી ખરી;
તે મધ્ય પડિયું ધામ તમારું, ત્યારે ઈશ્વર થઈને વિલસી.
તે ઈશ્વરના ઐશ્વર્ય વિષે અનંત ઉપજે ને ફરે;
ચૈતન્ય ચાલ્યું આવે તમારું, ત્યારે અનંત પ્રકારે ઉચરે
જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ્ર શ્યામનું;
તે ઉપર તપીઓ સૂર્ય જ્યારે ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું. ૮
કૈવલ્ય સુરજ તપે સદા, માયા તે મંદિર કાચ;
ઈશ્વર નામ તે તેહેનું, પણ જીવ થઈ માન્યું ન સાચ, ૯
અધિષ્ઠાન તે તમો સત્ય સ્વામી, તેણે એ ચાલ્યું જાય,
ત્યાં અણછતો જીવ 'હું હું' કરે પણ ભેદ ન પ્રીછાય. ૧૦"

એની કવિતાનો પ્રવાહ એનાં અંગો અસાધારણ રીતે આપે છે: બલિષ્ઠ કવિ-તારો, પૂરે ચઢેલી નદીને બે હાથથી વીંઝતો આગળ ધસતો જાય તેમ તે ખીલે છે

"સકલ લોક જેમ સાતા પુરુષ, એમ તે નર છે મૂરખ;
દેહ વિષે સૌ સરખા ગણે, જેમ કંચન તાર ત્રાજવામાં વણે,
અખા અમૃત તે પાણી નોય, રસ જાણી રસજ્ઞો મા તોય. ૧૭૦
જ્ઞાનીનો લક્ષ પરપંચ-પાર, જેમ નાવ ચાલે ધ્રુવને આધાર,
પણવાણી જેમ વહે નદી, આવી મેળાણ કરે ઉદધિ;
જેમ દીપક કેરી ગત્ય ગગન, એમ પરબ્રહ્મમાં અખાનું મન.
સેજ સ્વભાવે સર્વાતીત, દ્વૈત તેજ ભાસ્યું અદ્વૈત;
જેમ કુમાશ વિષે બો દિસે ભાત્ય, પણ પોત થકી તે અળગી જાય,
અખા જ્ઞાતા દેખે અશું, અદ્ભુત કારણ જ્યાં વસ્યું. ૨૦૨

× • ×

મનન ગણ રહ્યું મન તણું, જેમ સૂર્ય કારણ રેણી દિન તણું;
સૂરજ વિના નોહે દિનરાત, તેમ તે વિના કોણ દેખે ભાત;
અખા તેમ જે મનને લહે, ત્યારે સેજે પરમ કારણ રહે. ૨૦૪"

ગુજરાતીમાં અને તે ઉપરાંત હિંદીમાં પણ અખાએ પદોની રેલમછેલમ કરી નાખી છે; એ પદોમાં પણ તેની કવિપ્રતિભા દેખાયા વિના રહેતી નથી.

"બ્રહ્મરસ પીતે એ રે, જે કોઈ આવે ત્યાગી હોય;
મગનવિદ્યા નટખેલ છે, તે એથી અળગા હોય
કેસરી કુંજરી સંચરે અને વાંકા રે મહાવીર;
તે ગર્જનાએ ગજરાજ નાસે, કૌશલ છોડે ધીર,
માન સાગર સહેજે તરે, જેમ 'એક અંજલી' નીર;
ખુટે નહિ કદું બિંદુ આખી, ત્રિવેણીને નીર
સંભાળી ધરા ઘડે, જેના ધડધર ઠામ ન ઠીક;
ધાર - અણી અટકે નહિ, જેને રોમ રોમે જગદીશ.
મહા પરમારથી તેને કહીએ જે સર્વને કરે સંત;
અખો મહાતેજ માંહે, તે મળી રહ્યા મહંત."

અને

"નાહીં ઘટ, બીના ઘટ નાહીં, જૈસે દેહ સંગ હોત છંહીં રે
જૈસે મુકુરમેં પરત છાંહી, કહી ન જાત ન્યારી કે માંહી, ૧
પાનીમેં નભ દેખીઅત નીકે, જલકા મલ નહીં ઉનહીકે,
બિન આકાસ સ્થલ નહિ રહેઉં કું, ભીતર બહાર બચન કહેવેકું."

"સંતપ્રિયા" અને "બ્રહ્મલીલા" એ વગેરે કાવ્ય એણે હિંદીમાં રચ્યાં છે. હિંદી કવિઓથી જરાપણ નબળી નહિ, તેવી કવિતા તે આપે છેઃ હિંદીના ઠઠ છંદો સવૈયા, એ અજબ જોરથી લલકારે છેઃ—

"કહા ભયો કંચન કુંદસો અંગ, રંગ સુગંધ શોભા અતિ ઓપે ?
કહા ભયો તાન તુરંગ તુરી ચઢે, મુંજે ધરા નીકે નેક પાકે ?
ધનદ સો ધન કરન સો દાની તો કહા કામ સર્યો હરિ તાપે.
એતે ગુન અવગુન અબે હોનારા, જો ગુરૂ જ્ઞાન ન પાયો આપે.
મન રીઝાવન વેદવિદ્યા સબ, મન રીઝાવન ચોર વિચારી,
મન રીઝાવન પાઠ પઢનાર, મન રીઝાવન મહોલ અટારી;
મહ રીઝાવન તાપ તપે સબ, મન રીઝાવન હોય બ્રહ્મચારી.
મનકુ મિટ મનાતીત પાવે, સો તો અખા હે પુરુષ ન્યારી."

પરમ ચેતન આદિ નિરંજન અકર્તા-પદ સો સદા;
અજ અલખ અવાક અંજન સો જગત પલમેં સદા;
સગુણ બ્રહ્મ સો સ્તુતિ પદારથ, ઈષ્ટ પદારથ-સ્વામિની,
અખા બ્રહ્મ ચૈતન્ય ઘનમેં ભઇ અચાનક દામિની

વળી

જૈસે અંડ પિંડ ફૂટ વિહંગા, ઔર રૂપ ભયો ઓવહી રંગા.
આગે અંડ મધ્ય જંઘા પાણી, ચલન હલન તાકી કોમલ બાની.
(૭૬) બાની કોમલ અંગ ખેચર-ભુચર ભાવના સુખ કરી;
તૈસેં જંત પ્રસાદ ગુરૂ તેં અહંતા આપની બિરિ;

"અનુભવ બિંદુ" માંનો નીચેનો છપ્પા પણ એ કવિતા બતાવશેઃ

"જેમ વર્ષા ઋતુ જાય, શરદ ઋતુ ફરી દીસે
દામિની દોડી પળાય, વાય મંત હળવા દીસે;
ચહુ દિશ ચમકે ચંદ, ફદ બહુ મનના બાગે;
તેમ જાગે ભવજાતિ, કાંતિ જેમ દ્વિતીયા આગે.
વિમળ વપુ હોય વારિ, ચતુર બિગ દેખી લહે,
ચિદાકાશ ચિંનમય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે. ૧

મોટા મંદિર બહાર, ચાર દિશ કાચો ઢાળ્યા;
નીલ પીત બહુ રંગ, ઢંગના ભેદો ભાળ્યા;
ઊગ્યો શશી કા સૂર, કરથી અતિશે ઝળકે;
દેખાડે બહુ રૂપ, રૂપ વિવિધ પેર ચળકે,
અખા ઉપર અવલોકતા, તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિયોગી જાણજો, એક વસ્તુ વડે એમ છે."

અખાએ કવિતામાં બંધો પણ અનેક લીધા છે. 'અખે ગીતા' કડવાબદ્ધ કાવ્ય છે, 'બ્રહ્મલીલા' માં એ જ પ્રકારના હરિગીતની દેશીના ચોપારા છે, તો 'પંચીકરણ,' 'ચિત્ત વિચાર સંવાદ,' 'અનુભવબિંદુ' (બધા જ રોળા ઉલ્લાળના છપ્પા) એ સળંગ બંધનાં કાવ્યો છે જ્યારે 'ગુરૂ શિષ્ય સંવાદ' જૂના પ્રબંધ-પાડવા જેવું દોહરા-ચોપાઈનું કાવ્ય છે. છૂટી પદપદી ચોપાઈ, દોહરા, સોરઠા અને દેશી બંધનાં અનેક રાગોમાં ગવાતાં હિંદી અને ગુજરાતી પદો, એમ અનેક પ્રકારની વિવિધતા, મને લાગે છે કે ભાગ્યેજ ગુજરાતી કવિએ સાધી હશે.

અને તેથીજ મને લાગે છે કે ૫૩ મા વર્ષની પૂર્વે અને પછી અખાએ કવિતા ખૂબ રચી હશે. મારૂં દિલ તો એમજ કહે છે કે ઓછામાં

ઓછાં ૨૫ થી ૩૦ વર્ષ એટલે સં. ૧૬૭૫–૮૦ થી ૧૭૦૫–૧૦ સુધીમાં અખાએ કાવ્યનાં વહેણ વહેતરાવ્યાં છે. પણ પછીના કવિઓ એ કવિતા ઝીલી શક્યા નથી; એટલે તેનીજ પદ્ધતિની કવિતા આપી શક્યા નથી. ભાણદાસ તેના સમયમાંજ અને ધીરો–જમનજીવન પછીના સૈકાઓમાં થોડો-ઘણો વેગ સાધે છે ખરા.

અખાનાં કાવ્યો જીવનને ઉચ્ચ ભૂમિકાએ પહોંચાડવામાં, આદર્શ જીવ ઘડવામાં પણ ઓછાં ઉપયોગી નથી; એણે સંસારના અટપટા રંગોને કાવ્યમાં વણી તેની મોહિનીનો પરિચય બની શકે તેટલી માર્મિક રીતે આપ્યો છે. એણે જ્ઞાનની પાછળજ પોતાનું જીવન ન્યોછાવર કરી દીધું છે અને બીજાઓને ન્યોછાવર કરી દેવાની સરળતા કરી આપી છે.

અખાની પરંપરા ચાલ્યાનું કહેવાય છે. લુણાવાડા તાબાના ચીરપુરના કોઈ લાલદાસ તેના શિષ્ય હતા. તેના હરિકૃષ્ણ મહારાજ (અમદાવાદ), તેના જીતા મુનિનારાયણ (સુરત જીલ્લાના ઉરાણમાં), તેના કલ્યાણદાસજી (કહાનવો બંદરો) શિષ્ય થયા. તે પછી તેજ ગામમાં પૂર્ણાનંદ, દયાનંદ, અને ભગવાનજી મહારાજ શિષ્ય–પ્રશિષ્ય થયા. આમાંના છેલ્લા અત્યારે વર્તમાન છે. (જુઓ, અક્ષ. અ. પૃ. ૨૮૦)

---

સ્વામી સ્વયંજ્યોતિ

## અખાનો પરિચય

(વેદાન્તકવિશિરોમણિ) અખાનો જન્મકાળ જે મુદ્દાઓ ઉપરથી ઉપજાવી શકાય તેમ છે તે નીચે પ્રમાણે છેઃ

આત્મસાક્ષાત્કાર થયા પછીજ તેમની વાણી ઉઘડી–અર્થાત્ તેમની કાવ્યરચના શરૂ થઈ; વાત તેમણે છપ્પાના 'પ્રપંચ અંગ' માં નીચેની લીટીઓમાં કહી છે —

'બહુ કાળ હું રોતો રહ્યો, આવી અચાનક હરિ પ્રગટ થયો.
'ગુરુ મહાપુરુષ ને ચીંધ્યો આપ, જેનો ન વેદે થાય ઉથાપ
'અખે ઘર અંતર લીધો જાણ, ત્યારપછી ઉઘડી મુજ વાણ.'

એ પછી 'ગુપ્તિ અંગ' માંનું નીચલું કવન દર્શાવે છે કે બાવન વર્ષની વયે તેને આત્મસાક્ષાત્કાર થયો હતો —

('હીંડુ' શોધતાં લાધી પોળ, હવે અખા' કર ઝાકમ ઝોળ'.-
'ભાવનેથી સુખ આથી વધી, અણુયા અણુયાથી રહી ઠલી.')

હવે 'અખે ગીતા' એ અખાનો પહેલો ગ્રન્થ છે એમ માનીને તેમાં તેની રચનાની સાલ સંવત ૧૭૦૫ આપેલી છે તેની સાથે ઉપલા બંને મુદ્દાઓ ઘટાવીએ, તો સમજાય છે કે અખાનો જન્મ સંવત ૧૬૫૩ માં હોવો જોઈએ; અને આ પ્રમાણે અખાનો જન્મસમય નક્કી થતાં પ્રેમાનંદ અને શામળ એ બંને કવિઓ કરતાં અખો વધારે જૂનો ઠરે છે.

જગતના અવિશ્વાસને પાત્ર એવો સોનીનો ધંધો છોડી દઈને તે એકલો સંત-મહાત્માઓના સત્સંગમાં—સત્ પદાર્થની શોધમાં નીકળી પડયો. અત્યારથી એના આત્મમંથનનો કાળ શરૂ થયો. જગતનાં સંબંધીઓનો વિયોગ, પોતાનાં પ્રેમપાત્રનો અવિશ્વાસ અને પ્રાપંચિક જગતના કાવાદાવાએ એના ચિત્તમાં વિરાગનું સિંચન કર્યું. અમદાવાદમાં પણ એ વખતો વખત સંતસમાગમ એવી સત્ય સુખની પ્રાપ્તિનાં સાધનોની ચર્ચા કર્યા કરતો હતો; પણ ભારતભૂમિનાં તીર્થોમાં અનેક અસાધારણ મહાત્માઓ હોઈને ત્યાં પરમ સત્યનાં દર્શન સહજ થઈ શકશે; એવી શ્રદ્ધાના અંગે તેણે તીર્થ પર્યટન કરવાનો પ્રારંભ કર્યો. ઘરની માલ મિલકત વેચી દઈ, સંસાર વ્યવહારને સંકેલી લઈ પ્રથમ તે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને જયપુર ગયો. દ્રવ્યવાન યાત્રાળુ હોવાથી ત્યાંના વૈષ્ણવ મંદિરમાં એને બહુ સારો સત્કાર મળ્યો. એ સત્કારથી ભોળવાઈને ત્યાંજ તેણે ગુરુ દીક્ષા લીધી. "ગુરુ કીધા મેં ગોકુલનાથ" ઇત્યાદિ વાક્ય પરથી એ વાત સમજાય છે. વધુ અનુભવ તેમજ ચર્ચાને અર્થે એ ત્યાં થોડા સમય રહ્યો; પણ એની સત્ય જિજ્ઞાસા તૃપ્ત થાય એવી આશા ન બંધાઈ. આથી પછી તે કાશી તરફ નીકળી પડયો.

સત્યનો જે આવેશ અખાની કવિતામાં પ્રતીત થાય છે એજ બળ તેના એ સમયના જિજ્ઞાસુ હૃદયમાં પણ સતેજ જણાઈ આવે છે. "કંચન અને કામિનીની મોહજાળમાં ન ફસાય અને માયાથી નિર્લિપ્ત રહી કેવળ જ્ઞાનમય રૂપેજ લોકહિતમાં નિરત રહે, એજ જીવન-મુક્ત સાચા સંત કહેવાય:" એવું સત્ય એના હૃદયમાં સંપૂર્ણ ઠસી ગયું હતું ગોકુલનાથના થયેલા અનુભવ ઉપરથી સ્થળે સ્થળે મળી આવતા મહાત્માઓની એ પરીક્ષા કરતો હતો. સાધુ સંતોનાં દર્શન કરી જ્ઞાનચર્ચાનો પ્રસંગ કહાડી એમની સત્યનિષ્ઠા તે તપાસતો; દ્રવ્યાદિ ભેટની લાલચો આપી એમનું તપોબળ અજમાવતો; સમાગમ સેવી એમની સ્વાભાવિક જીવનલીલા નિહાળતો; અને એ [illegible]

માં ઉત્તીર્ણ થાય તેમનોજ ઉપદેશ સાંભળતો. આવી ઉગ્ર તૃષાના તરફડાટમાં એને એક સમર્થ જ્ઞાનીનાં દર્શન થયાં.

"ચરણ ચિંતવી સ્તુતિ કરૂં, ચિદ્દશક્તિ બ્રહ્માનંદનો" અક્ષયગીતાના મંગલાચરણમાં એની ગુરુમૂર્તિના નામનો આમ એ ઉલ્લેખ કરે છે.

અખાનું બાહ્ય જીવન એટલે કે આચારના પ્રસંગો તો આથી વિશેષ આપણને ઉપલબ્ધ નથીઃ પણ એની કવિતા પરથી જણાઈ આવે છે કે એણે ત્યાગીનો વેષ પહેર્યો ન હતો. વર્ણું કે આશ્રમના પ્રાસંગિક ફેરફારોને પણ એ અનુમોદન નથી આપતો એ એનાં નીચેનાં વાક્યો પરથી સમજાય છે—

"સૂતરે આવે તેમ તું રહે જેમ ત્યમ કરીને હરિને લહે;
"વેષ ટેક છે આડી ભલી, પેઠો તે ન શકે નીકળી."
"અખા હૃદયનો અહરી ક્ષાય, ત્યે તું કાંઈ કરવા જાય."

અને તેણે તેમજ કર્યું છે. એના એજ બાહ્ય વેષમાં એ 'મસ્ત' ફરતો હતો. એક ભજનમાં એણે લખ્યું છે કે—

"દેશ ન છોડયા વેષ ન છોડયા, સંસાર!" સાંસારિક સંબંધીઓના વિયોગથી ઉત્પન્ન થયેલો વિરાગ, જગતના પ્રપંચી મનુષ્યોનો સહવાસ, પેલી ધર્મભગિની પર વિશુદ્ધ પ્રેમ છતાં. તેનો અવિશ્વાસ; અને ટંકશાળમાં મૂકાયેલો આરોપ, એવા એવાં અનેક કારણોને લીધે એણે જગતના આડંબરભર્યા લોકોપર સખ્ત પ્રહાર કર્યો છે. એમના એ આડંબર પર જેવી રીતે એને ધિક્કાર હતો એવોજ અભાવ એને વેષધારી સાધુસંતપર પણ થઇ ગયો હતો. જેમ ત્યાગીઓમાં એને નિંદ્ય વ્યક્તિઓનો પરિચય થયો હશે તેવોજ ગૃહસ્થાશ્રમી વ્યક્તિઓનો પણ થયો હતો, છતાં ભેખધારી પ્રતિ વિશેષ અભાવ ઉપજવાનું માત્ર એકજ પ્રબળ કારણ આપણે કલ્પી શકીએ તેમ છીએ કે—

એ આશ્રમના લોકો વ્યવહારની ઉપાધિઓ ત્યજી દઈ સદ્યોમોક્ષ માટે રણસંગ્રામમાં ઝુકી પડેલા કેસરીયા કરેલા વીરનરો ગણાય છે, અને સંન્યાસ-યજ્ઞના અગ્નિમાં બહિરંગ સાધનો જગતના સંબંધી જનો પ્રત્યેના સંબંધો અને આસક્તિનો હોમ કરી, એ જ્વાલાના રંગના ભગવાં વસ્ત્રો પહેરે છે. આવા—

सर्वे धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच. ॥

એ વાક્યાનુસાર ભગવદ્દશરણ થએલા ચતુર્થ આશ્રમીઓને અન્ય તુચિત વ્યવહારમાં રત રહેતા જુએ ત્યારે અખા જેવા વિરાગની પરાકાષ્ઠાએ પહોંચેલા વીરને તેમના પ્રતિ અભાવ ઉત્પન્ન થાય અને એ અભાવના આવેશમાં ઉગ્ર સ્વરૂપ ધારણ કરી કઠિન શબ્દોમાં એની કવિતામાં તરે એ સ્વાભાવિકજ લાગે છે.

સાચા સંતો તરફ તો એનો સંપૂર્ણ સદ્ભાવજ હતો. સંતનો મહિમા એણે સ્થળે સ્થળે ગાયો છે. ' અખે ગીતા ' ના પ્રત્યેક કડવાની અંતે " સેવો હરિ-ગુરુ-સંતને " એ વાક્ય એણે મૂક્યું છે. અન્ય સ્થળે પણ એણે ગાયું છે—

" જીવ રે જીવ તું સંતસંગથી જાણવી માનવી માન મૂકી દે મનનું,
" સત સંગત વિના નર નથી કોઇ નીપજ્યા.. ........ ........ ..."

અને

" સંત સંગ તણું ફલ છે અતિ ઘણું, કહે અખો શી આપવીતી. "

આવી રીતે પોતાની " આપવીતી " ની રેખા દોરી જનસમાજને સંત-સમાગમની તે ભલામણ કરે છે.

અખાની વાણીમાં રહેલા સત્ય જ્ઞાનનો તેના અધિકારી હૃદયોમાં અધિકાધિક સંચાર પામે એવી શુભેચ્છા સાથે ૐ તત્સત્ ।

---

દી. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા

## અખો અને તેનું કાવ્ય

સર્વ ભાષાઓમાં ગદ્ય કરતાં પદ્યનો આરંભ પ્રથમ થયેલો હોય છે, અને તેજ ન્યાયે આપણી ગુર્જરી ભાષામાં પણ કાવ્યોની પ્રતીતિ પ્રથમ થયેલી છે. ગુજરાતી કાવ્યના વિકાસક્રમમાં ત્રણ પગથીઆં છે (૧) પ્રાચીન કાવ્યનું જેની સાદી શોભા આદિ કવિ નરસિંહ મહેતામાં, ભક્ત કવિ વિષ્ણુદાસ તથા તથા ભાલણમા, અને કેટલાક જૈની કવિઓમાં ઝળકે છે. (૨) મધ્યકાલીન કાવ્ય જેમાં કથારસમાં નિપુણ શામળ, સર્વરસચતુર પ્રેમાનંદ, તત્ત્વ વિચારમા કુશળ અખો, ભોજો, ધીરો તથા પ્રીતમ, અને શૃંગારરસિક દયારામની કૃતિઓ પ્રધાનપદ ભોગવે છે. (૩) અર્વાચીન કાવ્યનો આરંભ કવિ દલપતરામથી થાય છે. આ છેલ્લા સમયમાં પશ્ચિમના વિચારોની છાપની

આક્ષેપ કરે છે અને મતાગ્રહને નિન્દે છે.—

"ઊંધ્યા ખરચે પંડિત કવિ, જે મનની વૃત્તિ રહ્યા અનુભવી.
એક એકનું બોલ્યું નવ મળે, ખટ દર્શન લુંજવા આ ફળે,
સૌને હું–મારાનો થાપ ..
અખો શું કવિપણું કરે, જો વાત કરી ના પહોંચે શરે.
કે લેવું કે મુકવું કહે, તે તો ત્યાં આધેરું રહે.
કહેવું કરતાં આવે લાજ ..
હોલ પડે તે જોડ્યું ખરું, જેણે જીવપણું નાખે પરું.
બાકી સઘળો મોહ જોડાય, મનનું ગમતું સૌકો ગાય.'

... ... ...

ઊંધ્યો કહે ઊંધ્યો સાંભળે, તેણે જડપણું બેનું નવ ટળે,
જેમ ચિત્રામણના દીવા વડે, કેમ રાત અંધારી દૃષ્ટે પડે ?
શું સાંભળે ને અખો શું કહે, જો માયા લાલચથી બીહે ?"

આ સિવાય અન્ય અંગોમાં પણ કવિ સંબંધી ઉદ્‌ગારો કહાડ્યા છે. કવિ અંગ' માં કવિ પોતે જ કહે છે કે,

'જ્ઞાનીને કવિમાં ન ગણીશ, હીરણ સૂરજના કેમ વર્ણીશ ?'

કદિ એમ શંકા થાય કે અખા ભક્તનો ઉદ્દેશ કવિ તરીકે પંકાવાનો ન તો ત્યારે તેણે ગદ્યમાં કેમ ન લખ્યું ? તેનું ઉત્તર એ છે કે તે સમયે ગદ્યગ્રંથો ચવાનો પ્રચાર ન હતો તેમજ ધારેલી અસર જનસમાજ ઉપર કવિતાથી હેલી થાય કવિતામાં વિચારો સંક્ષિપ્ત હોય છે તેથી, તથા ધ્વનિને લીધે, લોકો કવિતાને કંઠસ્થ કરે છે અને તાત્પર્ય, ત્વરાથી સમજી લે છે. કદાચિત્ આ પણ અખાનો હેતુ હોઇ શકે

કવિના પ્રધાન ઉદ્દેશ બે જણાય છે પ્રજામાં પૂર્ણ જોસથી પ્રવર્તી રહેલ મૂર્ખતા, અધમતા અને અંધતાનું હસતા હસતા પ્રજાવર્ગને ભાન કરાવી, ઉન્માર્ગમાં વહેતા જનસમાજને ઉન્નતિ–માર્ગને સીધે ચીલે ચઢાવવો એ એક ઉદ્દેશ, અને એકવાર જનસમાજ સત્ય માર્ગે આવ્યો એટલે પછી, મિથ્યા અહંકારાદિ વિકારો ત્યાગ કરવાના બોધપૂર્વક ઉન્નતિ માર્ગમાં આગળ વધવા સારૂ અદ્વૈતવાદની શિક્ષા એ બીજો ઉદ્દેશ. આ પ્રમાણે ખોટો માર્ગ છોડાવતી વખતે અધર્મ વિધ્વંસક નીતિનું અને ત્યારપછી ધર્મસંસ્થાપક નીતિનું દૃષ્ટિબિન્દુ રાખી, જનસમાજનું કલ્યાણ કરવા કવિએ પ્રયત્ન કરેલો છે.

કવિના ઉદ્દેશ જોવા પછી તે ઉદ્દેશને અનુસરતી ભાષા છે કે નહિ અર્થાત્ અંતર્ગત વિચાર પ્રકટ કરવા કવિએ જે ભાષાનો ઉપયોગ કર્યો, તે

ભાષાથી ઉદ્દેશની સિદ્ધિમાં કવિ સફલ થાય છે કે નહિ તે જોવાનો ધર્મ પ્રાપ્ત થાય છે.

**અખા ભક્તની ભાષા**—ભાષાના આડંબર વિના યથાશક્તિ સરલ ભાષા વાપરવા કવિએ યત્ન કર્યો છે. કવિ થવાની મહત્ત્વાકાંક્ષાના અભાવે શબ્દરચના તથા પદલાલિત્ય વિષે યથોચિત ધ્યાન આપ્યું નથી, તેમ છંદની માત્રાપ્રતિ પણ અલક્ષ રાખ્યું છે. પરંતુ વિચારસંકલના તથા વિષયઘટનાને પ્રધાનપણે કવિતામાં અવકાશ આપ્યો છે. વિષય સમજવામાં સુગમ પડે તે સારુ દૃષ્ટાંતોનો ઉપયોગ તેમણે છૂટે હાથે કર્યો છે. વિષય વેદાંત જેવો મહાન ગૂઢ હોવાથી, તથા સ્વલ્પમાં બહુ કહેવાની વૃત્તિથી કવિતાનો અર્થ જોઈએ તેટલો સ્પષ્ટ થઈ શક્યો નથી. વળી દૃષ્ટાંતો ઘણાં લીધાં છે. છતાં કવિએ તે સર્વને સવિસ્તર ઘટાવવા પ્રયત્ન કર્યો નથી, પણ માત્ર સૂચનારૂપે મૂક્યાં છે. આ કારણોને લીધે શબ્દપ્રયોગો ક્વચિત શુદ્ધ તો ક્વચિત અશુદ્ધ, ક્વચિત ક્લિષ્ટ તો ક્વચિત હઠાકૃષ્ટ થયા છે અને વાક્યરચના પણ ક્રિયાપદ આદિ અન્ય આવશ્યક અંગ, અધ્યાહાર હોવાથી દુર્બોધ અને કઠિન બની છે.

અખા ભક્તની કવિતા આડંબર વિનાની અને સરલ છે એ વાત ખરી છે, તથાપિ કેટલેક સ્થાને તે કઠિન અને ક્લિષ્ટ તેમજ અશુદ્ધ માલુમ પડે છે. તેના મુખ્ય કારણો વાક્યરચનાની ક્લિષ્ટતા તથા વિષયની ગહનતા છે. દૃષ્ટાંતના તાનમાં ને તાનમાં કવિને શબ્દશુદ્ધિનું ભાન રહેતું જણાતું નથી, વિચારઘટનાને સંપૂર્ણ માન આપવાના ધ્યાનમાં, તથા તેની સાથે કવિતાના સાનુપ્રાસ નિયમના બંધનનું અપમાન ન કરવાની આકાંક્ષામાં, કવિને શબ્દસ્વરૂપની સાન રહેતી જણાતી નથી. એટલું જ નહિ પરંતુ તે શબ્દોને છિન્નભિન્ન કરી વિરૂપ બનાવવામાં લેશમાત્ર પણ તેઓ આંચકો ખાતા નથી

ઉદાહરણાર્થ —'નૈતિ' ને બદલે 'નેત', 'અમનસ્ક'ને બદલે 'અમન', 'અગોક્તવ્ય'ને બદલે 'અભોગત', 'ઔદાર્ય'ને બદલે 'ઉદારય', 'ત્રેવડ'ને બદલે 'તરેવડ', 'દુગ્ધા'ને બદલે 'દુધા', 'અર્થ'ને બદલે 'અરથ', 'આપપણું'ને બદલે 'આપોપું', ઇત્યાદિ.

એજ કારણથી તેમની કવિતા 'રસવતી' નથી એમ કહી શકાય. રસના અભાવથી તથા ક્લિષ્ટતાના સદ્ભાવથી વાક્યરચના એવી વિલક્ષણ થાય છે કે તેનું વારંવાર વાચનમનન કર્યા વિના કવિતાનો અર્થ તેમજ રહસ્ય સમજવાં કઠિન થઈ પડે છે.

કવિએ ઝડઝમક અને હારાદિ કવિતાના બાહ્ય સ્વરૂપપ્રતિ લક્ષ આપ્યું

જણાતું નથી. અલંકારપ્રયોગ, જ્ઞાનનાં મૂળતત્ત્વ યથાર્થ સમજવાના માર્ગમાં આડા આવે છે એવી કવિની સમજ હોવાને લીધે, આલંકારિક ભાષા પ્રતિ તેમને સ્વાભાવિક અણગમો થયો હશે. કવિ કહે છે કે :—

"કવિએ શૌર્ય જણાવા કાજ, ગાજે જેમ રોહિણીનો ગાજ
વૃષ્ટિ થવાને નર ટટળે, સામો અવર્ષથી પાછો પડે.
'શબ્દજાળ માયાનું' ફૂડ, ત્યાં નર પશુ પડે, મતિ મૂઢ,
શણગારી વાણી સૌ ગાય, ભોળા જીવ સાંભળવા જાય;
અખા શું વાચ્યું સમજ્યો કહું, આંખનું કાજળ ગાલે ઘસ્યું."

વળી કહે છે કે :—

"સાધુ સાધન જે કો કરે, વાગ્વિલાસ સકળ પરહરે"
... ... ...

"પૂજાવા મનમાં બહુ કોડ, શબ્દ તણા જોડે છે જોડ.
ભૂખ્યો નર બહુ તક જ પીએ, જાણે ઉદર ભરીને પુષ્ટિ પામીએ.
તેણે ભાવ નહિ ને વાધે રોગ, એમ અખા નોહે આતમ ભોગ."
... ... ...

"પુષ્પિતવાણી તે બેવાસ, સુણ સરખું પણ મહા અયાસ"
... ... ...

"રાગદ્વેષની પૂંજી કરી, કવિ વ્યાપાર બેઠા આદરી,
તેમાં આ શું પામે લાભ ? વાયે ગયો જેમ શીનો ગાભ."

ઉપરનાં અવતરણોથી સહજ સ્પષ્ટ થાય છે કે કડકમેક અલંકારાદિને ભાષાનો આડંબર સમજી, કવિની તત્ત્વશોધક વૃત્તિ તેનાથી સદાસર્વદા દૂર રહેતી.

સંક્ષેપમાં, કવિતાને શણગારવા કવિએ જો કોઈ પણ પ્રકારનો પ્રયાસ કર્યો હોય તો તે માત્ર અનુપ્રાસ—આણુવાનો જ કર્યો છે, અને તે અનુપ્રાસના બંધનને એટલી બધી મહત્તા આપી જણાય છે કે આપણે ઉપર દર્શાવી ગયા તેમ તે અનુપ્રાસ, યમક આદિ આણવાને માટે શબ્દોનું રૂપાંતર એટલું બધું થઈ ગયું છે કે તે ઉપરથી મૂળ શબ્દ શોધી કહાડવાનું કાર્ય અતિ કઠણ થઈ પડે છે.

પરંતુ અખા ભક્તનાં વેદાંતવિષયક પદો જોતાં તેમાં કંઈ ઓર તરેહનાં જોસ તથા સરળતા વાચકની આંખે તરતાં જણાયા વગર રહેશે નહીં રસની જમાવટ તેમાં થયેલી હોવાથી, વાંચનારને વાંચતાં બે ઘડી આનંદ થયા વગર રહે તેમ નથી. વિવિધ રૂપકો લઈ તેનાં સર્વ અંગોને ઘટાવી,

વિષય સમજાવવાના પ્રયત્નમાં ભક્ત કવિ સર્વાંશે સફળ થયા છે. ભાષાની ક્લિષ્ટતા ઘણે અંશે ઓછી થઈ છે. પદ્યોમાં સહજ સરલતા આવવાથી તથા દૃષ્ટાંતો યથાસ્થિત સમજાવેલાં હોવાથી, કવિતાનો પ્રવાહ અસ્ખલિત વહે છે. કુટિલ તથા વક્ર શબ્દોનો ઉપયોગ ઘણે અંશે ઓછો છે, તથા ઝડઝમક, પ્રાસાનુપ્રાસ પણ સહજ છે. કુંડળીઆ, પાખંડખંડન છપ્પામાં દૃગ્ગોચર થતા દોષો અત્ર ન્યૂનાંશે જણાય છે. દૃષ્ટાંત તરીકે એક ઉત્તમ પદનું અત્ર અવતરણ કર્યું છે —

" દયો મયો બે બળદીઆ, તારા પ્રેમના જોતર વાળ,
વાળીડા પુનના જોતર વાળ
રાશ ગુરૂ જ્ઞાનની કરીએ સત પરોણો ગ્રહીએ હાથ
સાથીડો જોડીને સંભાળીએ—વગેરે "

કવિનાં દૃષ્ટાંતો—કવિનું લેખનચાતુર્ય જેમાં પ્રકાશી ઉઠે છે તે ભાગ કવિનાં દૃષ્ટાંતો છે. અખા ભક્ત દૃષ્ટાંતનો પ્રયોગ કરવામાં અતિ ઉદાર છે એ તો પ્રસિદ્ધ છે. દૃષ્ટાંતોને ન્યાયશાસ્ત્રમાં પ્રમાણના એક અંગ તરીકે ગણવામાં આવે છે, અને પ્રમાણ ગમે તેટલું પ્રબળ હોય છતાં સપક્ષ દૃષ્ટાંતના અભાવે તે પ્રમાણ નિરર્થક નીવડે છે. દૃષ્ટાંત એકલું કામમાં આવતું નથી એ વાત સત્ય છે તથાપિ યોગ્ય રીતિએ ઉપયોગ કરવામાં આવે તો દૃષ્ટાંતના સાધનથી સિદ્ધાંત પ્રતિપાદન કરવાનું તેમજ પ્રતિપક્ષીના હૃદયમાં તે સિદ્ધાંત ઉતારવાનું કાર્ય સરલ અને સુકર થાય છે. શંકાની સુધક ગ્રંથિઓનો વિચ્છેદ કરવામાં દૃષ્ટાંત સમાન અન્ય તીક્ષ્ણ શસ્ત્ર ભાગ્યે જ હશે. જનસમાજમાં અસાધારણ બુદ્ધિશક્તિવાળા વિદ્વાનો પ્રમાણમાં ઓછા હોય છે, તેથી સાધારણ બુદ્ધિવાળા મનુષ્યોના મોટા ભાગના મન ઉપર સિદ્ધાંત ઠસાવવામાં શુષ્ક તર્કવાદ કરતાં સરસ અને સરલ દૃષ્ટાંત અધિક અંશે સફલ થાય છે. ગહન વિષયની કઠિન પ્રક્રિયાઓ અલ્પ સમયમાં સ્વલ્પ આયાસથી સામાના હૃદયમાં ઉતારવાનું સરલમાં સરલ અને સચોટ સાધન જો કોઈ પણ હોય તો તે દૃષ્ટાંત જ છે.

તેથી જ અખાભક્તે જ્ઞાનવિષયને સ્ફુટ અને સરલ કરવા માટે દૃષ્ટાંતનું તિગ્મ શસ્ત્ર લીધું છે. જેમ એક કુશલ બાણાવલી પોતાના લક્ષ્યને સુલભતાથી વીંધે છે તેમ આપણા પાખંડખંડક, સત્યસુધારક, જ્ઞાનમાર્ગ-દર્શક અખા કવિ પણ પોતાના લક્ષ્યને સચોટ વીંધે છે. દૃષ્ટાંતો એવાં તો માર્મિક છે કે વિરોધી ગમે તેવા જોસમાં હોય તોપણ તેની સ્થિતિ ગળીઆ બળદના જેવી તરત જ થઈ જાય. જ્યારે જ્યારે દૃષ્ટાંતોનું સંપૂર્ણ મનન

કરવામાં આવે છે ત્યારે ત્યારે કવિના મનના પ્રવાહમાં ઇચ્છાથી કે અનિચ્છાથી તણાયા વગર રહેવાતું નથી. અને દૃષ્ટાંતો પ્રતિપાદન કરવા કવિશ્રીની શક્તિ અગાધ છે. તેનું કારણ એ કે કવિએ બહુ જ જોયું છે, સાંભળ્યું છે, અનુભવ્યું છે અને પોતાના જીવનમાં ઘણે અંશે ઓતપ્રોત કર્યું છે.

હવે, દૃષ્ટાંતોની અસર–मर्दनं गुणवर्धनम् એ ન્યાય પ્રમાણે મનનથી વિશેષ થાય છે. કદિ કોઇ એમ અનુમાન કરે કે બંધબેસતાં દૃષ્ટાંતોને શોધતાં તથા ગોઠવતાં કવિને મહાન્ પ્રયાસ વેઠવો પડ્યો હશે તો તે યથાર્થ નથી. કારણ કવિની કવિતાનો પ્રવાહ એવો તો શીઘ્રવેગી છે કે છટાદાર ભભકભર્યા લખાણમાં કવિને દૃષ્ટાંતો હસ્તામલકવત્ ઉપસ્થિત જણાય છે. સંકલના વિનાપ્રયાસે સ્વાભાવિક ઉદ્‌ગારને અનુસરતી છે. મોહક અને વેધક દૃષ્ટાંતોમાં કવિ વાચકને મગ્ન અને મસ્ત કરે છે. અખાનો સુવર્ણકાર તરીકેનો સ્વભાવ, અહીં જણાઇ આવે છે.

થોડાંક ઉદાહરણ લઇએઃ—

'વેશ ટેક છે આડી ગલી, માંહી પેઠો તે ન શકે નીકળી'
'રંગ ચડે તે જાણો મેલ, પોતે રહે તે રહ્યું સહેલ.'

મૂળ શુદ્ધ વસ્તુ હોય તો પ્રેક્ષકને પ્રેક્ષતાં તથા વિચારતાં સુગમતા પડે છે. પરંતુ કોઇ પણ પંથ કે સંપ્રદાયમાં પ્રવેશ્યાથી, સંસ્થાનો રંગ મૂળ વસ્તુ ઉપર ચડે છે અને સત્ય વસ્તુ આવૃત થયાથી સમજી શકાતી નથી.

'પડે નહિ જે પૃથ્વી સુવે, કને નહિ તે કો શું ખુવે?
કાહુ ઊડું નોએ આકાશ, પાણીમાં નહિ માખણ છાશ.
અદ્‌ભુત જ્ઞાન એવું છે અખા જ્યાં નહિ સ્વામી સેવક સખા.'

... ... ...

'જો તુમડું માંહેથી મરે, તો તે લઇ પેસે તે તરે.'

તુમડું લીલું અર્થાત અંતર્ગર્ભસહિત હોય છે તો તે તેના આશરે રહેનાર માણસને પાણીમાં તારી શકતું નથી, તેમ અંતરમાં મલથી ભરેલો ગુરુ પોતાના શિષ્યને તારી શકતો નથી, પણ ઉલટું પોતે ડુબે છે અને અન્યને ડુબાડે છે. પરંતુ જે તુમડાનો મધ્યભાગ સુકાઈ ગયો હોય છે તે તુમડું જેમ તારક થાય છે તેમ કામ–ક્રોધાદિક વિકારો જેના બળી ગયા હોય છે તેવા ગુરુઓ પોતે તરીને અન્યને તારી શકે છે.

'અખા 'ગોદું' છે વાંકડું, જેમ કરડ્યું વીંછીએ આંકડું.'

... ... ...

'અખા વસ્તુ ગુંગાનો ગૉળ, ત્યાં ઉપમા તે માયાની રોળ.'

અખા ભક્ત કહે છે કે ગુંગા માણસે ગૉળ ખાધો હોય છતાં જેમ તેનું વર્ણન કરી શકતો નથી તેવા પ્રકારનો સત્ય વસ્તુનો અનુભવ છે. અને તેટલા માટે તે કે જે અનિર્વચનીય છે તેને ઉપમા આપી વર્ણનીય પદ આપવું તે માયાની મશ્કરી કરવા સમાન છે.

'અખા બાળકની પેઠે થયું, બોરાં સાટે પરેવું ગયું'

... ... ...

'વૃદ્ધ થયો વંઠ્યું મન-તન, ઉપાય ટળ્યો ને ખૂટ્યું ધન.'
ત્યારે મર્મ સાધવા જાય, કોણું કાપડ સોહો થાય?
સાચી કથની કમતા જાય, ઉદર અર્થે કરે અભ્યાસ.
કહે અખો એનું શું ભણ્યું, ગુંજતાય વાનર-તાપણું.'

... ... ...

'આંધું પાત્ર ને અદ્ધું ભણ્યો, વકતો વહુએ દીકરો જણ્યો:
'કથા સુણી સુણી ફૂટયા કાન, તોએ નાવ્યું બ્રહ્મજ્ઞાન.'

**અખા ભક્તના વિચારો** :—અખા ભક્તની કવિતાનું બહિરંગ જે ભાષા તે આપણે નિરખ્યું, હવે તેના અંતઃસ્વરૂપનો, અંતર્હિત વિચારનો સાક્ષાત્કાર કરીશું તો અપૂર્વ આનંદ થવા સંભવ છે. અખા ભક્તના વિચાર સબંધે 'કાવ્ય દોહન'માં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ— "કવિ તરીકે એનું કાવ્ય જુદાજ પ્રકારનો ભાસ ઉત્પન્ન કરે તેવું છે. કવિતા તરફ કે રચના ને કાવ્યચાતુર્ય પર એનું લક્ષ જણાતું નથી. એણે તો માત્ર પોતાના વિચાર જ દર્શાવવા પર લક્ષ દીધું છે. એના જ્ઞાનના વિચાર બહુ ઊંચા, ચોટ મારતા, ચિત્તવેધક છે; તેમજ બોધક, શોધક, પૃચ્છક, અને મનન કરવા યોગ્ય છે. વિચાર એટલા બધા તો ઓટ કે સહજમાં સમજાય નહિ અને તેમાં પંડિતો પણ હાર પામી જાય. જે જે ઉંચા વિચારો ભભક-ભરી વાણીમાં એણે દર્શાવ્યા છે તે સાધારણ સમજમાં ઉતરી શકે નહિ એવા છે." એ વિચારોનું હવે આપણે યથાશક્તિ દર્શન કરીશું.

અખા-ભક્તના વિચાર પ્રૌઢ અને સુઘટિત છે. જેમ એક નારિકેલ ફલનું આવરણ કર્કશ અને ક્લિષ્ટ હોય છે તેમ અખા-ભક્તની ભાષા પણ પ્રથમ કહ્યું તેમ કર્કશ અને ક્લિષ્ટ છે. પરંતુ નારિકેલના આવરણમાત્રને જોઈ જે કોઈ પાછો ફરે તેને અંદર રહેલા સુન્દર ફલનો સ્વાદ કંઈ પ્રાપ્ત થાય

નહિ તેમજ અખા ભક્તની કવિતાના સંબંધમાં છે. કારણ, તે કવિતામાં ભાષારૂપી આવરણ ગમે તેવું છે તથાપિ સહજ વિચાર કરનાર બુદ્ધિમાન, આવરણને ભેદી તેમાં અંતર્હિત સુન્દર અને મનોહર વિચારોનો સુખદ સ્વાદ લે છે.

પ્રત્યેક મનુષ્યે સત્યવસ્તુ અર્થાત્ બ્રહ્મના જ વિચારને સેવવા જોઇએ. કારણ, એ વિચારોજ કાર્યસાધક થાય છે. અન્ય વસ્તુના વિચારો અનુપયોગી છે એટલુંજ નહિ પણ સત્ય વસ્તુની પ્રાપ્તિમાં તેઓ અંતરાયભૂત થાય છે. આથી કરીને પ્રત્યેક પ્રસંગે સદ્વિચાર સેવવા માટે ટોકી ટોકીને કવિ બોધ કરે છે. અસદ્વિચારનો પરિહાર મનુષ્યો કરે એટલા માટે જ વિદંસક પક્ષને અનુસરી છપ્પા રચ્યા છે. સદ્વિચાર સંબંધમાં કવિ લખે છે કે—

'સાધ્ય સાધન શુદ્ધ વિચાર, જે 'હું'-'મારા'નો કાઢે પાર.
સદ્વિચાર તે સાચી ભક્તિ, જેહે જીવ-શિવની લહીએ વ્યક્તિ.
સદ્વિચાર થડ જેણે ગ્રહ્યું, તેને શાખા પત્ર બાહ્ય જ રહ્યું.
સદ્વિચાર વિણ કરે જે ઘણું, તે અખા ધુડય ઉપર લીંપણું.'

### કેટલાંક 'અંગ'માં દર્શાવેલા વિચારો

હવે દૃષ્ટાંતરૂપે કવિનાં કેટલાક 'અંગો'માં દર્શાવાયલા વિચારોનું દર્શન કરીશું. અખાભક્તના ઉદ્‌ગારોમાં પ્રત્યેક વિષય વેદાંતની દૃષ્ટિથીજ વર્ણાયલો છે. તથા જેમ પ્રાણીમાત્રને આ સંસારમાં ભટકી ભટકી ગોડું વહેલું એક દિવસ પરબ્રહ્મમાં મળી જવાનું નિયત છે. તેમ અખાભક્ત પ્રત્યેક વિષયમાં આડાઅવળા ઘુમીને પોતાના વિચારોનું પર્યવસાન પરબ્રહ્મ-કે જે એકજ સત્ય વસ્તુ છે તેમાં આણીને કૃતકૃત્ય થાય છે.

૧ ગુજરાતી ભાષા સંબન્ધીઃ—વેદાન્ત જેવો વિષય પ્રાકૃત ગુજરાતી ભાષામાં ન સમજાવી શકાય એવા દુરાગ્રહને તોડવા કવિ 'ભાષા-અંગ'માં તથા 'ફુટકળ અંગ'માં મહાન્ પ્રયત્ન કરે છે. તત્ત્વજ્ઞાન સમજવા સમજાવવામાં સંસ્કૃત ભાષા જ જોઇએ કે પ્રાકૃત પણ નભી શકે એ સંબન્ધમાં કવિનો અભિપ્રાય છે કે જે ભાષાથી વાચકો અને શ્રોતાઓ ઉપર તાત્કાળ અસર થાય અને તેઓને સહજમાં સમજાવી શકાય તેજ 'ભાષા':—પછી ભલેને તે સંસ્કૃત હોય કે પ્રાકૃત હોય, ભાષા પ્રાકૃત હોવાથી તત્ત્વ કાંઇ નિગૂઢ રહેવાનું નથી, અને સંસ્કૃત હોવાથી તે કાંઇ સવિશેષ વ્યક્ત થવાનું નથી પ્રાકૃતના અસ્તિત્વ વિના સંસ્કૃત ભાષા, નોંધવહીમાં નોંધેલા ધન જેવી છે જો કોઇના છોડી લોકોને તે નાણાં ધીરાય તો વ્યાજ મળે તે પ્રમાણે પ્રાકૃત

'શબરી શું સંસ્કૃત ભણી હતી બાઇ ? કયા વેદ વાંચ્યા કર્માબાઇ ?'
વ્યાધ તે શું ભણ્યો હતો વેદ ? ગણિકા શું ભણી હતી ભેદ ?
જગ્ગી શ્વપચની સમજો રીત, અખા હરિ તેના જેની સાચી પ્રીત''

૨ આભડછેટ સંબંધીઃ—સ્પર્શાસ્પર્શની ભ્રાંતિને કવિ બહુજ ત્રખોડી કાઢે છે. 'આભડછેટ' અંત્યજની દીકરી છે અને તેના ધણી બ્રાહ્મણ અને વૈષ્ણવ છે, કેવળ બહારની શુદ્ધતા જાળવવાથી અંતરની શુદ્ધતા જળવાય છે જ એમ નથી. હાડચામડાં ધોનારા માણસો પોતાના અંતરમાં કેટલી બધી મલિનતા અને દુર્ગંધ ભરી છે તે જોતા જ નથી. અને આ સર્વ ઉપચારો હરિનું યથાર્થ જ્ઞાન ન હોવાથી કરે છે. અને તેનું ફલ આ થાય છે કે હરિનો પાર પમાતો નથી. અવતરણ:—

'આભડછેટ અન્ત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ધણી.
શુધ થાય કયમ જે ચામડું ? મોટું માહે એ વાંકડું.
હરિ જાણ્યા વિના ભૂલ્યા ભમે, અખા પાર ન પામે ક્યમે!
ઇશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચારઃ
મોઢાં ગહુડા માન્યા હ્રાસ, અન્ન નેચ, અન્નમાંની રાખ.
સોનાશુખી સોનુ નવ થાય અખા આંધળીને પાથરતાં વહાણું વાય.

૩ મિથ્યા ગુરૂસંબંધીઃ—અંતરનો મેલ ધોયા વિના, પોતાની શક્તિનું માપ જાણ્યા વિના ગુરૂપદ ધારણ કરવું એ પોતાને તેમજ પોતાના અનુયાયીઓને હાનિકર છેઃ—

"જે તુમડું માંહેથુ મરે, તો જે લઇ પેસે તે તરે,
તરૂવર ફળ આપવા ન જાય, અખા આપે ચડે તે ખાય.
પહેલો તું પરમારથ પ્રીછ, પછે ગુરૂ થવાને ઇચ્છ."

મિથ્યા ગુરુ એ સાપના જેવો છે અને જેમ એક સાપને ઘેર બીજો સાપ જાય તે ફક્ત મુખ ચાટીને ઘેર પાછો આવે છે, તેમ એવા ગુરુ પાસે જનારા શિષ્યોને તેનો જ લાભ મળે છે. અને એવા ગુરુઓ શિષ્યને સંસારનો પાર પમાડી શકતા નથી. સર્વે આશાઓનો ત્યાગ કર્યે જ પરમાત્મા મળે છે, તેથી અખા ભક્ત કહે છે કે 'હે દંભી ગુરુ !

પણ તે કામ સાધી શકાય છે, તથા તે-દ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર થઈ શકે છે. હૃદય તથા મારાપણું ખોવાને માટે હરિભક્તનો આશ્રય લેવાની જરૂર છે અને હરિનો ભક્ત એ પોતે જ મુક્તિ અપાવવામાં સાધનભૂત થાય છે. અવતરણ: -

' જો મુક્તિ વાડે બાંધી, તો એ કાશી એ ગંગાતટી,
પ્રગટ મુક્તિ આપે હરિદાસ, હરિ દેખાડે સર્વાવાસ
અખા નહિ કમારે ખડી, હરિજન મુક્તિ આપે રોકડી
રામ રટવડતા હું કે ભજ્યો, પેસી ઘરમૂળથી હણ્યો.
હું—મારું ખોયાનું કામ. ગુરુ ધરે બેઠા . રામ,
હરિવિણ જાણે લેખણ કાળ, રોયે હીર ન થાયે વાળ "

કદાપિ તીર્થાટન કર્યું તથાપિ ઇંદ્રિયોને વિકારે પાડવા નહિ તો *સર્વ અડસઠ તીર્થ છે સ્નાનમાત્ર કર્યેથી પાવન થવાય છે એવું માણસ* સમજે છે પણ તે ખોટું છે કારણ કેવળ બહારના સ્નાનાદિ ઉપચારોથી અંતરની શુદ્ધિ લેશમાત્ર પણ થતી નથી. એટલે એ સર્વે વેઠ થઈ પડે છે. જેમ દહીંનું મથન કરી ઘીરૂપી સત્ય ગવાક્ષ જુદું કાઢવામાં આવે છે તેમ પ્રત્યેક મનુષ્યે ગમે તો ઘરમાં બેસી રહીને અથવા દેશદેશ અટન કરીને પણ પોતાનો દેહ, દેહમાં વ્યાપ્ત હરિતત્ત્વથી ન્યારો છે એ પ્રીછી લેવું જોઈએ. જેમ વસ્તુપ્રાપ્તિમાં તીર્થાટન આવશ્યક નથી તેવું જ દેહદમન સંબંધમાં છે. અખા ભક્ત કહે છે કે —

'દેહદમન મૂકાવું કર્મ, મૂરખ જાણે મોટો ધર્મ,
પીંડ પિંડ તે પેટને કાજ કાયા કષ્ટી જાય મહારાજ.
વિષય-વણુધ્યો આસની થયો અખા આત્મપરિચય ગયો,
ખરા વગુતા ખડત જાણ કર્મતણું બાંધ્યું બંધાણ
બાળી ભાળી બેઠા થઈ પૂજ, પણ અળગું રહ્યું આતમનું ગૂજ,
કોઈ ન લહ્યો વાચ્યા ફાંફા, કાળે અખા ફેરવ્યા ચાકડા!'

હરિ તો સચરાચર વ્યાપી રહેલા છે અને તેને માત્ર પીછવાની શક્તિ નીજ અપેક્ષા

" પાને પોથે લખીઆ હરિ, જેમ વેઠુમાં ખાડ વીખરી
સન્તો ખાધી કીડી થઈ, અને જ ચકે તો સદ્બુદ્ધિ વહી,
તે માટે તે તેવા રહ્યા, અખા સગ પાર ગત થયા "

આ સર્વથી અખાભક્ત સત્સંગના માહાત્મ્યને માન આપે છે અને સ વસ્તુપ્રીછવા સદ્ગુરુની આવશ્યકતા છે એમ પોતાના ગ્રંથમાં વાર વાર કહે છે

## કવિતાસરિતામાંથી સરતો સદ્બોધ

૧ અંતઃકરણની વિશુદ્ધિઃ--કવિનો પ્રથમ બોધ એ મળે છે કે મનુષ્ય માત્રે અંતઃકરણ વિશુદ્ધ કરવું જોઈએ. કેવલ બહારની શારીરિક–શુદ્ધિ અંતરના મલ જોઈ શકતી નથી. પ્રત્યેક શુદ્ધ વિચારને સેવવા, સદ્‌ગુરુદ્વારા બોધ પામી, કામ-ક્રોધાદિ વિકારોને દહીને, સર્વત્ર સમભાવ સ્થાપી, સર્વ ઇંદ્રિયો તથા વૃત્તિઓને અંતર્મુખ કરવી જોઈએ. અંતઃકરણરૂપી આદર્શને (આયનાને) સંપૂર્ણ રીતે નિર્મલ કરવો જોઈએ. તેથી સર્વ વસ્તુ યથાર્થ પ્રતિબિંબિત સ્વરૂપ સરળતાથી ગ્રહી શકાય છે. આ આદર્શ ઉપર વિકારોરૂપી મલ ફરી વળે છે ત્યારપછી તેમાંથી નિઃસરતું જ્ઞાન પણ તેવું મલિન અને અયથાર્થ થાય છે. તેથી જ ઉપરના નિયમને ક્ષણભર પણ વિસારે પાડવો એ ઉચિત નથી.

જગતમાં જનો બાહ્યાડંબર આચરે છે; અને અન્યની દૃષ્ટિએ પોતે વિશુદ્ધ, સિદ્ધ મહાત્મા છે એમ ઠસાવવા યત્નો, દંભો તથા પ્રપંચો આદરે છે. તેથી પ્રાથમિક અવસ્થામાં અજ્ઞાનને લીધે પણ પાછળથી બુદ્ધિપૂર્વક અનેક અસદ્‌ક્રિયાઓ આચરે છે; તથાપિ પોતાની બાહ્યાડંબર વૃત્તિ સંતોષવા તે માણસ કોઈપણ સારી સંસ્થાનો સંબન્ધ શોધે છે, તથા લૌકિક દૃષ્ટિયે મનાતી સાધુ કક્ષાઓમાં પ્રવેશી તેનું ઉપનામ ધારણ કરે છે. તેઓના સંબંધમાં કવિ કહે છે કેઃ—

> "ફકીરી મા નામ 'વૈષ્ણવ' ધરે, શું થયું ઘરે ઘર ખાતો ફરે ?
> કંઈ રાજા નામ ધર્યે નોય રાજ, નરપત થયે નરપતિનું કાજ.
> અખા અર્થ ઈચ્છીશ મા કશા, અખા તેજ મોહની દશા."
>
> (જીવ ઇશ્વર અંગ)

> "કોઇ આળસ કોઇ ક્રોધે થયો, માટે વેશ પહેરીને બચ્યો;
> નહિ મહેનત, વેઠે નહી સાંચ, વદે વિશ્વ એ ફળ મહિમાય.
> હરિને અર્થે અખા એક વિચાર, પછી સાચું પડે તેમ રહે સંસાર."

આનું પરિણામ એ થાય છે કે મૂળમાં તો અજ્ઞાનનું ઝાંખરું જીવને વળગેલું હોય છે તેમાં અધુરામાં પૂરાં આવા અન્ય પ્રકારનાં વળગણ વળગવાથી મનુષ્યને સત્ય વસ્તુ પ્રાપ્ત કરવામાં અનેકશઃ અંતરાયો આવે છે. માટે ટીલાં, ટપકાં ઇત્યાદિ બાહ્યોપચારમાં મોહ ન પામતાં ઉત્તમ ઉચ્ચગ્રાહ્ય બ્રહ્મને પામવાના ઉદ્દેશથી અંતરના ગ્રહવિકારને દહવા એનો બોધ

અંતરના વિકારોના વિનાશ વિના, તીર્થાટન, દેહદમન ઇત્યાદિ ઉપચારો નિષ્પ્રયોજન નીવડે છે. મનુષ્યને સત્ય પંથે વાળવા માટે જ પરમાત્માએ આવાં સાધનો યોજ્યાં છે એમ અખા ભક્તનો મત છે.—

' કુબુદ્ધિ જીવ અને કુપાત્ર, તે પીડ્યા વિણ નાવે રાહ,
તે માટે કહે ભગવાન, ભજે દેહદમને આવે સાન,
વેન ઉપજતી ને ઉદ્વેગ ગજે, અખા જો હરિ નવ ભજે. "
( જીવ-ઈશ્વર અંગ. )

✓ ૨ હું-પણાનો ત્યાગ—અખા ભક્ત વારંવાર ઠોકી ઠોકીને કહે છે કે હું-પણું, આપોપું, આપ-પણું કાઢવાને ઉદ્યમી રહેવું એ પ્રત્યેક જનનું આવશ્યક કર્તવ્ય છે. જ્યાં સુધી અહં વૃત્તિનો નાશ થયો નથી ત્યાં સુધી અજ્ઞાનની જડ ઉખડતી નથી. હું પણું ગાળતાં, મીઠાની પૂતળી જેમ જળમાં જળમય થઈ જાય છે, તેવી ' જીવ ' ' શિવ ' માં મળી જાય છે. તેથીજ સત્ય-વસ્તુને હસ્તામલકવત્ પ્રાપ્ત કરવાનો રામબાણ ઉપાય માણસ માત્રે હું-પણું ગાળી નાખવું એ છે —

" હું ગાળી અછતો થઈ રહે, હરિ પ્રતાપ માંહ્યો વહે
પોતાપણેથી જે નર ટળે અણઅભ્યાસે હરિમાં ભળે "

પરંતુ સામાન્ય રીતે જનસ્વભાવમાં મોટું દૂષણ એ હોય છે કે, કાર્યના આરંભમાં જેટલા ઉત્સાહથી પ્રયત્ન કરવામાં આવે છે તે ઉત્સાહ ને તે પ્રયત્નનો નિર્વાહ કાર્યસિદ્ધિ પર્યંત નિરંતર થવો જોઈએ તે થતો નથી; સ્વલ્પ પ્રયાસે અલ્પ સમયમાં અનલ્પ મેળવવાની ઉત્સુકતાના સદ્ભાવે તથા યથાર્થ પ્રયત્નના અભાવે તેવા મનુષ્યો તેવા અપક્વ પ્રયત્નથી કાર્ય-સિદ્ધિનાં પરિપક્વ સુમધુર ફલનો સ્વાદ લઈ શકતા નથી. અને તેને જ લીધે સત્ય વસ્તુના સંપૂર્ણ સુખદ અનુભવના સાક્ષાત્કારથી તેઓ વિમુખ રહી જાય છે પરબ્રહ્મ પ્રત્યેક જીવમાં રહેલ છે, ને હુંપણું ગાળી નાખતાં તે પ્રત્યક્ષ થઈ શકે એમ છે, છતાં પણ મનુષ્ય તો—

" હાર કહે પોતાને અમૂલ, તે પડયો જાણી બહાર ખોળે ધૂળ
કર્મ કાચની કણિકા જડી, ભ્રમને લાગ્યો કાઢે ઘડી. "

વળી અંતર્હિત સત્ય વસ્તુને પ્રીછવાનું વિનાશી દર્દ, અલ્પારી સત્ય વસ્તુની ઝાંખી થયે પોતે એક મહાન સિદ્ધ છે અને સર્વ પ્રાપ્તવ્ય પ્રાપ્ત કર્યું છે એવો દંભ એકદમ ધારણ કરે છે અને અન્યને દર્શાવવા પ્રયત્નો આદરે છે જેથી.—

"ગુણીનો અહંરોગ નથી ગયો, તેમાં સિદ્ધિરૂપી વાયુ જ ભળ્યો;
જે મેલો ઘેલો હોય બુદ્ધિ વિશે, વ્યસને લાગ્યો માદક ભખે.
અખા અહંકાર ટાળીને જોયે, તું 'રે' તો સિદ્ધિને મોંય."

તાત્પર્ય કે અજ્ઞાનને વશ થઈ, સર્વાંશે હુંપણું ગાળ્યા વિના, એકદમ સિદ્ધ થવાના લોભને અવકાશ આપતાં સત્ય વસ્તુ અને જીવ એ ઉભયની વચ્ચે મહદંતર પડતું જાય છે. અખા ભક્ત સિદ્ધિને તેટલા માટે વખોડે છે. સિદ્ધિ પ્રાપ્ત કરવાનો વિચાર મનુષ્યને વિપથે દોરી જાય છે:

"અષ્ટ મહાસિદ્ધિ ઈશ્વરને વિષે, તેને વેદ 'માયા' કરી લખે;
તેની કણિકાને આ જીવ, તો સિદ્ધિસહિત કેમ થાયે શિવ ?"
(માયા અંગ)

"સિદ્ધિ કાજે યોગી જન, થાવા અજર કરે જતન;
મન્ત્ર અપાર ખનાવે નહિ, અખા ન દેખાડે આતમ અહીં."
(માયા અંગ)

માટે હું-પણાનો ત્યાગ, તથા સિદ્ધિના લોભનો અનાદર એ બે મુખ્ય કર્તવ્ય છે. વળી સાથે સાથે ઉચ્ચતા નીચતાના વ્યર્થ મમતને પણ સો ગાઉને છેટે રાખવો યોગ્ય છે. મનુષ્યમાત્રના ઉચ્ચ કુળમાં જન્મતા ઉપર મોક્ષપ્રાપ્તિનો આધાર નથી. પરમાત્મા સર્વ જીવમાં પ્રવર્તે છે, અને સર્વ જનો વિરાટ સ્વરૂપનાં અંગ છે. સર્વ અંગોના સંમીલનથી જીવ હાલી ચાલી શકે છે. તો પછી અમુક અંગને ક્ષુદ્ર અને અમુકને ઉત્તમ ગણવું એ ઉચિત નથી. તેથી ઉચ્ચ-નીચભાવ દૂર કરી સર્વત્ર સમભાવ રાખવાની અપેક્ષા છે. કારણ, તેના અભાવે મનુષ્ય કદિ પણ માયાથી વિમુખ થઈ શકતો નથી એટલું જ નહિ પણ ઉલટો વધારે ને વધારે તેમાં પચે છે. અને અંતે સત્ય વસ્તુની 'હાનિ' થાય છે અર્થાત્ પ્રાપ્તિ થતી નથી.

"સહુને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ."

વસ્તુ—બળનો વિચાર એ સવિશેષ ઉપયોગી છે. માટે એ સિવાયના અન્ય નિર્જીવ વિચારોનો તો બહિષ્કાર જ આવશ્યક છે:—

"પડપણ મેલી વસ્તુ વિચાર, તન તપાસી રહે સંસાર,
કોઈ વર્ણ વેશ અહંકારે મરે, વહાણ સોનાનું તે નવ તરે.
એક મિથ્યાથી અખા ભીંટ, જો વિચારી અખા ગુરુ ભીંટ,
પંચ જાતનો આ સંસાર, મૂરખ નડે તે વર્ણ-અહંકાર,
શાન ચલાવે વર્ણાવર્ણ, કોઈ મનનક દરસ્ત કોઈ ચણ્યું,
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શુદ્ર, હરિનો પિંડ અખા કોણ ક્ષુદ્ર ?"
(દોષ અંગ)

---

પ્રા. ભાઈલાલ પ્રભાશંકર કોઠારી

# વેદાન્તી કવિ અખો

આપણે સૌ અત્યારે એક એવા યુગમાં જીવીએ છીએ જેમાં આધ્યાત્મિક દૃષ્ટિએ કશુંય વિચારવાનો આપણને વખત નથી. અધ્યાત્મવાદ અથવા તત્ત્વજ્ઞાનનો વિષય અતિ ગહન તથા સૂક્ષ્મ છે. સ્થૂલ બુદ્ધિ એમાં ચાલી શકે તેમ નથી આ જગતમાં કયો પદાર્થ સત્ય ( Real ) છે તે જાણવાની ચાવી તત્ત્વજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. ઇન્દ્રિયજન્ય વિષયોમાંનું તથા ભૌતિક પદાર્થોનું જ્ઞાન આપણને સત્ય વસ્તુની પ્રતીતિ કરાવી શકે નહિ કારણ કે તે સૌમાં ફેરફારની ક્રિયા સમાયેલી છે આપણે તેને જ સત્ય Real કહી શકીએ કે જે સદા નિત્ય, અવિકૃત તથા અવિનાશી હોય. આપણે સૌ જાણીએ છીએ કે जातस्य हि ध्रुवो मृत्यु । જે જન્મ્યું છે તેનું મૃત્યુ અવશ્ય છે.

આ રીતે જોતા આ જગત નાશવંત છે અને માટે તે સત્ય નથી. આપણે ક્યાંથી આવ્યા ? આપણું શું થવાનું છે ? આપણે ક્યાં જઈ રહ્યા છીએ ? આ જગત એ વસ્તુત શું છે ? આ સઘળા મુશ્કેલીભર્યા પ્રશ્નોનો ઉકેલ તો પ્રાચીન ગ્રીક તત્ત્વવેત્તા થેલ્સથી માંડીને અત્યાર સુધીના બર્ટ્રાન્ડ રસેલ, હેન્રી બર્ગસો વગેરે પાશ્ચાત્ય વિદ્વાનો પણ લાવી શક્યા નથી આપણે કેવળ આપણી આજુબાજુની દુનિયા—જેને આપણે આપણી છતી આંખે જોઈ શકીએ છીએ—તેની સાથે જ આપણો જીવનવ્યવહાર ચલાવવામાં આપણા કર્તવ્યની ઇતિશ્રી માની છે. આજે જગતમા જ્યાં ત્યાં વાસના અને વિલાસ, જ્ઞાતિવાડા અને ધર્મવાડા કે પંથવાડા, પ્રપંચ અને પાખંડ, જિન્સી આકર્ષણો અને સ્વાર્થાંધતા, ધાર્મિક વિષયોમાં દંભ અને પાખંડ, તથા હરામખોરી અને જોહુકમી અને 'પૈસો એ જ મારો પરમેશ્વર' ના વિવિધ પ્રકારનાં દંદો જોવામાં આવે છે.

જ્યારે આવી સ્થિતિ પ્રવર્તે છે ત્યારે માનવી પોતે પરમાત્માનો, પરમતત્ત્વનો, બ્રહ્મનો એક અંશ છે, એ વસ્તુ ભૂલી જાય છે આવી અંધાધૂંધીના સમયે આપણી વચ્ચે કોઈ અવતારી પુરુષનો જન્મ થાય છે જે પોતાના જીવન અને વર્તનથી એ પરમ સત્યનું ભાન આપણામા ફરીથી જાગૃત કરે છે. ગીતામાં કૃષ્ણ ભગવાને કહ્યું છે કે —

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

તે આ કથનને પોષે છે. જગત પરના વ્યાપક ધર્મોના મહાપુરુષોએ અવળી રીતે મળેલી માનવતાનો સાચો રાહ બતાવવાના પ્રયત્નોમાં પ્રાણની પણ દરકાર રાખી નથી. એ ઉન્નત વ્યવસાયમાં સોક્રેટિસે ઝેર પીધું, ક્રાઇસ્ટે પ્રાણની કુરબાની કરી, બુદ્ધે મારવિજય આદર્યો અને કબીર, નાનક, રામદાસ તુકારામ વગેરેએ પોતાનાં ભક્તિ વૈરાગ્યનાં પદોથી તેમ જ લોકોત્તર વ્યક્તિત્વથી આ જગતમાં અમરત્વ પ્રાપ્ત કર્યું છે. આવા જ કોઈ શુભ હેતુ અર્થે જ્ઞાની ભક્ત અખાનો જન્મ થયો હતો.

અખાનો આત્મા બ્રહ્મવિદ્યાના નવચેતને પ્રફુલ્લે છે, એનાં જ્ઞાનચક્ષુ કોઇ અદ્‌ભુત સૃષ્ટિનાં દર્શન કરે છે અને એ નિજાનંદે બ્રહ્મસ્વરૂપમાં મસ્ત બને છે. એ આધ્યા ય ચેતનવંતા માનસનાં દર્શન એના આ શબ્દોમાં જ થાય છે

આનંદ વાધ્યો ને રવ ઉલટયો રે, પ્રકટ્યા [redacted] ક્ષય પૂરણ બ્રહ્મ રે
અદ્‌ભુતને વરણે આવતાં રે;
તિમિર હતા તે મારા ટળી ગયા રે, વરીઓ છે કોઇ જ્ઞાન-
કેરો ભાણ રે.

એ જ્ઞાનચક્ષુ ઉઘડ્યા પછી એની વાણીમાં ચેતન આવે છે. તેનું ભાષ વિષયક જ્ઞાન ઘણું મર્યાદિત હોવા છતાં પણ તે પોતાના વિચારોને સ્પષ્ટ અ સચોટ રીતે બહાર મૂકી શક્યો છે.

## અખે ગીતા

આ ગ્રંથમાં અખાના અનુભવ ( Realisation )ની ઝાં માત્ર છે. અનુભવ શબ્દ અહીં તેના વિશિષ્ટ અર્થમાં વપરાયેલો છે ધ્યાનમાં રાખવાનું છે. માયાના બંધનમાં ફસાયલા જીવોને મુક્તિ મળે, તેઓ પિંડમાંથી બ્રહ્માંડની સ્થિતિ પામે, જીવમાંથી શિવ બને, આત્મામાંથી મહાત્મા બને, microcosmic સ્થિતિમાંથી macrocosmic સ્થિતિને પામે, many માંથી One થાય, પરિમિતમાંથી અમિત બને, મિથ્યા સ્થિતિમાંથી વસ્તુ સ્થિતિમાં લય પામે એ લક્ષ્ય સમાયલું છે. પાંડિત્ય-પ્રકાશ નહિ 'અખેગીતા' એટલે સરળ ઘરગથુ ગુજરાતી ભાષામાં બ્રહ્મ વિદ્યાનું સમ્યક્ નિરૂપણ. એ ગ્રંથને છ ખંડોમાં વહેંચી શકાય.

સૌથી પ્રથમ અખો મન-વાણીને અગમ્ય, જેને ઉપનિષદમ યતો વાચો નિવર્તન્તે અપ્રાપ્ય મનસા સહ । એ રીતે વર્ણવ્યા છે એ પરાત્પર પરબ્રહ્મને પામવાના માર્ગનું દર્શન કરાવે એવા ગુરુની સ્તુતિ કરે છે, અને પછી પ્રાચીન મહાકવિઓની મહત્તાના ગુણગાન કરી તેમને પ્રણામ

અર્ઘ્ય અર્પે છે અને પોતે તેમના આગળ અતિ અલ્પ છે એમ નમ્રપણે સ્વીકારી પછી કહે છે કે,

તેણે મન પડેલ કેમ જાણ્યું અખા મગજ જગત નથી જાણતા.
ગુ., ચાર આદરી શાસ્ત્રો, અખા કૃપા વિના નથી આણતા.

એ પછી પ્રાચીનોમાં કોણે કોણે બ્રહ્મવિદ્યાનું પરિશીલન કર્યું હતું તે જણાવતાં તે કહે છે કે નારાયણે બ્રહ્માને, દત્તાત્રેયે કાર્તિક સ્વામીને, વશિષ્ઠે રામચંદ્રજી આગળ, શ્રીકૃષ્ણે અર્જુનને, જનકે શુકદેવને, નારદે મહાદ્વિજ વ્યાસને, શિવે પાર્વતીને જે બ્રહ્મસ્વરૂપજ્ઞાન સમજાવ્યું હતું તે વિશે.

કહે અખા ગુરુજ્ઞાન વિના, કુશળ ન હોય જ તને,
નિજધામ દીસે જાણવા તો સેવો હરિ ગુરુ-સંતને.

એ બ્રહ્મને કેવી રીતે ઓળખવા? હરિની માયા અને જીવની અવિદ્યા વડે જીવત્વ ઊભું થાય છે તેથી આપણે હરિને આત્મારૂપે ઓળખતા નથી. આપણે કર્મજડ છીએ પરમાત્મા તરફ પીઠ રાખી, વિષયોમાં રત રહીએ છીએ જેથી આત્મતત્ત્વને, પરબ્રહ્મને ઓળખી શકતા નથી. જેમ ખાટકી વધ્ય બકરાને સારી રીતે પાળે-પોષે છે તેમ માયા આપણને જગતના નાનાવિધ પદાર્થોના પ્રલોભનો ઊભાં કરી સંસારની ઘટમાળમાં જકડી રાખે છે.

એમ માયા વેષ નાના ધરેજી, કર્મ ધર્મના શબ્દ નાના ઓચરેજી;
જીવ કેરા મનને અતિ ઘણું આવરેજી. તેણે પુરંજન થઈ ફેરી ફરેજી.

કર્મના બંધનમાંથી આપણે મુક્તિ મેળવી શકતા નથી. આપણી સામે સ્વર્ગ અને નરકનાં દ્વંદ્વો હંમેશાં સુખ અને દુઃખરૂપે ખડાં રહેલાં હોય છે જેથી મોક્ષ જેવી વસ્તુ અપ્રાપ્ત રહે છે, માટે અખો કહે છે કે

માયા મોટી જગ માંહે નડી જી,
તે આગળ કોય ન શકે અડી જી;
હરિ હર અજથી આગળ વડી જી;
સમજી ન જાયે એવી માયા અટપટી જી.

શ્રી શાંકરમતમાં પરબ્રહ્મને પૂર્ણ ઐશ્વર્યશક્તિસ્વરૂપ, પૂર્ણજ્ઞાનસ્વરૂપ તથા પૂર્ણ આનંદસ્વરૂપ માનવામાં આવે છે તેમ જ માયાને બ્રહ્મની એક ઔપાધિક (accidental) અવસ્થા માનવામાં આવે છે. જે પરિણામી, વૈકારિક તથા અનિત્ય છે તે તે પરબ્રહ્મને સદૈવ આધીન છે, તેનો આધાર બ્રહ્મ ઉપર જ છે. જેમ લાકડામાં કે પથ્થરમાં ગૂઢ રૂપે અગ્નિ રહે છે તેમ પરબ્રહ્મમાં માયા અણછતી રહે છે. માયામાં પરબ્રહ્મના તેજના પડવાથી તે પ્રકૃતિદ્વારા જે

વિશ્વની ઉત્પત્તિ કરે છે તેમાં રહેલા જીવો દેહાધ્યાસને લઈને તેમજ વિષયો પ્રત્યેની આસક્તિને લઈને માયામાં ગોથાં ખાધા કરે છે અને પરમપદ પામી શકતા નથી. ગીતામાં કહ્યું છે કે अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः । જ્ઞાનસ્વરૂપ બ્રહ્મનું મૂળ સ્વરૂપ અજ્ઞાનથી (એટલે કે માયાથી) આવૃત થયેલું હોય તેનાથી જ સંસારી જીવો માયામાં મોહિત થયા છે. વળી ભગવાન ગીતામાં કહે છે કે नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः । અર્થાત્ હું સર્વને પ્રકાશિત નથી એટલે કે સમજાતો નથી. કારણ કે યોગમાયાથી હું ઢંકાયેલો રહું છું. આને જ શાંકરમતમા 'વિવર્તવાદ' તરીકે ઓળખવામાં આવે છે. આપો એક ઠેકાણે શૂન્યવાદીની એટલે કે બૌદ્ધમતની ટીકા કરે છે તેનું કારણ કેટલાકને મતે માયા એટલે મિથ્યા–શૂન્ય Void એવો અર્થ થાય છે, પણ શાંકરમતનો એ અર્થ જ નહિ. એ રીતે સમજતાં તો જગતનો સર્વ વ્યવહાર અટકી પડે અને પરબ્રહ્મપ્રાપ્તિ પણ અશક્યવત્ થઈ પડે. એટલે જગતનું મિથ્યાત્વ એટલે આ જગત કામચલાઉ ( Pragmatic ) છે પણ નિત્ય નથી એમ સમજીને વ્યવહારમાં વર્તવું તે આથી કર્મો કરવા છતાં, અને હુંપણાનો ભાવ નષ્ટ થયો હોવાથી દેહાધ્યાસ થતો નથી; જેથી જ્ઞાનીનું ધ્યેય પોતાના નિરાકાર, નિર્ગુણ, સત્યઆત્મસ્વરૂપ શુદ્ધ ચૈતન્યમાં જ રહે છે. સર્વ ભૂતોને તે આત્મવત્ જુએ છે, વસુધાને કુટુંબ જેમ લેખે છે અને જગતના આંતરિક આત્માનું તથા પોતાના આંતરિક આત્માનું ઐક્ય સાધે છે અને અનુભવે છે.

શાંકર મતની આટલી ટૂંકી ચર્ચા પછી આપણે અખાનું માયાવિષયક નિરૂપણ વધુ સમજી શકીશું શ્રી મહેતા કહે છે તેમ આ ચિદ્શક્તિમાં અંતર્ગત રહેલી અને પછીથી બહાર પડતી માયાશક્તિ અખાના અભિપ્રાય પ્રમાણે પરમેશ્વરની આદ્ય પટરાણી છે અને પ્રથમ 'શૂન્યસ્વામિની' (શૂન્ય એટલે કે સૃષ્ટિસર્જન પહેલાનો અવકાશ . બ્રહ્મ ) એટલે કે ભેદભાવ નહિ પામેલા બ્રહ્મમાં જે અત્યાર સુધી ગુપ્ત અથવા અણુછતી રહી હતી તે છૂટી પડી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા ત્રણ ગુણમય દેવોને બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વરને–પ્રગટ કરે છે. આ શૂન્યસ્વામિની અન્ય જે ત્રિગુણમય દેવોની માતા હતી તે, ગુણોનો ભેદ કર્યા પછી તેમની 'યોષિતા' એટલે પત્ની થઈ જાય છે. આ કારણથી અખો પાછળ જણાવ્યું તેમ માયાને મોટી નટી કહે છે. વળી એ કહે છે કે

જાણી ન જાય એવી માયા દીસે નહિ ને બળવતી,
મોટું શાકની આદિ માતા ઓમકારથી પહેલી હતી.

આ ૐકાર શું છે એ વિષે જાણવું અગત્યનું છે, પરંતુ તે વિશેની ચર્ચા પંચીકરણની સમીક્ષામાં કરીશું. હવે માયાનાં ત્રણ તત્ત્વો (સત્ત્વ, રજસ, તમસ) માંથી ચોવીસ સ્વરૂપો થાય છે તે નીચે પ્રમાણે:

મૂળ ચિદ્ શક્તિમાં માયા બ્રહ્મતત્ત્વના સત્ ચિત્ અને આનંદ એ ત્રણ મૂલગત ઉચ્ચ અંશોમાંથી સત્ત્વ, રજસ, તમસ નામનાં તત્ત્વોદ્વારા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચાર તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ મહાભૂતો, પાંચ શબ્દાદિ તત્ત્વો મળી એકંદર ચોવીસ તત્ત્વો સર્જે છે અને તે સૌને પોષણ આપનારી મૂળ પ્રકૃતિ અથવા પ્રધાન (The unmanifested primordial matter) પચીસમા તત્ત્વ તરીકે અને પુરુષ અથવા પરમાત્મા છવીસમો એમ અખો માયાથી બ્રહ્માંડની ઉત્પત્તિ સમજાવે છે. આ આખોય સેશ્વર સાંખ્યવાદ છે.

હવે પ્રકૃતિ તે શું અને માયા તે શું? એ બે વચ્ચે કાંઈ ભેદ છે? અખાના મત પ્રમાણે બ્રહ્મચૈતન્યની ત્રણ પ્રકારની શક્તિઓ છે (૧) મૂળ ચિદ્શક્તિ (૨) માયાશક્તિ (૩) અને ત્રીજી પ્રકૃતિશક્તિ

અખેગીતાની શરૂઆતમાં જ અખો બ્રહ્માનંદની ચિદ્શક્તિની સ્તુતિ કરે છે. એ પછી સાતમા કડવામાં કરોળિયો જેમ લાળ મૂકીને પાછો ખાય તેમ માયાશક્તિને મહાસામર્થ્યવાન ગણી છે અને છેવટે પ્રકૃતિને પચ્ચીસમું તત્ત્વ કહી, એ આખોય ચોવીસ તત્ત્વોનો પરિવાર તેનો કહેલો છે. 'આમ બ્રહ્મચૈતન્યનો સ્વધર્મ તે ચિદ્શક્તિ; તેની આવરણ કરનારી માયાશક્તિ વડે તે બ્રહ્મચૈતન્ય જીવત્વનો આભાસ, અને બંધ અને મોક્ષનો વ્યવહાર ઊભો કરે છે. અને તેની પ્રકૃતિ નામની વિક્ષેપ કરનારી ત્રીજી શક્તિ તે માયાથી આવૃત જીવને અનેકાકારવાળું જગત દેખાડે છે.' સમજવા ખાતર એક સંપૂર્ણ નહિ એવું ઉદાહરણ લઈએ. લકવાથી પીડાતો એક સમર્થ રાજા હોય જેનો સ્વભાવધર્મ સત્યપ્રિયતા હોય તેને જેમ કોઈ દુષ્ટબુદ્ધિ પ્રધાન પ્રજા આગળ કાંઈ જુદો જ ચીતરે અને એ પ્રધાનનો મંત્રી એવું રમકડું બની પ્રજાજનો આગળ રાજા સમક્ષ જતાં આવતી મુશ્કેલીઓનું એક જટિલ કોકડું રચે અને તેથી જેમ રાજાપ્રજા વચ્ચેનો વ્યવહાર જ અટકી જાય અને પ્રધાન તથા તેનો મંત્રી એક ચક્રે સૌના પર રાજ્ય કરે, કાંઈક તેવી રીતે માયા, જીવ અને બ્રહ્મ વચ્ચે કર્મોની એક દુર્ભેદ્ય દીવાલ ઊભી કરે છે અને જીવોને સર્વદા બદ્ધ રાખવાનો પ્રયત્ન આદરે છે.

હવે આ માયારાજ્યમાંથી છૂટી બ્રહ્મપદ પામવું કેવી રીતે એ કહેતાં અખો જણાવે છે:

કહે અખો સહુકો સુણો; જો આવ્યો માયા અંતને:
તે આપોપું ઓળખો, ને સેવો હરિ-ગુરુ-સંતને.

એમાંથી છૂટવાના ત્રણ ઉપાયો છે, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય. પહેલું સાધન તે વિરહવૈરાગ્ય. જ્યાં સુધી આપોપું અથવા સ્વત્વ મેળવાય નહિ ત્યાંસુધી જીવે ઝૂરવું કે તરફડવું જોઈએ. સંસારના ભોગવિલાસ તેને મન ખારા લાગવા જોઈએ. વિરહના તાપમાં તેણે અવિરત બળવું જોઈએ.

વિરહ વૈરાગ્ય જેને લાગે તે નર હરિ થાએ.સરે.

સાચેજ અખાની પોતાની સ્થિતિ જ્યારે સદ્‌ગુરુની શોધમાં કાશી સુધી તે દોડયો ગયો ત્યારે કાંઈક આવી જ હતી. તે બેચેન હતો. હરિપ્રાપ્તિનું લક્ષ્ય એની નજર સામે હતું; પરંતુ તે પામવાનો સાચો રાહ બતાવનાર ભોમિયાની એને જરૂર હતી જે અંતે તેને બ્રહ્માનંદસ્વામીમાં મળી રહી.

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનું મહત્ત્વ વર્ણવતાં અખો કહે છે કે:

[એક તો મુમુક્ષુને ગુરુના વચનમાં અચલ શ્રદ્ધા હોવી જોઈએ. તેમ કરવાથી એને દિવ્યચક્ષુ પ્રાપ્ત થાય છે. જીવને તે શિવસ્વરૂપે ઓળખતો થાય છે. બીજા જીવો પ્રત્યેની એની વાસનાદૃષ્ટિ મટી શુદ્ધ બ્રહ્મદૃષ્ટિ કેળવાય છે; કારણ પછી તે સો જીવ મટી જાય છે અને હરિ બને છે. આ દૃષ્ટિ તે સર્વોત્તમભાવવાળી દૃષ્ટિ.) સર્વ સ્થળે એને પરબ્રહ્મનાં દર્શન થયાં છે. પોતે પોતાપણું વિસરી જાય છે) આ ભક્તિની અંતિમ સ્થિતિ એટલે હૃદયનો સંપૂર્ણ પલટો થતાં તે ભક્તને

માયાના ઠામે પરબ્રહ્મ થયો, સંસારનો સંભવ ગયો—

—એમ સમજવાનું છે. આવા જીવો તે 'જીવનમુક્તો'. હવે જીવન-મુક્તનાં લક્ષણો કયાં? જે આકાશવત્ રહે છે, જેમ પાણીમાંનો મગર સપાટી પર આવે પણ એનો આવાસ ઘણો ઊંડે હોય છે તેમ દૃશ્ય જગતમાં રહેવા છતાં પણ જે તેનાથી સદાય નિર્લેપ રહે છે તે જીવન્મુક્ત. જેમ રપજેલી કાચળીને અને સાપને સંબંધ નથી તેમ જીવન્મુક્તને અને તેના દેહને કાંઈ પણ સંબંધ નથી. તેને દેહ છે પરંતુ તે નથી એમ જ સમજવાનું છે. એવા મહાપુરુષો સહેજે જોવા મળે પરંતુ તેમનો સઘળો વ્યવહાર સત્-ચિતઆનંદ રૂપ પરબ્રહ્મ સાથે છે. ભૌતિક ભાવના તેમનામાંથી નાશ પામી છે. જગતના દૃશ્ય પદાર્થો તેમને કશી અસર કરી શકતા નથી. તેઓ નિતાન્ત બ્રહ્મસ્વરૂપમાં મસ્ત રહે છે.

જીવન્મુક્તો સંસારમાં કેવી રીતે રહે છે ? 'સંસારમાં સરસો રહે પણ ચિત્ત હરિની પાસ.' ની જેમ તેઓ વ્યવહાર જગત ( Pragmatic world ) નાં સઘળાં કાર્યો ગાડ઼, તાક એ માયિક સ્થિતિમાં રહીને કરતા છતાં પણ માયાના રંગથી તેઓ સદાય અલિપ્ત રહે છે. ટૂંકામાં તત્ત્વદર્શી પુરુષ એટલે દેહાધ્યાસથી મુક્ત પુરુષ

બ્રહ્મ વસ્તુનું નિરૂપણ કરતાં અખો કહે છે કે,

વસ્તુને વાણી ભાવ નવ શકેજી, મનતણી સૂરત જિહાં જતાં થકેજી;
સદ્ગુરુ-કેરા જો લક્ષ આવે તકેજી, તે નર સ્વેં હરિ થાય તેણે પલકેજી.

यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह ।

વાણી જેનું વર્ણન કરવા અસમર્થ છે, જે બુદ્ધિમાં આવી શકે તેવો નથી, એવો દેહાતીત, અખંડિત, અવિનાશ, અજર, અમર, અનામી, અવ્યય, પૂર્ણજ્યોતિપ્રકાશ, અનંત ( infinite ), આદિમધ્ય–અંત રહિત, નિર્ગુણ ( qualityless ), નિરાકાર ( ( formless ) એવું એ પરમ તત્ત્વ છે અખો આ સુંદર રીતે વર્ણવે છે

વાણીમાંહે જેહ ન આવે, તેહ વણી સર્વ વાક્ય;
નેતિ નેતિ કરી રો કહીએ તેહની લક્ષ્યે સર્વ લક્ષ્ય
કૂટસ્થ આત્મા બ્રહ્મ કૈવલ્ય, તેહનો સર્વ પસાર;
જેહને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યો સંસાર.
જે કેવો એ કહેવાય નહિ, શબ્દાતીત સદાય
અનિર્વચની વચન ભાગે, તે નાવે વાણીમાંય.
[illegible] તો પ્રીછણહાર વિના પ્રીછવું, પદાર્થ-વહોણી જે પ્રીછ,
આપે આપનું જે નિરીક્ષણ, ઈચ્છા-વોહોણી જે ઈચ્છ,
કહે અખો એ વાક્ય-વર્જિત નિજ સ્વરૂપ મહંતને,
એ સમરવા તેણે વહી, જેણે સેવ્યા હરિ-ગુરુ સંતને.

જ્યારે એ બ્રહ્માત્મનું ધામ ( તેજ ) માયામાં પડે છે ત્યારે ઈશ્વરભા ઉત્પન્ન થાય છે અને તેના ઐશ્વર્યથી અનેક આભાસરૂપ જીવો સ્ફુરે છે આનું દર્શન ઉપમાથી અખો એની પોતાની જ ભાષામાં કરાવે છે તે જોઈએ.

જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ્ર શ્યામનું
તે ઉપર તપ્યો સૂર્ય જ્યારે વિચિત્ર રૂપ થયું ધામનું,
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ,
ઈશ્વર નામ તે તેહનું, ચાર્યાં જીવ થઈ આવ્યુ સાચ.

આટલા ઉપરથી આપણને બ્રહ્મના નિર્ગુણત્વ અને સગુણત્વનો ખ્યાલ આવી જશે

અમો ત્રણ પ્રકારનાં સત્યો ગણાવે છે કૈવલ્યપદ એ પરમ સત્ય, ઈશ્વરપદ એ વ્યવહાર સત્ય અને જીવપદ એ પ્રાતિભાસિક સત્ય—

કૈવલ્યપદ તમે નિજ સ્વરૂપે ઈશ્વર પદ છે અનંત
મોહ સામર્થ્ય માયા કેરું જ્યાં ઉપજે મિથ્યા જગત

એ પરમ સત્યની જેને પ્રાપ્તિ થઈ છે તેઓ એક એવી અનંતનિર્વિકલ્પ સમાધિની દશામાં હોય છે જ્યાં તેઓ બ્રહ્મ સાથે તદાકારત્વ ( In tune with the Infinite ) અનુભવે છે. એ મહાસુખતોનું વર્ણન કેવળ સાનથી જ સમજાય તેવું છે કારણ એ અપૂર્વ તુરીય સ્થિતિમાંથી તેઓ બહારની સવિકલ્પ સ્થિતિમાં આવતા નથી એટલે એ ઉન્નત અભેદભાવની ઝાંખી પણ બીજાઓની કલ્પનામાં ક્યાંથી આવી શકે ? માટે જ અહીં ' સાન ' શબ્દનો પ્રયોગ છે.

અત્યાર સુધી આપણે જેની વાત કરી તે કૈવલ્યને પામવાની ક્રમવાર સાધનશ્રેણી હવે બીજી એક અક્રમ શ્રેણી છે, જેનાથી આ સંસારરૂપી પંથનો પાર આવે તેમ છે અને તે સાધન તે અજપા જાપ અથવા પ્રણવનું ૐકારનું અનુસંધાન પણ્ણવમંત્ર એક સ્વસંવેદ્ય બોધજનક ક્રિયા છે.

સ્વસંવેદ્ય તે પદ સદા આપે લહે તે આપને
જેમ ધુંધવાતો અગ્નિ અચાનક થાય શિખા તેજ તાપને

× × ×

ઘણો પરબ્રહ્મ વહ્નિ એમ જાણો ઘટઘટ રહ્યા સમાય
જેમ કાષ્ઠ પાષાણમાંથી તે ક્રેદ સાથે થયો જાય

અમો કહે કે શબ્દબ્રહ્મના આ સામર્થ્યને શૂન્યવાદીઓ એટલે કે બૌદ્ધમતવાદીઓ—સૌત્રાન્તિકો અને વૈભાષિકો—ઓળખતા નથી, કારણ એ લોકો તો આ જગત મિથ્યા છે અને પરબ્રહ્મ કે ઈશ્વર જેવી કોઈ સત્તા જ નથી એમ માને છે There is a philosophy of void પશ્ચિમનો તત્ત્વવેત્તા હ્યુમ પણ શૂન્યવાદી જ હતો, પરંતુ શૂન્યવાદીના મતમાં અને વેદાંત કે શાંકર મતમાં એક મૂળગત ભેદ સમાયલો છે. શૂન્યવાદ એ નાસ્તિક-દર્શન છે જ્યારે વેદાન્ત એ આસ્તિક દર્શન છે શૂન્યવાદી આ જગત મિથ્યા [illegible] એમ માને [illegible] અને તેની પાછળ તેનું ઉત્પત્તિકારણ પરમાત્મા જેવી કોઈ વસ્તુ નથી એમ માને છે, જ્યારે વેદાન્તી જગતને મિથ્યા એટલે કે શૂન્ય

નહિ પણ કામચલાઉ ( pragmatic ) માને છે અને તેનાથી પર થઈ ને પરમપદ પામવાના સાધન તરીકે તેને સ્વીકારે છે. શૂન્યવાદ વિશે આપણે પાછળ થોડી ચર્ચા કરી ગયા છીએ.

અખો કહે છે કે શૂન્યવાદી જગતને મિથ્યા કહે છે; પરંતુ તેના હૃદયમાં પૂરી ખાતરી છે કે તે સત્ય છે. આમ પરસ્પરવિરોધી વલણોવાળી સ્થિતિને શૂન્યવાદ પણ કહી શકાય નહિ. વેદાન્તીનું વલણ એક જ છે કે ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः । આમ હોઈને વેદાન્તી બ્રહ્મપ્રાપ્તિ અર્થે જગતને મિથ્યા ગણી તેને સળગાવી શુદ્ધ જ્યોતિ જેવો આત્મસાક્ષાત્કાર કરે છે. માટે અખો કહે છે તેમ શૂન્યવાદીની સમજણ ચિત્રામણના દીવા જેવી છે જ્યારે વેદાન્તીની સમજણ સાચા દીવા જેવી છે.

આ બ્રહ્મવસ્તુનું સમ્યક્ નિરૂપણ કર્યા પછી અખો એની રીત પ્રમાણે છ દર્શનોમાંથી જુદા વાડા કેમ થયા અને તેમાં કેટલાય પાખંડીઓ પોતાને મનફાવ્યું જ્ઞાન લોકોને આપવા લાગ્યા તે ઉપર ટીકા કરે છે.

છેવટે ન્યાય વૈશેષિક સાંખ્ય યોગ ઉત્તરપૂર્વ મીમાંસા વગેરે દર્શનો ક્યાં ક્યાં અધૂરાં છે તેની આછી સમીક્ષા કરી અખો બ્રહ્મવસ્તુનું સત્ય દર્શન પોતે પોતાના મંતવ્ય પ્રમાણે આપણા આગળ મૂકે છે એ એની વિશિષ્ટતા છે.

## અનુભવબિંદુ

અખેગીતાની બ્રહ્મવિદ્યાના મહાસાગરના તરંગોમાં યથેચ્છપણે અવગાહન કર્યા પછી આપણે હવે મેઘના ફોરાં જેવા અનુભવબિંદુના અનુભવમાં આવીએ છીએ. એ ગ્રંથનું એક જ લક્ષ્ય છે કે 'સત્ય સત્ય પરમાતમા, હું નહિ' અર્થાત્ જીવત્વ એ આભાસ છે, શિવત્વ એ પરમ સત્ય છે. આ ધ્યેયને અનુલક્ષીને આપણી આગળ નીચેના મુદ્દા ફરીથી રજૂ થાય છે માટે અહીં સંક્ષેપમાં મૂક્યા છે.

૧. ગુરુદેવનાં ચરણકમળ સેવતાં હરિ તુર્ત મળે છે.

૨. પરબ્રહ્મ આખા વિશ્વમાં સર્વવ્યાપી ( Immanent ) છે.

૩. જે જીવનમુક્ત છે તે દરેક વસ્તુ સર્વાત્મભાવે જુએ છે. તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાનું નથી, કશું કહેવાનું નથી; તેને કશું આઘે કે પાસે નથી; ઊંચે કે નીચે, અધિક કે ન્યૂન, જીવન કે મૃત્યુ, સ્થૂલ કે સૂક્ષ્મ, મહાત્મા કે અલ્પાત્મા, વેત્તા કે વિદ્વાન, ગુરુ કે શિષ્ય આ સઘળાં દ્વંદ્વોથી તે પર છે. કારણ બ્રહ્મ આ સઘળાનું પ્રભવસ્થાન છે એમ તેણે જોયું છે.

૪. કર્મોની જંજાળમાંથી છૂટવું જોઈએ, કારણ કોઈ માણસ એક પાત્રમાંથી બીજા પાત્રમાં અંધારું ઉલેચી નાખતો હોય કે આકાશકુસુમ ઘેર ઘેર વહેંચતો હોય તેના જેવો એ મિથ્યાચાર છે. એ સર્વ કાયાક્લેશ છે. ષડ્દર્શનનું જ્ઞાન, ગુરુ થઈ પૂજાવાનો વ્યવસાય, કે રાજાઓ પણ પોતાને નમે એવી કવિત્વશક્તિ કે કર્ણથી ય મોટી દાનવીરતા—જ્યાં સુધી વાસના-મુક્તિ નથી ત્યાં સુધી એ સૌ જીવની બંધનમય સ્થિતિ છે.

૫. મોટા મંદિર મહાર, ચાર દિશ કાચા કાઢ્યા,
નીલ પીત બહુ રંગ, ટંગના જોડા બાંધ્યા;
જગ્યો શશી કાં સૂર, દૂરથી અતિશે ઝળકે,
દેખાડે બહુ રૂપ, ધૂપ વિવિધ પેર ચળકે,
અખા ઉપર અનેકતા, નહીં તેનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડે એમ છે.

—આમ જીવ, ઈશ્વર અને બ્રહ્મના સ્વરૂપની આપણને ફરીથી અહીં ઝાંખી થાય છે.

૬. બ્રહ્મના જુદાજુદા ઘાટ જોઈ તેનાથી ભૂલાવામાં પડવાનું નથી. પિંડ તે જ બ્રહ્માંડ છે. સ્થૂળ છે તે જ સૂક્ષ્મ છે. જેમ નારીકુંજર, નારી-દેહાકૃતિઓથી ભરપૂર હોવા છતા પશ્ચાદ્ ભાગે તો એ કુંજર જ છે તેમ વ્યષ્ટિ સમષ્ટિરૂપે દેખાવા છતાં એ સૃષ્ટિનું જ સ્વરૂપ છે. ( It is a many in one, one in many. ) નારીકુંજરના દૃષ્ટાન્તમાં પૂતળીઓ તે જીવો અને કુંજર તે સગુણ-બ્રહ્મ છે અને કૈવલ્યતત્ત્વ—નારીકુંજર ચીતર્યું પોત, પોતે નિર્ગુણ બ્રહ્મ છે

૭. આ અનુભવ ( Realisation ) શિવે પાર્વતીને, વસિષ્ઠે રામને, જનક વિદેહીએ શુકદેવને, નારદે વ્યાસ મુનિને અને કૃષ્ણે અર્જુનને કહ્યો છે. બ્રહ્મસુર કે માનવી એ અનુભવ વિના નિર્ધન જેવા છે.

આટલા મુદ્દાઓમાં અનુભવબિંદુનું સારસર્વસ્વ સમાઈ જાય છે. ( 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ ' એમ અખાએ ભારપૂર્વક કહેવા છતાં પણ અખેગીતામાં ઠેકાણે ઠેકાણે આપણે કવિતાના સદ્અંશો જોઈ શકીએ છીએ. અનુભવ-બિંદુની ભાષા જોતાં અખાની બહુશ્રુતતાનો, એના કવિત્વનો અને એના પાંડિત્યનો આપણને સહજ ખ્યાલ આવે છે. અનુભવબિંદુ કાવ્યદૃષ્ટિએ એના આખા ય સંગ્રહમાં ( એક છેવટનાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યો સિવાય ) સૌથી ઊંચું છે એમ લાગે છે.)

## પંચીકરણ

હવે આપણે અખાના 'પંચીકરણ' નામના વેદાન્તના બીજા એક અતિ મહત્ત્વના ગ્રંથ ઉપર વિચાર કરીશું. પંચીકરણ એટલે The Science of Ontological Cosmos અથવા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની પ્રક્રિયા–વિષયક શાસ્ત્ર. શ્રીયુત નર્મદાશંકરભાઈ જે રીતે આ ગ્રંથ સમજાવે છે તેનો આ સાર છેઃ—

બ્રહ્મના જ્ઞાનનો પ્રતિપાદક વેદભાગ તે જ્ઞાનકાંડ અને તે જેમાં સમાયેલો છે તે 'વેદાન્ત' નામથી ઓળખાય છે. આ જ્ઞાનકાંડનાં વેદાન્તવાક્યોને 'ઉપનિષદ્' એવું નામ આપવામાં આવ્યું છે. એ વાક્યોનું તાત્પર્ય સમજવા માટે જે ત્રણ ગ્રંથો લખાયા છે તેને પ્રસ્થાનત્રયી એ રીતે ઓળખવામાં આવે છે આ સર્વેની જેમાં એકવાક્યતા થયેલી છે તેને 'બ્રહ્મસૂત્ર' કહેવામાં આવે છે આવી એકવાક્યતા કરનાર આદ્ય શંકરાચાર્યને વેદાન્ત શાસ્ત્રના ઉદ્ધારક 'આચાર્ય' માનવામાં આવે છે.

પંચીકરણ એ વેદાન્તશાસ્ત્રનું એક પ્રકરણ છે 'પ્રકરણ' શબ્દ અહીં એના વિશિષ્ટ અર્થમાં વપરાયેલો છે. ટૂંકામાં પ્રકરણ એટલે અમુક વિષયને સિદ્ધ કરતો એક ગ્રંથ છાન્દોગ્ય ઉપનિષદમાં જગતની પ્રક્રિયા પૃથ્વી, જળ, અને તેજ જે સદ્બ્રહ્મમાંથી પ્રકટ થયાં છે તેના ત્રિગુણીકરણ ઉપર રચવામાં આવી છે. મુનિ ઉદ્દાલક પોતાના પુત્રને સમજાવે છે કે આ જગતના પદાર્થો આ ત્રણ ભૂતોમાંથી પ્રગટ થાય છે, તેમાં જ સ્થિતિ ધારે છે, અને તેમાં જ લય પામે છે; અને આ નિયમ જેવો પિંડમાં ચાલે છે તેવો જ બ્રહ્માંડમાં પણ ચાલે છે. આ સઘળાં, આ ત્રણ ભૂતનાં મિશ્ર કાર્યો, જીવ–ચૈતન્યના પ્રેરક બળ વડે અનેકાકાર થાય છે, અને જીવના અનેક પ્રકારના ભોગોને સિદ્ધ કરે છે. આ જીવ ચૈતન્યનો આત્મા તે મૂળનું સદ્બ્રહ્મ છે અને તેથી એકાત્મભાવના અનુભવ વડે જે જીવાત્મા આ જગતના મૂળ કારણ સદ્–બ્રહ્મમાં એકરૂપ થાય છે તે આ બ્રહ્મવિદ્યાને જાણે છે, એમ કહી (શ્વેતકેતુને ઉદ્દાલક મુનિ 'તે' (तत्) એટલે જગતકારણ સદ્બ્રહ્મ, તું (त्वम्) 'છે' (असि)–એ પ્રકારના મહાવાક્યનો ઉપદેશ કરે છે) તૈત્તિરીય ઉપનિષદમાં પણ પંચીકરણના પ્રકરણનું બીજ છે.

પંચીકરણ એ એક પ્રક્રિયા છે જેનો ઉપયોગ સચ્ચિદાનંદ બ્રહ્મતત્ત્વ એ ત્રિકાળાબાધિત સત્ય વસ્તુ છે, આ દૃશ્ય જગત એ બ્રહ્મને ઓઠે પ્રકાશે છેઃ પરંતુ તે સ્વતંત્ર સત્તાવાળું નથી અને તેથી તે મિથ્યા છે. અને એ જગતનો

અનુભવ કરનાર દેહધારી જીવ ખરી રીતે બ્રહ્મરૂપ જ છે એ પ્રકારનું જ્ઞાન થવામાં છે. પરંતુ એ જ્ઞાનમાત્રથી જ મોક્ષ મળી જતો નથી એ ધ્યાનમાં રાખવાનું છે.

આ પંચીકરણ પ્રક્રિયા પ્રણવવિદ્યા સાથે સાધનરૂપે જોડાયેલી છે. અખો આ વસ્તુ 'પંચીકરણ' ની નેવુંથી બાણું સુધીની ચોપાઈમાં જણાવે છે:—

પરા પશ્યંતિ મધ્યમા વૈખરી, પિંડ બ્રહ્માંડ વિષે ચારે ખરી,
સોહમ્ શબ્દ વિરાટને વિષે, એક સૂત્રપિંડ માંહી લખે,
લેતા શ્વાસ થાયે સકાર, મૂકે શ્વાસે થાયે હકાર,
સકાર હકારનો હોયે લોપ, ત્યાં ઓંકાર રહે વણઓપ,
[illegible] ઓંકાર અચિન્ત્ય અકાર, તે ત્રિધા થાય અવાચ્યને જોર.

આજ વસ્તુનો ઉલ્લેખ શરૂઆતમાં પણ છે, જેમ કે,

વસ્તુ વિશે સ્વભાવે શૂન્ય, જેમાં પ્રણવની ઊઠે ધુન્ય,
[illegible] ઓંકાર જાણો ત્રિવર્ગ, તત્ત્વ બધા તેના ઉપસર્ગ.

આ 'ઓંકાર' શું છે અને એને માયા સાથે કેવો સંબંધ છે તે જાણવું આવશ્યક છે.

'પિંડ બ્રહ્માંડનો વિવેક કરવામાં ઉપયોગીઓ પ્રણવને આલંબન તરીકે લે છે. આપણી નૈસર્ગિક શ્વાસ–પ્રશ્વાસની ક્રિયાથી પ્રગટ થતા ધ્વનિને સકાર અને હકારના યોગવાળો 'સોઽહમ્' શબ્દ કહે છે. તેનો અર્થ 'તે ચૈતન્ય પરમેશ્વર હું છું.'—એવો થાય છે. એ વાક્યમાંથી વ્યંજનભાગ બાદ જતાં માત્ર ૐ નાગનો કેવળ મૂર્ધભેદી શબ્દ રહે છે જેને પ્રણવશબ્દ કે પરબ્રહ્મનો વાચક શબ્દ કે નાદબ્રહ્મ કહે છે.

અખાના કહેવા પ્રમાણે માયા 'અણછતી' એટલે બ્રહ્મમાં છુપાયલી રહે છે. પછી બ્રહ્મનું તેજ માયામાં પડતાં માયા આ ૐકારદ્વારા સૃષ્ટિ-સર્જન આરંભે છે, એટલે કે ૐકારનું કામ માયાને વશવર્તી રહેવાનું છે. અખો કહે છે કે—

આ પ્રણવમંત્રને આથી વધુ વિસ્તૃત રીતે શ્રી નર્મદાશંકરે સમજાવ્યો છે જે જિજ્ઞાસુઓ એમના ગ્રન્થમાં વાંચી શકશે.

અખાના છપ્પા

> તિલક કરતાં ત્રેપન થયાં, જપમાળાનાં નાકાં ગયાં;
> તીરથ ફરી ફરી થાક્યા ચર્ણ, તો ય ન પહોંચ્યો હરિને શર્ણ.
> કથા સુણી સુણી ફૂટ્યા કાન, અખા તો ય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

—વગેરેથી અતિ લોકભોગ્ય થયેલી અખાની બોધપ્રધાન કવિતા લગભગ સાડી સાતસો છપ્પા જેટલો લાંબો વિસ્તાર રોકે છે. કવિએ એને જુદાં જુદાં સુડતાલીસ અંગોમાં વહેંચી નાખી છે; છતાં એક અંગમાં જણાવેલા વિચારો બીજામાં ન જ આવે, એવું નથી. એ છપ્પામાં અખાએ એના સંતપ્તદિલની વરાળ કાઢી છે. જગતના કુવ્યવહારોથી એ સમસમી રહ્યો હોય છે ત્યારે છપ્પારૂપી જ્ઞાન-ચાબખા એ જ એનું સહાયક અંગ બની રહે છે. એ છપ્પામાં રૂઢ ધાર્મિક સંપ્રદાયોના દોષો, અને તેનું નિવારણ, બ્રહ્મવિદ્યા-પ્રતિપાદનનાં સાધનો, બ્રહ્મવિદ્યાના સિદ્ધાંતોનું પ્રતિપાદન અને ટૂંકામાં બ્રહ્મવિદ્યાફલવર્ણન-આટલી બાબતો સમાયલી છે.

(એ જ્ઞાન-ચાબખા એવી રીતે અખો મારે છે કે તે વાગતા નથી અને છતાંય જેને માટે એ યોજાયા છે તેને તેની ચોટ આબાદ લાગે છે) બોજા ભગતના ચાબખા તમે કે હું એક વખત ખાધા પછી ફરીથી ખાવાનો ભાગ્યે જ ઉત્સાહ બતાવીએ એવી એની નરી ગામઠી અને ઉઘાડુ ભાષા છે (અખાની ભાષામાં એ બાબ ડંશ નથી એ એની વિશિષ્ટતા છે) ખોટી વસ્તુનો એ માત્ર ઉપહાસ કરે છે અને એ સાધન એને આબાદ કામ આપે છે.

એ કહે છે કે ન્યાય વૈશેષિક આદિ ષટ્દર્શનો જાણવા માત્રથી કે મોટા કવિ થવાથી બ્રહ્મપ્રાપ્તિ થતી નથી. જેમ ગાજ્યા મેઘ વરસે નહિ, ભસનો કૂતરો કરડે નહિ તેમ માત્ર મોઢેથી મોહક વાણીમાં, 'આ સંસાર મિથ્યા છે' એવું કહેનારા કવિઓ બ્રહ્મને ઓળખી શકતા નથી.

સાચા સદ્‌ગુરુની શોધમાં જતાં એને કેવળ બ્રહ્મચારી ગુરુ મળે છે. છેવટે એ ગોકુળ જાય છે અને મનના સમાધાન ખાતર ગુરુ કરે છે પણ તેનો 'વિચાર જે સ્વતંત્ર હતો તે 'નગરો' એટલે ગુરુ સ્વભાવવાળો ન રહ્યો.

> (કહે અખો હું ઘણુંએ રટ્યો, હરિને કાજે વન આવટ્યો,
> ઘણું કૃત્ય કર્યાં મેં આપ, તો ય ન ભાગી મનની દાઝ,)
> દર્શન વેશ લેઈ બહુ રહ્યો, પછી ગુરુ કરવાને ગોકુળ ગયો.

ગુરૂ કર્યો મેં ગોકુળનાથ, ગુરૂએ મુજને ઘાલી નાથ.
મનને મનાવી સગુરો થયો, પણ વિચાર નગુરાનો રહ્યો.

અંતરમાં અવિદ્યાના થર બાઝ્યા હોય અને બીજાને જ્ઞાન આપે તેથી શું વળે ? જેમ દહીં વિનાનું એકલું પાણી વલોવવાથી કશું વળે નહિ તેમ અંતરમાં પ્રકાશ થયા વિના માત્ર 'બ્રહ્મ' 'બ્રહ્મ' કરે એથી, કંઈ પત્તો ખાય નહિ. એ વિશે સાચો માર્ગ બતાવતાં કહે છે કે

પ્રપંચ પાર રહે છે રામ, સદા સર્વદા ન્યારું ધામ;
તે વડે ચાલે આ સંસાર, આગમપાઇ તે નિરધાર.
અખે રામ ઓળખિયા તેહ, ઉભય અભ્યંતર નાવે જેહ.

+ +

શબ્દજાળ કરમના ગ્રંથ, એમાં સાર ન લાધે અંત;
સાચું સાધન જે કો કરો, વાગવિલાસ સકળ પરહરો;
શબ્દાતીતને જાણે જેહ, અખા સાચું સાધન એહ.

+ +

(શબ્દજાળ માયાનું કુંડ, ત્યાં નરપશુ પડે મતિમૂઢ;
શણગારી વાણી સૌ ગાય, ત્યાં મોલા જીવ સાંભળવા જાય;
અખા શું વાગ્યું સમજ્યો કશું, જેમ આંખનું કાજળ ગાલે ઘસ્યું)

અને ગુરુ કેવા હોવા જોઈએ ?

પ્રાપ્ત રામ કહે તે ગુરુ, બીજા ગુરૂ તે લાગ્યાં વરૂ,
ધન હરે પણ ધોકો નહિ હરે, સંબંધ સંસારી સાધ્યો કરે,
અખા શું સમજ્યો ગુરૂ કરી, અધરાચર દીઠા નહિ હરિ.

કારણ

શું સમજ્યો ગુરૂ ચરણે જઈ, જો ભ્રાંત ભોત્ય ઘર વાંસે રહી,
અજ્ઞાન તો રંચે નવ ગયું, વાધ્યો ભ્રમ ને અહંકાર થયું;
અખો હલાવ્યો હાલ્યો હલ્યો, એ સગુરાથી નગુરો ભલો.

ભક્તિ વિશે તે કહે છે કે સગુણ ભક્તિ મોતી–ઘુઘરી જેવી મનમોહક દીસે છે ખરી; પણ તેનાથી અંતરતાપ શમતો નથી. કારણ સાકાર પરમેશ્વરની ભક્તિ જો નિર્ગુણ તત્ત્વની ઉપાસના માટે એક પગથિયા તરીકે માનેલી હોય તો જ તે ઉપકારક છે; નહિ તો તે પણ અત્યારે મંદિરોમાં 'આ મંગળા થઈ, આ રાજભોગ થયા, આ શયનભોગ થયા' વગેરે આચારપૂર્ણ જડ ભક્તિ જોવામાં આવે છે તેવી સ્થિતિને પામે છે. માટે જ અખો કહે છે કે—

જોયા પોથા કરે કુટ્ટા, ખાઇ પીને થયા પુષ્ટા;
જગત પ્રમાદે જડો થઈ, પણ ચીજી ભાષા તે માંડી રહી,
કર્મ કરે તે ચીજાની પક્ષ, તે ચીજી જાડાને કરશે લક્ષ.

આમ અખાના જ્ઞાનના વિચાર અતિ ઉચ્ચ, ઠોક મારતા તથા ચિત્તવેધક છે. એની બાની પ્રૌઢ અને ગૂઢ છે કે તે સહજમાં સમજી શકાય નહિ. એનામાં પ્રીતમની રસિકતા નથી કે ધીરાની કલ્પનાશક્તિ નથી. પણ બોલીની મર્મયુક્ત કઠોરતાથી એ સંપૂર્ણ યુક્ત છે. એકવાર સમજમાં આવ્યા પછી એ મહાપુરુષ માટે આપણને ખરેખર માનબુદ્ધિ અને ભક્તિભાવ થયા વિના રહેતાં નથી.

## ભાષા અને શૈલી

ગાંધીજીએ જ્યારે ગુજરાતી ભાષા લખવા માંડી ત્યારે એમનો હેતુ એમની વિચારસરણી મોટા વિદ્વાનોથી માંડી એક સામાન્ય ખેડૂત પણ સમજી શકે એ હતો. ગુજરાતી ગદ્યની સ્થિતિ સુધારવાનો એમનો આશય કદાચ હોય તો પણ તે અતિગૌણ હતો. એમનો મૂળ આશય સંપૂર્ણ રીતે ફલીભૂત થયો છે, છતાં આપણે સૌ જાણીએ છીએ કે અર્વાચીન ગુજરાતી ગદ્યસ્વામીઓમાં એમનું સ્થાન અનોખું છે.

એ જ પ્રમાણે અખાનો મૂળ હેતુ રસાત્મક વાક્યવાળી કવિતા રચવાનો ન હતો; પરંતુ બ્રહ્મજ્ઞાન પામવાની એની વિચારસરણી પ્રચલિત રૂઢિ અનુસાર કવિતા દ્વારા સાદી ભાષામાં સમાજ આગળ મૂકવાનો હતો. એ પ્રધાન હેતુ સફળ રીતે ફલીભૂત થવા છતાં એની ભાષામાં નૈસર્ગિક રીતે આવતાં કવિતાતત્ત્વો આપણે જતાં કરી શકીએ તેમ નથી. કેટલેક ઠેકાણે તો તત્ત્વજ્ઞાન અને કવિતા દૂધમાં સાકર ભળે તેમ એક બીજામાં એકરસ થઈ રહ્યાં છે. દાખલા તરીકે—

જેમ વર્ષાઋતુ જાય, શરદ ઋતુ રૂડી દીસે;
દામિની દોડી પલાય, નાથ મન મળવા હીસે;
ચતુર્દિશ ચળકે ચંદ, ફંદ બહુ ચનનો ભાગે:
તેમ ભાગે ભવ ભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતીયા આગે.
વિમળ વપુ હોય વારિ, ચતુર ચિંત્ય દેખી લહે:
ચિદાકાશ ચિન્મય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે.

(અનુ૦ બિંદુ)

આ માત્ર ઋતુવર્ણન નથી. આધી, વ્યાધિ, ઉપાધિની આકુળવ્યાકુળ દશાને વર્ષાઋતુની અવ્યવસ્થા સાથે સરખાવી છે. એ ત્રિવિધ તાપો

ઠેકાણે શરદઋતુની જેમ શાન્ત મનઃસ્થિતિ અનુભવાય છે. એવી બ્રહ્મસ્થિતિમાં સર્વત્ર એક જ વિરાટ બ્રહ્મનાં દર્શન થાય છે. અને એમાં ધ્યાતા અને ધ્યેય સમરસ બની રહે છે. કેટલી ભવ્ય કલ્પના ! કેવો મનોહારી ભાવ ! કેટલું સ્પષ્ટ તત્ત્વદર્શન ?

ભક્તના લક્ષણો ગણાવતાં એ સાદી, સરળ અને રોચક વાણીમા કહે છે કે

ઉવેખ ન કરે કોઈનો, આત્મા વિલસી રહ્યો,
વેદને ભાગવત ગાય, ગીતા ઉપનિષદે જે કહ્યો.
ભાઈ ભક્ત તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે,
સ્વામી મારો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે
(અખેગીતા)

આમાં ભલે ઉચ્ચ કોટિનું પદલાલિત્ય, ઝડઝમક કે કવિતાચાતુર્ય ન હોય પરંતુ લોકહૃદયને સ્પર્શવાની અને ભક્તિભાનુ બનાવવાની અનેરી કલા તો છે જ.

અખેગીતાનુ બારમું કડવું પણ આટલી જ સુંદર કવિતાવાણીથી ભરેલું છે. ઓગણીસમા કડવામાંની કલ્પના અને તેવા સામાન્ય જનને પણ બ્રહ્મ-સ્વરૂપ સમજાવી શકે તેવી છે.

જેમ કાચનું મંદિર રચ્યું નીલ પીત શુભ્ર શ્યામનું.
તે ઉપર તપ્યો સૂર જ્યારે, વિચિત્ર રૂપ થયું ધામનું.
કેવલ્ય ભૂ-રજ તપે સદા, માયા તે મંદિર કાય,
ઇશ્વર નામ તે તે હતું, ભાઈ જીવ થઈ માન્યું આય

આ રીતે તત્ત્વજ્ઞાનનાં સુક્ષ્મ સત્રોને કલ્પનાના રંગે રંગી અખાએ આપણી સામે તેમને મોહક રીતે ખડાં કર્યાં છે. કહ્યું છે કે નિરતિશય ઉલ્લાસની કે પછી દુઃખની ક્ષણોમાં જે કવિતાભાવો જન્મે છે તેને કોઈ પણ જાતના બાહ્યાલંકારની જરૂર હોતી નથી. કવિતા એ અમુક સંવેદનનો કલાત્મક આવિષ્કાર છે. જ્યારે એ સંવેદન નૈસર્ગિક હોય છે ત્યારે માત્ર એનો છંદ કે રૂપમાં અવતાર, નહિ જેવો પ્રયત્ન માગે છે; કારણ તેનું માનસચિત્ર અતિ સુસ્પષ્ટ અને સુરેખ હોય છે. એથી ઊલટું જ્યારે કવિતા રચવા ખાતર આપણે કૃત્રિમ રીતે એ સંવેદન આપણામાં જગાડીએ છીએ ત્યારે એ ચિત્ર નૈસર્ગિક નથી હોતું એટલું જ નહિ પરંતુ તેને કવિતાદેહે મઢવામાં કેવળ પ્રયત્ન હોય છે. અખાની કવિતા વસ્તુતઃ કલ્પનોત્થ ઉચ્ચ કવિતા

તરીકે બહાર મુકાઇ નથી; એ તો એના વિચારોનું વાહનમાત્ર છે. એટલે પ્રયત્ને રચેલી કવિતાના દોષોથી તે સદાય મુક્ત રહી છે. એનામાં રહેલું ઊર્મિતત્ત્વ અને કલાનાં બળ એના વિચારપ્રદર્શનમાં સ્થળે સ્થળે ડોકિયાં કરે છે અને આમ એની ઘણી અનિચ્છા હોવા છતાંય આપણે એને કવિ કહેવાનો એના પર બળાત્કાર કરવો પડે છે.

'અખાની અપ્રસિદ્ધ અક્ષયવાણી' એ નામે ગ્રંથ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ૧૯૩૩માં બહાર પડયો છે. એમાંની બધી 'વાણી' માટે તો નહીં; પરંતુ એ ગ્રંથમાંનાં ગુજરાતી ભજનો જોતાં એના કર્તૃત્વની સત્યતા વિશે થોડી શંકા ઊઠે તેમ છે. છપ્પા રચવામાં, દોહરામાં, કવિતામાં કે પદમાં અખાએ સંપ્રજ્ઞાતપણે કદી પણ શબ્દગોઠવણી, ભાષાપ્રકૃતિ, અલંકાર કે ઝડઝમક વગેરે અંગો આણવાનો પ્રયત્ન કર્યો નથી. આ વસ્તુની પ્રતીતિ અર્થે સને ૧૯૩૨ સુધીમાં પ્રસિદ્ધ થયેલા સઘળા પ્રકારના કાવ્યસંગ્રહો સરખાવવા જેવા છે. અહીં એક પદ ઉદા હરણાર્થ લીધું છે જેથી એની પદ રચવાની ધાટી કે રીતિનો સહજ ખ્યાલ આવશે·

"હરિને ભૂલી ગયો જડે જડનો ગુલામ અંધો હો. ગ૰
ઘેલાની પેરે નાક ધમણીયો; ફરતો ફર છ ઠામેઠામ. અખા૰
તું જ બનાવટ તું શણગાર છ, તું જ કરે છે ધુમધામ. ૧
હરિજનથી અળગ મુખિયાખ છ, જે પ્રભુ લાગ્યાનું ધામ. ૨
પૂજારાને પૂજ છ ભૂલ છ, સદ્‌ગુરુ જન વિશ્રામ ૩
છતે પાણીએ થયો નીધણીયો, જડ નહિ આવે કોઇ કામ ૪
સચ્ચિદાનંદ બ્રહ્મ સમ વ્યાપક, પણ નહિ તારણહાર." ૫
(પદ ૫૪ મું)

હવે આ નવા ગ્રંથમાંથી એક લઇએ·—

પ્રભાત

આઓ ગોવિંદ ગુણ, ઘોર વાણી વડે, ઓળખો ઈશ્વર સઘ સાધે,
ઓળખી અનુભવે અર્થ થાયે ખરો, કમળભૂને કહ્યુ આદિનાથે—આઓ
લક્ષમાં લક્ષ લઇ રહો કને ! હીરા ખોરયા હશે એમ આગે !
અધકિ અભુજનયન સમ ઉચ્ચારે, સર્વ ઘટ માલ સોહંગ ગાજે —આઓ.

× × ×

જુગલકિશોરને જાણવા તપ કરે, તપ કર્યે ત્રિકયો હાથ નાવે;
તન તપાસી જુવે બુદ્ધિ તીવ્રે કરી, તો જ નંદલાલનો લક્ષ્ય આવે—ગાઓ.

(આ પછી સામ્યદર્શન ખાતર એક જાણીતા આધુનિક કવિને લઈએ.

જગત માયા બધી, જગત છાયા બધી, ક્ષણિક માનવી કેરી કાયા.
મૂર્ખ અજ્ઞાનમાં સતત મોહી રહ્યા, જગત છોડી ગયા સર્વ ડાહ્યા—
સૂર્યકિરણો ગ્રુથે ધનુબાણ ધુમ્મસે, ચમકતું કેટલી વાર રહેશે ?
હોય માયા કરી કાયા માયાતણી ? કેમ રહે માનવી નિત્ય કહેશે ?)

( ખબરદાર )

આ ઉપરાંત અખાના નવા ગ્રંથમાં બીજી પણ સંશય ઉપજે એવી કૃતિઓ છે. દાખલા તરીકે:—

સમરથા સાન સમજે સહુ સુંદરી! સમરના સુખને સૌ સહરાયે!
કુસુમના કુંજમાં કેલિ કરતો અખા! નિરખીઓ જેહને નિગમ ગાયે!

(આમાં એ પછી લગભગ દોઢસો વરસ પછી થઈ ગયેલા દયારામના દર્શન નથી થતાં ?

લટકતા લાલની લટક! તે શું કહું? (હલા!) વર્ણું જોતા અલખ લક્ષ્ય લાગે!
લલિત, ત્રિભંગી લઘુલાઘવી પ્રીછતાં, અલખ લખતા જઈને જ વાગે!

આ કડી બ્રહ્મસાક્ષાત્કારનું નિરૂપણ કોઈ અદ્ભુત કલાપૂર્વક કરે છે અને અખાના કવિત્વ પ્રત્યે માન ઉપજાવે છે. પરંતુ અખા જેવો શુષ્ક વેદાંતી કવિતાદેહ આટલો સુંદર બનાવવાનો પ્રયત્ન કરે ખરો? માની લઈએ કે આ સઘળાં અખાનાં જ કાવ્યો છે, તો પછી આ પૂર્વેનાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યો આ જાતની ચમકથી કેમ મુક્ત છે? આનું સમાધાન થતું નથી.)

શ્રી. જયન્તકૃષ્ણ હરિકૃષ્ણ દવે

# અખેગીતાનું તત્ત્વચિન્તન

## આમુખ

અખાએ પોતે શ્રવણ કરેલા, વાચ્યા અને વિચારેલા તત્ત્વજ્ઞાનનો પરિચય તેણે 'અખેગીતા'માં વિસ્તારથી કરાવ્યો છે. વિષયની મહત્તા, તેની સર્વાંગ સમીક્ષા, ગંભીર શૈલી, અને દર્શાવેલા વિચારોમાં અડગ શ્રદ્ધા—આવાં લક્ષણોથી આ ગ્રન્થ 'ગીતા'ની ઉપાધિને સર્વથા યોગ્ય છે. પોતાના ગ્રન્થ સર્જન કરતાં, ગીતા ઉપરની વિશેષ પ્રીતિ બતાવવા ગ્રન્થકર્તાઓએ સ્નેહથી પોતાના નામનો પણ આગળ પ્રયોગ કર્યો છે. અખાનું જ્ઞાન તે 'અક્ષયગીતા' અથવા 'અખેગીતા'. આ વિદ્વાન, વેદાન્તી અને તત્ત્વદર્શીના એ પ્રિય પુસ્તકનું સમાલોચન અને તેના મુખ્ય વિષયોનું પૃથક્કરણ કરવાનો અહીં પ્રયાસ છે.

શ્રી શંકરાચાર્ય પછીના તેના અનુયાયી ધુરંધર પંડિતોએ એ સંપ્રદાયનો અનેકવિધ વિકાસ સાધ્યો અને તેને યુક્તિઓથી પુષ્ટ બનાવ્યો. અખેગીતામાં આચાર્યની ઘણી દલીલોનો ઉપયોગ થયો છે. વિષયની કઠિનતાથી, પારિભાષિક શબ્દો આવવાથી, પોતાનું વક્તવ્ય સચોટ કરવાના આગ્રહથી, ઘણીવાર થોડા શબ્દોમાં બધું કહી નાખવાથી, અને અનેક અપરિચિત દૃષ્ટાન્તો આવવાથી, ગ્રન્થની ભાષા કંઈક ક્લિષ્ટ બની છે. ઉપરાંત, આ ગ્રન્થ નિબન્ધના રૂપમાં નહિ પણ પદ્યાત્મક છે. એટલે એક વિષય ઉપરના વિચારો એક સ્થળે નહિ પણ જુદે જુદે સ્થળે વેરાયેલા રહેલા છે અને તે સ્વાભાવિક છે. વિષયવાર તેમને એકત્રિત કરી, તેનું અહીં કંઈક વિવેચન કર્યું છે અને કેટલેક સ્થળે મૂળ સંસ્કૃત ગ્રન્થોના અવતરણોનો પણ ઉપયોગ

પ્રકૃતિ છે અને તેનો સ્વામી તે મહેશ્વર છે. (શ્વેતા.) 'હે સૌમ્ય ! પહેલાં કેવળ સત્ જ હતું" અને તેથી તે તત્ત્વ સર્વની પહેલાં પૂજ્ય છે. મન અને વાણી તેનાથી નિવૃત્તિ પામે છે તેથી તે અગમ અને અગોચર છે. આમ છતાં તેને પાય લાગતો કવિ ગૌડપાદાચાર્યની કારિકાનું સ્મરણ કરાવે છેઃ—

दुर्दर्शमतिगम्भीरं अजं साम्यं विशारदम् ।
बुद्ध्वा पदमनानात्वं नमस्कुर्मो यथाबलम् ॥

પરમપદ દુર્દર્શ છે છતાં તેને યથાબલ નમસ્કાર કરીએ છીએ.

ગુરુ—સ્તુતિઃ—ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

ઈશ્વર, ગુરુ, અને આત્મા એ ત્રણથી એકતા સાધતો કવિ પહેલાં ગુરુ અને ગોવિન્દની એકતાનો ઉલ્લેખ કરે છે. મન વાણીને અગમ્ય, પરાત્પર બ્રહ્મનો, ગુરુ લક્ષ આપેઃ માટે ગુરુ તે બ્રહ્મ. બીજું, શ્વાન, શૂકર, બિડાલ સર્વને હરિ કરી મૂકે માટે ગુરુ તે બ્રહ્મ; રવિ જેમ રવિધામને દેખાડે છે તેમ ગુરુ રામને દેખાડે છે.

गुरु गोविन्द दोनों खड़े किसकूं लागूं पाय ।
बलिहारी गुरुदेवकी, जिन गोविन्द दिखाय ॥

છેવટે, પહેલા કડવામાં, ગુરુનો મહિમા ગાતો કવિ કહે છે—જેમ સોનાના સિક્કામાં અન્ય સિક્કાઓ રહેલા જ છે તેમ ગુરુભજનમાં સર્વનો સમાવેશ થઈ જાય છે. ગુરુનું સ્મરણ કરતાં બ્રહ્માનન્દની ચિત્શક્તિ ઉપર કવિ શ્લેષ કરે છે. 'બ્રહ્માનન્દ' તે અખાજીના ગુરુ.

પ્રેરક—બળ (ક. ૨) નવા કવિઓ ગ્રંથનો આરંભ કરતી વખતે નીચે પ્રમાણે ઘણું ખરું પ્રસ્તાવના કરે છે "સૂર્ય આગળ જેમ ખદ્યોત, જાહ્નવી પાસે જેમ વહોકળો, પારિજાતક આગળ જેમ અરણી, તેમ આગળના મહાકવિ આગળ હું છું." કવિજનો શરુઆતમાં આવાં ગર્ભિત વચનો બોલી પોતે ગુરુ થવા એમ સમજે છે અને એવી રીતે પહેલેથી જ વાચકમાં કરુણા ઉપજાવવાનો પ્રયત્ન કરે છે.

અખાજી કહે છે કે મારે એ બધું કરવાની જરૂર નથી. પ્રથમથી જ હું કબૂલ કરી દઉં કે હું કવિ જ નથી. જેમ કાષ્ઠની પૂતળી અપાર ચાળા કરે છે પણ કાષ્ઠમાં કંઈ દમ નથી એ તો સૂત્રધારની કળાનો જ પ્રભાવ છે,

તેમ મારા પ્રેરકબળ મારે સમજવું આ લખાણ કરવા માટે હું જવાબદાર નથી તેમ મારી શક્તિ પણ નથી મારો સૂત્રધાર પરમાત્મા છે

( સનાતન પ્રશ્ન—, ૨ ) ગુરુ દત્ત, વસિષ્ઠ, અચ્યુત, વેદવ્યાસ આદિ ગુરુઓએ ષડાનન, રઘુનન્દન અને પાર્થ જેવા શિષ્યોને આ જ પ્રશ્નનો નિકાલ કરી આપ્યો હતો પણ આ વિષયમાં ગુરુ શિષ્યને શો ઉપદેશ આપે ? ( પદ ૬ ) જે પદમાં ગુરુ શિષ્યનો ભેદ નથી એવી સત્ જ્ઞાની જ્યારે શિષ્ય જિજ્ઞાસા કરે, ત્યારે જે ગુરુ એ સુધા કહી શકે તે ગુરુપણું કાચું નથી જે વાણી અવાચ્ય વસ્તુને કહી શકે તે વાણી જ નથી એટલા જ માટે આ વસ્તુ સ્વસંવેદ્ય છે [ગુરુગમ્ય હોવા છતાં પ્રવચનગમ્ય નથી [નાયમાત્મા પ્રવચનેન લભ્ય । કઠ] સ્વરૂપદર્શન કરાવતા ઔપનિષદ ગુરુએ શિષ્યને મૌન વ્યાખ્યાથી જ ઉપદેશ દીધો હતો

चित्रं ! वटतरोर्मूले वृद्धाः शिष्या गुरुर्युवा ।
गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः ॥

વળી मौनव्याख्या प्रकटित परब्रह्मतत्त्वं युवानं । વગેરે

( ૬ ૩ ૧ ) બીજું, જીવભાવ એ માયાનું કાર્ય હોવાથી, અણછતે એટલે મિથ્યા છે જ્ઞાન થતાં જ જીવનો જીવભાવ ટળી જાય છે તો પછી જીવ વર્ણન કોનું કરે ? તત્ત્વજ્ઞાન થતાં, પોતાના અધિષ્ઠાન આત્માનું વર્ણન અણછતો જીવ કયાં કરે ?

એટલે, આ પ્રશ્ન સનાતન છે જ્ઞાન ગુરુગમ્ય હોવા છતાં મૌન વ્યાખ્યાથી જ તેનો લક્ષ મળે છે વસ્તુ સ્વસંવેદ્ય જ છે, અને જીવભાવ એ માયાકાર્ય હોવાથી પરમાર્થે [illegible]

ગ્રન્થનો સમ્બન્ધ બોધ્યબોધક ભાવનો છે; પણ તે કેવી રીતે કહી શકું ? આ જે વાજું બોલતું દીસે છે તેને તો ઘટઘટ બોલણહાર પુરુષ બ્રહ્મ વજાડીને પુરી રહ્યો છે. એણે આપે જ આપનું, સ્વસ્વરૂપનું વર્ણન કર્યું છે. એજ નિરંજન, સ્વસ્વરૂપનું નિજ સન્તોને અખેગીતા કહે છે. એ તો અનન્તની એવી ઇચ્છા હતી કે અખાને શિર નિમિત્ત દેવું. (ક. ૪૦; ૯, ૧૦, ૧૨) છેવટે આ ગ્રન્થ લખવાનું પ્રયોજન શું ? સંસારરૂપી મોહ-નિશાને નિવર્તવા કાજ (ક. ૪૦: ૪).

અવતરણ:—આથી ગ્રન્થના આરંભમાં જ વિષયનું અવતરણ કરતાં અખાજી કહે છે: પરમાર્થ દષ્ટિએ તુચ્છ, મિથ્યા, એટલે અણુછતો અખો, પરબ્રહ્મ ઉપર જગતનો અધ્યારોપ કર્યા પછી, જ્ઞાનોદય થયા પછી થનારા અપવાદ વડે તે અધ્યાસ અને આવરણ જ્યારે દૂર થાય છે તે વેળા પ્રકાશતા નિજ આનન્દની કથા હવે આરંભે છે अध्यारोपवादाभ्यां निष्प्रपंचं प्रपञ्च्यते। અખો અણુછતો છે છતાં અધ્યારોપ કરી શકે છે-એ કથા મહા આશ્ચર્યની છે; અને તેથી આ શરૂ કરવાની પોતાની કથા પ્રત્યગાત્માને કોઈ અનેરો આનન્દ આપે છે

एष वन्ध्यासुतो याति खपुष्पकृतशेखरः ।
मृगतृष्णाम्भसि स्नातः शशशृङ्गधनुर्धरः ॥

આના કરતાં પણ વિશેષ આશ્ચર્ય પોતાની કથામાં છે.

## (૩) મોહ-નિશા

ગ્રન્થનું પ્રયોજન " મોહ-નિશાને નિવર્તવા કાજ " એમ બતાવ્યા પછી મોહ-નિશા તે કેવી એ જાણવું પ્રાપ્ત થાય છે

જેમ નિદ્રામાં સૂતેલો નર બીજી અનેક માયા રચે છે અને કાર્ય તથા કારણ બન્ને પોતે જ થઇને જેમ તેમાં પચ્યો રહે છે તેજ રીતે, જીવનું પણ સમજવું. જે આત્મા પોતાથી ઓસરે છે, પોતાપણું ભૂલી જાય છે, તેને પહેલાં અસંભાવના થાય છે અને પછી વિપરીત ભાવના ઉપજે છે. પછી તેને માયાનો પંચ પરિવાર—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ લાગુ પડે છે. જીવ અજ્ઞાનથી આમ અવળો ફરે છે તે શિરની સન્મુખ થઈ શકતો નથી. સ્વયં પ્રકાશ આત્માને જેણે જીવ માનવાનો ભ્રમ જ્યો તેને તે ભ્રમ દૂર કરવામાં ઘણી મુશ્કેલી પડે છે દાખલા તરીકે, રાતે શૂ ા પડેલો માણસ તો અન્ધકાર જતા પ્રભાતમાં પોતાના ઘર ભેગો થઇ જાય છે, પણ

જે નર દિવસે જ દિશાઓ ભૂલી ભ્રમમાં પડયો હોય તેને તો દિવસ ઉપરાંત રાત્રિએ તો ખાસ ભમવું જ રહેવું પડે છે. આવા જ કારણથી જીવને જ્યારે કહેવામાં આવે છે કે તે પોતે સ્વયંપ્રકાશ છે ત્યારે એ વાત તેના ધ્યાનમાં પણ ઉતરતી નથી ( ક. ૪ : ૧, ૩, ૪. ૫, )

## ( ૪ ) માયાનું કાર્ય

( ક. ૫ ) જીવનમાં મનનું આડ આવરણ કરી તે માયા નાના વેષ સજે છે; અનેક કર્મ, ધર્મ, ઉચ્ચરે છે; અરે તેને અંગે જીવ ભવફેરા ફરવા લાગે છે. વળી તે માયા કર્મનાં ફળ સજે છે, શબ્દતાંતણે જીવોને બાંધીને સ્વાધ રાખે છે. પોતેજ મન થઈને સંકલ્પ–વિકલ્પરૂપી પુત્રોને જન્મ આપે છે. અને દરેક નિમેષમાં નવા નવા જન્માવે છે. કર્મ, ફળ, અને જીવ એ ત્રણેનો યોગ સાધી આપે છે, અને જીવને વિષયતૃષ્ણામાં મૂકી તેને દોરવે છે. જીવ આવી રીતે ભવમાં ઘણું ભમે છે; પણ એ બધો માયાનો જ દોરી-સંચારો છે, જે અહીં મોટી સોળવણી છે. એવો ભેદ લહી શકતો નથી. જીવ જો એ જાળમાંથી નીસરે તો પોતે માનેલું જીવત્વ દૂર કરી શિવપણું પોતામાં જોઇ શકે.

( ક. ૭ ) જગની ઓટામાં ઓરી નદી તે માયા છે. તેને હજી સુધી ભનાવી જવાને કોઇ શક્તિમાન થયો નથી. હરિ, હર અને બ્રહ્મા પણ તે આગળ જનારી, પહેલી છે. માટે જ તે સમજી ન જાય અઘટિતઘટના-પટીયસી, અટપટી છે, અનિર્વચનીય છે.

પરતત્ત્વ, ચિચ્છક્તિ, માયા, પ્રકૃતિ અને અન્ય તત્ત્વોનું વર્ણન અખાજી સાતમા કડવામાં કરે છે. આ વર્ણન ધ્યાન અને ઉપાસનાને અર્થે છે. પ્રણવ અથવા ૐકાર મન્ત્રનો અહીં ઉદ્ધાર આપ્યો છે. આ વર્ણન કંઇક અંશે તાન્ત્રિક અને કંઇક અંગે વેદાન્તી છે. બીજા શબ્દોમાં તન્ત્ર અને વેદાન્તના ૩૮ વિચારો અને પરિભાષાનો તેમાં સમન્વય છે. એનું ટૂંકમાં પૃથક્કરણ કરવા સારુ નીચે આપેલી રૂપરેખા ઉપયોગી થશે:—

ટકલું સાતમું : ઓ઼કારની ઉપાસના અને પ્રણવ મન્ત્ર.

| મન્ત્ર | अ | उ | म् | અર્ધમાત્રા ઽ / અપરબિન્દુ • | ચિચ્છક્તિ ॥ / પરબિન્દુ • |
|---|---|---|---|---|---|
| દેવ | બ્રહ્મા | વિષ્ણુ | મહેશ | | |
| દેવી | સરસ્વતી | લક્ષ્મી | કાલી | | |
| ગુણ | સત્ત્વ | રજસ્ | તમસ્ | | |
| અવસ્થા | જાગ્રત | સ્વપ્ન | સુષુપ્તિ | અવ્યાકૃત | |
| સ્વરૂપ | પ્રકૃતિ અને તેનાં ૨૪ તત્ત્વો | | | તુરીયાવસ્થા માયા અથવા ચન્પસ્વામિની | તુરીયાતીત પરતત્ત્વ |

આની સમજૂતી આપતાં અખાજી કહે છે' માયા સમજી જતી નથી માટે અનિર્વચનીય છે. તે દીસતી નથી છતાં ભાસવતી છે. ૐકારના પ્રથમ ત્રણ સ્થૂલરૂપ જે અકાર, ઉકાર, અને મકાર, એટલે બીજા શબ્દોમાં સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણોથી બનેલી ત્રિગુણાત્મક પ્રકૃતિના રૂપથી તે માયા પર છે અર્થાત્ પ્રકૃતિ તે માયામાંથી જ ઉપજી છે. ૐકારના ત્રણ સ્થૂળ રૂપથી બતાવાતા ત્રણ દેવ જે હરિ, હર, બ્રહ્મા છે તેમની પણ તે આગળ રહેલી માયા અર્ધમાત્રા અને અપરબિન્દુથી બતા અવ્યાકૃત રૂપની અધિષ્ઠાત્રી છે અને અપરબિન્દુની સાથે હોવાથી તે ચન્પસ્વામિની કહેવાય છે ત્રણે ગુણો સત્ત્વ રજસ્ અને તમસ્‌ને જન્માવી, તેના અધિષ્ઠાતા બ્રહ્મા-વિષ્ણુ-મહેશને ઉદ્‌ભાવી, તે ત્રણેની સરસ્વતી લક્ષ્મી અને કાલીરૂપે પોષિતા બને છે.

ચિચ્છક્તિ જે નિર્ગુણ પરબ્રહ્મનુ સ્વભાવ ચૈતન્ય છે તેનો જ્યારે માયા સાથે યોગ થાય છે ત્યારે, એટલે, નિર્ગુણ બ્રહ્મ જ્યારે માયાથી શબલિત થાય છે ત્યારે, માયાયુક્ત ચિચ્છક્તિ આખા જગતને જન્માવી તેને રમાડે છે કરોળિયો જેમ જાળને પોતાનામાંથી જ કાઢી પાછો તેનો ભક્ષ કરી પોતામાં જ લય કરે છે તેવું જ સામર્થ્ય ચિચ્છક્તિમાં રહેલી માયાનું છે. ચિચ્છક્તિ એ પરતત્ત્વનું સ્વભાવ ચૈતન્ય છે. એજ ચિચ્છક્તિને ઉદ્દેશીને શ્રી શંકરાચાર્ય 'આનન્દ-લહરી'માં કહે છે —

' सतां मुक्तेर्बीजं त्वमसि परमब्रह्ममहिषी । '

'સન્તોના મોક્ષનું બીજ એવી ચિચ્છક્તિ, તું પરતત્ત્વની સામ્રાજ્ઞી છે'

હવે તત્ત્વોનું વર્ણન કરતાં અખાજી કહે છે:—

માયાથી
  ૧ ત્રિગુણાત્મક પ્રકૃતિ
  ૫ પંચભૂત } તામસમાંથી
  ૫ પંચ તન્માત્ર }
  ૧૦ ઇન્દ્રિયો અને તેના દેવતા } રાજસમાંથી
  ૪ અન્તઃકરણ } સત્ત્વમાંથી
  (મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર)

  —
  ૨૫ તત્ત્વો જન્મે છે.

જ્યારે બ્રહ્મ માયાથી શબલિત થાય છે ત્યારે સૃષ્ટિમાં આ પ્રમાણે ૨૪ કારણો, પચ્ચીસમી પ્રકૃતિ અને છવ્વીસમો ઈશ્વર અથવા 'માયા–શબલિત બ્રહ્મ' એ પ્રમાણે વ્યવસ્થા થાય છે. પણ બ્રહ્મ તો શબલિત લાગવા છતાં પણ યથાર્થ જેમ તેમ રહ્યો છે. એ નિર્વિકારનો સવિકાર થતો નથી. જે દેખાય છે તે સઘળી તેની વિવર્તલીલા.

(ક. ૩૬) આ જગત માયાનું કાર્ય પણ પરમપદ નિર્ગુણ, નિર્ભંગ, બ્રહ્મની પારમાર્થિક સત્તા સાથે સરખાવતાં તે તુચ્છ છે. જગતની વ્યાવહારિક સત્તા વ્યવહાર ચાલે ત્યાં સુધી. અદ્વૈતપદમાં પહોંચેલાને સંસાર એ વન્ધ્યાસુત જેવો મિથ્યા લાગે છે. ચાર પુરુષાર્થ, વર્ણાશ્રમ, જીવસૃષ્ટિ, સાધન, દેશકાળ, પુરુષનો દેહ સઘળું મિથ્યા છે. વિચાર કરી જોતાં આમાંનું કંઈ પણ તત્ત્વતઃ રહેતું નથી. તે ઉત્પન્ન થાય છે, રહે છે, જાય છે. આ જ માટે તે 'અણછતું' છે સત્ય હોય તે આજ છે અને કાલે નથી એવું ના હોય. સત્ય ત્રિકાળાબાધ્ય છે. શિવ તો દેશકાલાતીત, નિર્ભિન્ન, નિરાકાર, કૂટસ્થ છે. એના ઉપર આ વિશ્વનું આરોપણ છે. વિશ્વ એટલે માયાના સ્ફુરણ પામેલા ત્રણ ગુણો. વાણીમાં આવતું બધું દ્વૈત મિથ્યા છે. એનો બ્રહ્મઅધિષ્ઠાન ઉપર માત્ર અધ્યાસ છે.

## (૫) માયા અને જીવ

આ બન્નેનો સમ્બન્ધ અસરકારક રીતે બતાવવા કવિ એક બે લૌકિક દૃષ્ટાન્ત આપે છે.

(ક. ૬). જે જીવ મર્મ સમજતો નથી, તેને માયા આપણો સમજે છે. મેડો જેમ પવન સાથે સંચરે છે, તેને મહાજન મૂકાવા મથે તો પણ વચોવચ પવનની કેડે ફરે છે; પતાનીને તો મનમાં કેદ છે. તે તેના ઉપર

પહેલાં હેતે હાથ ફેરવે છે કારણ કે તે પેલા ઘેટાનો ભારે દેહ ભાળીને ખુશ થાય છે.

પણ પછી એક વાર તેને પોતાના કાબુમાં લઈ તે રખેને સરી જાય, એમ ધારી ચરણ ઊંચે અને મુખ નીચે એમ તેને રાખી તેનો અન્ત લાવે છે. માયાની પણ એજ રીત છે, જે તેમા ફસાયો તેને મુક્તિ મળવી મુશ્કેલ છે.

( પદ ૧ ) તનમનની નૌકામાં બેસી જીવ ભવસાગરમાં ફરવા નીકળ્યા, પણ જ્યારે કર્મના વાયુ વાયા અને તેને વશ તે ડોલવા લાગ્યો ત્યારે વાત હાથથી વટકી, પછી તેનો છેડો જ નહિ. અરે ભાઈ ' માયારૂપી જનની તો જાણી જોઈને ભેદ રાખે છે.

દૃષ્ટાન્તોને જવા દઈ, જીવને તાત્ત્વિક દૃષ્ટિએ જોઈએ તો, અખાજી કહે છે, તેની આદ જોતા તે અનાદિ ભાસમ પડશે અથવા તે થયો જ નથી એમ લાગશે. દેહની છાયા જેમ સૂર્ય માથે આવતાં દેહમાં જ સમાઈ જાય છે, ભિન્ન દેખાતી નથી, તેમ જ્ઞાનોદય થતાં જીવ પ્રત્યગાત્માથી ભિન્ન લાગતો નથી, ઊલટું પ્રત્યગાત્મા જીવ થયો જ નથી, જીવભાવ મિથ્યા હતો, એમ લાગે છે.

' થયું નથુ કશુએ નથી, સહેજે જ એ છે એમ
આપાપર કોએ નથી, નથી જીવાદિક વિમર્શ કશો '

કડવુ ૩૮ ૮ થ, ૯ મ

આ પરમાર્થતાના ચિન્તનમાં ગૌડપાદાચાર્યના અજાતિવાદનું સૂચન છે.

न निरोधो न चोत्पत्ति न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥

કોઈની ખરી ઉત્પત્તિ જ નથી, તો નાશ ક્યાંથી? કોઈ બાંધેલો નથી તેમ કોઈ છૂટા થવાની સાધના પણ કરતો નથી કોઈ મુમુક્ષુ પણ નથી તેમ કોઈ મુક્ત પણ નથી આ જ ખરી પરમાર્થતા છે

न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते ।
एतत् तद् उत्तम सत्य, यत्र किंचिन्न जायते ॥

કોઈ જીવ ઉત્પન્ન થતો જ નથી, એના જન્મ જેવું કંઈ છે જ નહીં. જેમાં કશાની ઉત્પત્તિ થતી નથી તેજ ઉત્તમ સત્ય છે.

—गौडपादकारिका

## ( ૬ ) માયાનું સ્વરૂપ

માયાનાં અનિર્વચનીય, ભાવરૂપ, આવરણવિક્ષેપકરી, અનાદિ અને જ્ઞાનનિવર્ત્ય એવાં પાંચે લક્ષણો અખાજી જુદે જુદે સ્થળે વર્ણવે છે.

૧ "સમજી ન જાય એવી માયા અટપટી જી." ક. ૭ : ૧

માયાની પ્રતીતિ થાય છે એટલા માટે માયા અસત્ કહી શકાય નહિ. જ્ઞાનોદય થયા પછી તેનો બાધ થાય છે માટે તે સત્ કહેવાય નહિ. સત્ અને અસત્ બન્ને વિરોધી કોઈ સાથે રહી શકે નહિ. માટે માયા, તે સદ્ અને અસદ્ બન્નેથી વિલક્ષણ એવી અનિર્વચનીય છે.

बाधप्रतीति सद् मायाऽतु अज्ञानं न निरूप्यते ।

માયા અથવા અજ્ઞાનની પ્રતીતિ થાય છે તેમ તેનો બાધ પણ થાય છે. માટે તેનું નિર્વચન થઈ શકતું નથી.

૩. "દીસે નહિ ને બાજવતી" ક. ૭, ૨.

માયા કે અજ્ઞાન એને ફક્ત જ્ઞાનનો અભાવ કહેવાય નહિ, કેમકે જો કે તે દીસતી નથી છતાં તે બજાવતી છે એવી પ્રતીતિ થાય છે, માટે તે અભાવરૂપ નહિ પણ ભાવરૂપ છે.

૩. "આપણી આવળે થકે, અસદ્ભાવના ઉપજે
પછે તે વિપરીત ભાવના આવરે :......" ક. ૪, ૪

પહેલાં, મૂળ સ્વરૂપનું માયા આવરણ કરે છે અને પછી, વિવિધ પદાર્થોને વિક્ષેપ તે ઉપર ઊભો કરે છે આથી તે 'આવરણવિક્ષેપકરી' કહેવાય છે.

૪. "જગની આદ વિચારી રે પંડિતો, આદ જોતા તે અનાદ દીસે."
પદ. ૯, ૧૧.

જગત જે માયાનું કાર્ય, તેની આદિ તપાસી જોવાથી જણાય છે કે માયા અથવા અજ્ઞાન તે ધારા-પ્રવાહવદ્ અનાદિ છે.

૫. "કહે અખા સદ્‌ગુરુ સુણો, જો આણો માયા અન્તને,
તો શીઓ આપોપું ઓળખી, ને સેવો હરિ ગુરુ સન્તને" ક. ૯ : ૧૧.

'આપોપું' ઓળખ્યા પછી માયાનો અન્ત આવે છે માટે માયા કે અજ્ઞાન 'જ્ઞાનનિવર્ત્ય' છે.

બ્રહ્મ એ અધિષ્ઠાન છે અને માયાથી તેના ઉપર પ્રપંચનો અધ્યાસ થાય છે. કેવળાદ્વૈતીઓ બ્રહ્મને વ્યતિરેક કારણ એટલે મિથ્યા આભાસનું અધિષ્ઠાન અથવા વિવર્તકારણ માને છે. જો આપોપું ઓળખાય તો માયાનો અન્ત

આવે, અર્થાત્ માયા 'તત્ત્વજ્ઞાનનિવર્ત્ય' છે. જેટલી વસ્તુ વાચ્ય છે, દૃશ્ય છે તે બધી દ્વૈત કહેવાય છે. પરમાર્થ સત્તામાં દ્વૈત તુચ્છ, મિથ્યા, વન્ધ્યાસુત જેવું છે. વિશ્વનું બ્રહ્મ ઉપર આરોપણ અથવા અધ્યાસ માયા કે અજ્ઞાનથી થાય છે અને તે અપવાદ તત્ત્વજ્ઞાનથી થાય છે.

## ( ૭ ) જગતનું મિથ્યાત્વ

માયા વખાણિયે માટ એને, કૂડ પદારથ જેટલો;
શ્રુત પદારથ જે જે કહાવે, પાખો વજૂસરો તેટલો.
ઉપન્યું તે અવશ્ય નિરયે, ધાક આદિ અંત જે.' ક ૮ ૨, ૩.

અને

અમર આત્મા એક પરબ્રહ્મ અખંડિત અવિનાશ
નહિ જેને દેશ કાળ ' ક ૧૭ ૨, ૪.

જગત્ મિથ્યા છે, માયાનું કાર્ય છે, કારણ કે તે વાણીએ કહ્યું જાય છે, દૃશ્ય પદાર્થ છે, શ્રુત પદાર્થ છે

જગતના મિથ્યાત્વની આજ યુક્તિ મધુસૂદનસરસ્વતી અદ્વૈતસિદ્ધિમાં નીચે પ્રમાણે આપે છે —

'વિમત (જગત) મિથ્યા, દૃશ્યત્વાત્, જડત્વાત્, પરિચ્છિન્નત્વાત્ ।'

જગત જેને વિશે ચર્ચા કરવાની છે, તે મિથ્યા છે, કારણ કે તે દૃશ્ય છે જડ છે, અને દેશકાળના પરિચ્છેદવાળું છે. જે વસ્તુ મિથ્યા નથી પણ સત્ છે તે દૃશ્ય બનતી નથી પણ અદૃશ્ય છે, જડ નથી પણ ચેતન છે, પરિચ્છિન્ન નથી પણ દેશકાળાતીત છે

[ સત્ય એટલે શું ? સત્ય આજે હોય અને કાલે ન હોય એમ ન બને એવું હોય તે ખરું સત્ય નથી, પણ એક આભાસ છે. ખરું સત્ય એ ત્રિકાળાબાધ્ય છે. એ પરમ સત્યને 'બ્રહ્મ'ની સંજ્ઞા આપીએ તો એ ત્રિકાળાબાધ્ય સત્યની તુલનાએ બધી જાતમાત્ર વસ્તુઓ મિથ્યા, વૃથા, તુચ્છ છે' "ઉપન્યુ તે અવશ્ય વિણશે" "જે જાયો તે જાય" "તેમ માયાનું આ જગત નીપજ્યું, કાગયોગે સર્વ વૃથા" બધા જાતપદાર્થને કાળનો યોગ છે અને તેથી તે પરિચ્છિન્ન થવાથી મિથ્યા છે

પરમ સત્ય ત્રિકાળાબાધ્ય છે અને તેની તુલનાએ બીજા જાતપદાર્થ [illegible] એ યુક્તિ ગૌડપાદાચાર્યે માણ્ડૂક્યકારિકામાં નીચે પ્રમાણે છે:—

> आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ।
> वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः ॥

જે વસ્તુ આદિમાં નહોતી અને અન્તમાં પણ રહેતી નથી, ફક્ત વર્તમાનમાંજ જેનો ભાસ થાય છે તે વસ્તુ વર્તમાનમાં ખરી રીતે હોતી નથી. તેવો પદાર્થ મિથ્યા જેવો છે, છતાં સત્ય જેવો તેનો ભાસ થાય છે.

આ યુક્તિ વડે પ્રપંચ દૃશ્ય છે, નાશ્ય અથવા અનિત્ય છે માટે મિથ્યા છે. આત્મા સાક્ષી છે, પોતે અદૃશ્ય છે નિત્ય છે માટે તે સત્ય છે. આ મુખ્ય યુક્તિની સાથે સંકળાએલી બીજી યુક્તિઓનો પણ કવિ જૂદે જૂદે સ્થળે ઉપયોગ કરે છે. જગત દૃશ્ય છે એટલે મિથ્યા છે, આત્મા સ્વયંપ્રકાશ છે માટે સત્ય છે. જગતમાં કાર્યકારણભાવ છે તે માટે મિથ્યા છે. આત્મા કાર્યકારણભાવથી અતીત છે માટે સત્ય છે.

જે મિથ્યા આભાસ હોય તે જ્ઞાનનિવર્ત્ય છે, જેમકે રજ્જુ ઉપર દેખાતો સર્પનો મિથ્યા આભાસ. દ્વૈતનું ભાન અદ્વૈતજ્ઞાનથી નિવૃત્તિ પામે છે માટે દ્વૈત–પ્રપંચ મિથ્યા છે. પ્રપંચ વિકારિ છે. આત્મા અવિકારિ છે. પ્રપંચ ઉત્પન્ન છે, સત્ અનુત્પન્ન છે, માટે પ્રપંચ મિથ્યા છે. આત્મા સત્ય છે. બ્રહ્મ એજ સત્ય એમ કહ્યા પછી જગત જો બ્રહ્મથી ભિન્ન હોય તો તે નિત્ય અને અવિકાર હોવું જોઇએ. પણ જગત તો વિકારિ અને અનિત્ય છે માટે તે બ્રહ્મનો વિવર્ત અથવા મિથ્યા આભાસ માત્ર છે. માયા "દિસે નહિ છતાં પ્રબલવતી" છે એવી તેની પ્રતીતિ થાય છે અને "જો આણી માયા, અન્તને, તો શીઓ આપોપું ઓળખી" અથવા આત્મજ્ઞાન થતાં માયાની નિવૃત્તિ થાય છે. આવી રીતે સત્ય અને અનૃતનું મિથુનીકરણ થવાથી તે અનિર્વચનીય અને મિથ્યા છે.

> 'જે મહાપદમાં સ્થિતિ કરીને, પછે ન્હેમે અવાંતરે,
> તો અજ્ઞાનને કામ આવ્યું ન લાગે, તો શું પ્રમાદે પડને ?'
>
> ક. ૩૦, ૯,

જેમ રજ્જ્વાદિ પ્રાતિભાસિક સત્તા, ઘટાદિ વ્યાવહારિક સત્તા સાથે સરખાવતાં મિથ્યા છે, તેવી જ રીતે મહાપદની પારમાર્થિક સત્તાની સાથે તુલના કરતાં પ્રપંચની વ્યાવહારિક સત્તા મિથ્યા છે. પ્રાતિભાસિક, વ્યાવહારિક અને પારમાર્થિક આ ત્રણ સત્તા ઉત્તરોત્તર એક બીજાથી ચઢિયાતી છે. ઊંચી સત્તાની સાથે તુલના કરતાં નીચી સત્તા મિથ્યા લાગે છે.

બ્રહ્મ પ્રપંચનું અધિષ્ઠાન છે અને પ્રપંચના તેના ઉપર અધ્યાસ છે, વ્યાવહારિક સત્તામાં પ્રપંચનો ભાવ અને પારમાર્થિક સત્તામાં, તેનો અભાવ એમ પ્રપંચનો ભાવ અને અભાવ બન્ને એકી વખતે અધિષ્ઠાન બ્રહ્મમાં રહેલા છે.—જુદી જુદી સત્તામાં, જ્યારે એક જ પદાર્થના ભાવ અને અભાવ બન્ને અધિષ્ઠાન ઉપર એકી વખતે, જુદી જુદી સત્તામાં, રહેલી હોય તો તે પદાર્થને મિથ્યા આભાસ સમજવો: જેમ રજ્જુ ઉપર સર્પનો મિથ્યા આભાસ દેખાય છે. અહીં રજ્જુ અધિષ્ઠાનમાં પ્રાતિભાસિક સત્તામાં સર્પનો ભાવ છે. પણ વ્યાવહારિક સત્તામાં સર્પનો અભાવ છે—આથી જ સર્પનો આભાસ મિથ્યા છે. મિથ્યાત્વની આવી વ્યાખ્યા અને તેનો વિસ્તાર अद्वैतसिद्धि અને चित्सुखीમાં કર્યો છે.

જગતને સ્વપ્ન સાથે પણ સરખાવવામાં આવે છે. ગૌડપાદાચાર્ય બન્નેનું મિથ્યાત્વ જણાવી તેમના સામાન્ય લક્ષણોમાં કહે છે કે બંને દૃશ્ય છે. અને બન્નેમાં કાલત્રયનું સત્ત્વ ન હોવાથી બંને અસત્ય છે.

આવા કારણોથી માયા મિથ્યા છે; એટલા માટે પ્રપંચ બ્રહ્મનો વિકાર નથી પણ વિવર્ત છે

मतत्त्वतोऽन्यथाप्रथा विकार इत्युदीरित ।
अतत्त्वतोऽन्यथाप्रथा विवर्त इत्युदीरितः ॥

ખરેખરો ફેરફાર લાગે તે 'વિકાર' (દૂધનું દહીં) અને ખોટો, અથવા આભાસમાં ફેરફાર લાગે તે 'વિવર્ત' (રજ્જુનો સર્પ)'

"છો કેવલ સ્વામી સત્ય તમો, દીસો ઈશ્વર, માયા, જીવ,
એ ત્રણે પ્રકાર થાઓ તદ્વત્, પણ સ્વભાવે તમે શિવ," ક. ૧૯,
"અધિષ્ઠાન તે તમે સત્ય સ્વામી, તેણે એ ચાલ્યું જાય." ક, ૧૯, ૧

( ૮ ) બ્રહ્મ અને માયા

બ્રહ્મ એ સત્ય છે, અને માયા માત્ર તેની કલ્પના એ મિથ્યા છે પણ સત્ય અને મિથ્યાનો સંબંધ થયો કેવી રીતે?

સાંખ્યમાં પ્રકૃતિ જડ અને પ્રવૃત્તિરહિત છે અને પુરૂષ ચેતન છતાં ઉદાસીન છે, તો બંનેનો યોગ થયો શી રીતે? અને યોગ ન થાય તો જગતની ઉત્પત્તિ જ ક્યાંથી? સાંખ્ય ઉપર આવી જાતનો પ્રહાર છે, તેવોજ પ્રહાર શાંકર વેદાન્ત માટે કરવામાં આવે છે: બ્રહ્મ નિર્ગુણ પરમ સત્ છે. અને માયા તથા તેનું કાર્ય જગત તે મિથ્યા છે. પણ સત્ય અને મિથ્યાનો

યોગ શી રીતે થયો, જેથી જગતનો આભાસ લાગે? આ જાતના પ્રકારનો ઉપયોગ રામાનુજાચાર્યે પોતાના શ્રીભાષ્યમાં ઘણા વિસ્તારથી કર્યો છે અને તેઓ તેને અવિદ્યાનીઅનુપપત્તિ કહે છે.

અખાજી અને અન્ય શંકર વેદાન્તીનું આ પ્રકાર સામે કહેવાનું એ છે કે આવો પ્રશ્ન કરવો એ જ ઉચિત નથીઃ

"અણછતો અર્થે જીવ થાય ઊભો તે જાય હરિને જાણવા,
નરને ઓછાયો કેમ મળે, તે હીંડે બુદ્ધિમાં આણવા."

બ્રહ્મ એ નિત્ય અને અનન્ત છે, દેશકાલથી અતીત છે, જ્યારે માણસની બુદ્ધિ અનેક રીતે પરિચ્છિન્ન છે. અનન્ત વસ્તુ એટલા જ માટે બુદ્ધિગમ્ય થતી નથી. જો બુદ્ધિગમ્ય બને તો અનન્ત નથી, અને જે બુદ્ધિ તેને ઓળખી શકે તે બુદ્ધિ નથી. " જે વાચા બોલે અવાચ્યને, તે વાચા ન હોય." અને તેથી ' વાચા મન કોણ કહે તેહને" (ક ૩૮ : ૨) બ્રહ્મ વિવાદાસ્પદ થવાને માટે બુદ્ધિની કક્ષામાં આવતો નથી. અને જો તે આવે તો તે શુદ્ધ બ્રહ્મ નથી. જો તે બુદ્ધિની કક્ષામાં આવે નહિ તો તેનો સંબંધ અને માયા સાથેનો તેનો યોગ કેવી રીતે ચર્ચી શકાય?

ત્યારે બ્રહ્મ ઓળખાય કેવી રીતે? "સ્વસંબંધ જાણે અખા": આ પરમપદ બુદ્ધિથી નહિ પણ અનુભવથી જ સમજાય છે. અને આ પદના જ્ઞાન અથવા અનુભવ પછી પ્રપંચ રહેતો જ નથી એટલે બ્રહ્મ અને માયાના સંબંધનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. " જીવતણું પદ તે જોતાં નીસરે છે ' (ક ૩ : ૧) આ વાત વિદ્યારણ્યમુનિ પંચદશીમાં કહે છે —

स्वप्रकाशे कुतोऽविद्या ? विनाऽविद्या कुतो जगत् ? ।
एतानि तर्कजालानि स्वानुभूतिर्जहात्यसौ ॥

સત્પ્રકાશ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમાં અજ્ઞાન આવ્યું ક્યાંથી? અને અજ્ઞાન આવી શકે તેમ ન હોય તો અજ્ઞાનની ઉત્પત્તિ ક્યાંથી? પરિચ્છિન્ન બુદ્ધિનાં આવાં અનેક તર્કજાળોનો, પરમપદનો એકવાર અનુભવ કર્યા પછી, નાશ થાય છે.

સત્ અને મિથ્યા અથવા અસત્નો સંબંધ સમજાવી શકાય જ નહિ. પરિચ્છિન્ન બુદ્ધિ અપરિચ્છિન્નનો વિચાર કરતાં બૂડી જાય.

"ભાઈ ! જગતનાં કારણ ઘણાં, જાણું જથા જે ધરે નામ,
કહે પંચભૂતનાં પૂતળાં, એ સઘળાં કેરાં કામ.

> પણ વિરંચિ આદે વિશ્વ સ્થપ્યું, ઘડયો કેનો ઘાટ?
> એ વિચારે બુદ્ધિ બૂડે, અતિ નિરાશો 'નાટ!'"
>
> "(ક. ૨૧ : ૮, ૯.)

(સત્ અને મિથ્યાનો સંબંધ કોઈ રીતે બતાવી શકાતો નથી. એટલે તેમાં સંયોગ, સમવાય કે કાર્યકારણભાવ, કઈયેણ હોય જ નહિ. માટે જ માયા એ કંઈ દ્રવ્ય નથી, બ્રહ્મ સિવાય બીજો પદાર્થ નથી.)" વેદાન્ત કરે છે વાત મોટી, એ તો અજા રમે અણુછતી" (ક. ૩૧ : ૫) આથી, સિદ્ધાન્તમાં અજાતિવાદનો ઉલ્લેખ કરે છે.

> "થયું ગયું કંઈએ નથી, સહેજે જ [illegible] છે લોગ
> - આપાપરા કોએ નથી નથી ઉત્પાદન વિયોગ કોય"

ભ્રમનું વિવરણ કરતાં અખાજી કહે છે કે—

> 'ગુણ નિર્ગુણ કંઈએ ના કહેને જે સમતત્ત્વ સમજ્યા સહી
> પ્રાપ નહિ તેને પરાભવ શાનો? રજ્જુ નહિ તો શો અહિ?
> એ તો અણછતાને અણછતું, બારણું'વ ઘર્ષ કરી,
> તે જથારથ જેમ તેમ થશે, પ્રાપ્ય જેમ છે તેમ હરિ."
>
> ક. ૩૪, ૨–૩.

કોઈપણ જાતનો ભ્રમ સમજાવી શકાતો જ નથી. એનું પૃથક્કરણ કરીએ તો તે અભાવ નહિ પણ કંઈક ભાવરૂપ, અનાદિ, આવરણ અને વિક્ષેપ કરનારો, જ્ઞાનથી દૂર થનારો અને છેવટે સમજાવી ન શકાય માટે અનિર્વચનીય લાગે છે વેદાન્તીઓ આને अनिर्वचनीयख्याति કહે છે. જેમકે રજ્જૂનો સર્પ, રજ્જૂનો સર્પ રૂપે શા માટ ભ્રમ થયો એ પ્રશ્ન છેવટે અનિર્વચનીય જ રહે [illegible] સત્ય જ્ઞાન થયા પછી ભ્રમ રહેતો નથી સુરેશ્વરાચાર્ય પોતાના વાર્તિકમાં ભ્રમનું લક્ષણ સમજાવી કહેછે.

> नररमरयादिवाक्योत्थ सम्यग्धीजन्ममात्रतः ।
> अविद्या सह कार्येण नासीद्, अस्ति, भविष्यति ॥

ભ્રમનું પૃથક્કરણ—

પહેલાં રજ્જૂનો સર્પ દેખાય છે તે ખરો [illegible] એવી પ્રતીતિ થાય છે. પછી, જ્યારે પ્રકાશ થાય છે, ત્યારે તે રજ્જૂ છે, સર્પ નથી એવું ભાન થાય છે. અને સર્પનો ભ્રમ હતો એવું જણાય છે.

છેલ્લી સ્થિતિમાં જ્યારે રજ્જૂનું જ્ઞાન દૃઢ થાય છે ત્યારે રજ્જૂ કોઈ બીજે સ્વરૂપે હતીજ નહિ એમ લાગવાથી વસ્તુત કોઈ જાતનો ભ્રમ હતોજ નહિ, છે નહિ, અને થશે નહિ એવી ખાત્રી થાય છે.

ઉપરના શ્લોકમાં સુરેશ્વરાચાર્ય કહે છે તત્ત્વમસિ વગેરે મહાવાક્યોના મનનથી જ્યારે દૃઢ સમ્યગ જ્ઞાન થાય છે ત્યારે મધળી અવિદ્યા પોતાના કાર્ય સાથે હતીજ નહિ, છે નહિ અને થશે નહિ, એવી ખાત્રી થાય છે.

અને તેથી અખાજી કહે છે:

"અણછતાને અંણુછતા, ભાસ્યું'તું ભરમે કરી"

બ્રહ્મનો માયાને લીધે પ્રપંચરૂપે આભાસ થવા છતા બ્રહ્મ અવિકારિ રહે છે માટે વિવર્ત (આભાસ માત્રમાં ફેરફાર) માં માનવું પડે છે. આ માયા તે બ્રહ્મ જેવી સત્ નથી અને વન્ધ્યાસુત જેવી અસત્ નથી. પ્રપંચનો આભાસ કરાવવા પૂરતી સત્ છે. અવિકારી બ્રહ્મનો કોઇ રીતે પરિચ્છેદ ન કરી શકે, એવી અસત્ છે. એટલા માટે તે અનિર્વચનીય છે. "માયા જગ-માંહે મોટી નટીજી. સમજી ન જાય એવી માયા અટપટીજી." બ્રહ્મ બુદ્ધિ-ગમ્ય થાય માટે તેને માયાયુક્ત માની, માયાશબલિત બ્રહ્મની તેને આપણે શક્તિ કહીએ છીએ "ૐ નમો નિર્ગુણપતિ રાયજી, ચરણ ચિંતવી હું લાગું પાયજી" નિર્ગુણ બ્રહ્મમાંથી દ્વૈતપ્રપંચની ઉત્પત્તિ બીજી રીતે સમજાવી જ શકાતી નથી. જગત્ અન્યથાઅનુપપન્ન છે. એટલે માયાના આશ્રય સિવાય બીજી રીતે તે ઘટી શકતું નથી. આ અન્યથાનુપપત્તિનું પ્રમાણ કેટલું બળવત્તર છે તે બતાવતા અવતરણ કરે છે —

अन्यथानुपपत्तिश्चेद्, अस्ति वास्तुप्रसाधिका: ।
पिनष्टि पराहिबैमल्यं सैव सर्वबलाधिका ॥— सिद्धन्त बिन्दु

નિર્ગુણમાંથી વિકારી પ્રપંચની ઉત્પત્તિ માયા સિવાય સમજાવાયજ નહિ. આ અન્યથાનુપપત્તિનું પ્રમાણજ નિર્ગુણ બ્રહ્મને સિદ્ધ કરે છે, અને અજ્ઞાનથી થયેલી વિપરીત બુદ્ધિને દૂર કરે છે, માટે બધા પ્રમાણોમાં તે અન્યથાનુપપત્તિનું પ્રમાણ બળવત્તર છે.

"તે જથારથ જેમ તેમ થયો, પ્રાયે જેમ તેમ હરિ"

હરિ જગત્ રૂપે શા માટે થયો ? જેમ તેમ થયો પણ જગત્ તેથી વિપરીત છે માટે પ્રપંચ આભાસ બીજી રીતે તે સિદ્ધ થાય નહિ

તે પરમ વસ્તુ દેહાતીત છે, પ્રત્યગાત્માથી ભિન્ન છે, સર્વથી પર અને કેવળ છે અમલ, પૂર્ણ, અખંડિત, અને અવિનાશ છે ( निष्कल निष्क्रिय शान्त निरवद्य निरंजन । श्वेता० ) દેશાતીત, કાલાતીત અને માયાવર્જિત છે. વળી તે ગુણ, લિંગ અને જડ મહાભૂતોથી પણ અતીત છે. ભાવ વિકાર-રહિત અને ઉદાસીન છે. અમેય, નિરવાદ, નીરૂપ–નિરાધાર અને અવાચ્ય છે. આવી તે વસ્તુ નિર્ગુણ અને નિધર્મ છે. સત્–ચિત્ત અને આનંદ તેનો સ્વભાવ છે. જ્ઞાતા–જ્ઞાન અને અને જ્ઞેય તેમની ત્રિપુટીથી વર્જિત હોય તે કેવળ જ્ઞાનસ્વભાવ છે, સ્વય પ્રકાશ, ચૈતન્ય છે.

( ક. ૧૭ ) આ જગદીશમાથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ થતા દીસે છે; છતાં મૂળ વસ્તુ નિર્વિકાર રહે છે. તેમાં અણુમાત્ર પણ ઓછું અદકું થતું નથી, એ પરમપદમાં સ્થિતિ કરીને જો બ્રહ્માંડને જોવામાં આવે તો બ્રહ્માંડનો એક અણુ પણ દેખાય નહિ, સર્વત્ર પોતાનું જ ચૈતન્ય અનુભવાય, તો પછી જ્ઞાની પોતાના પિંડને કયાથી પ્રમાણી શકે ? આવા મહંતને પિંડ અને બ્રહ્માંડની જગ્યાએ સ્વતંત્ર ચૈતન્યાકાશ સ્ફુરે છે અને તે દેહના અન્તને દેખે છે.

( ક. ૧૮ ) ચોમના ધ્રુવધાર વગેરે ૭ ચક્રોથી પણ અતીત એવી આ અદ્ભુત વસ્તુ છે અતુલ, અનન્ત, ઉદય અને અસ્ત રહિત, તે છે તેમનો તેમ રહે છે, તેમાં આપ કે અપર નથી, જીવ અને અજીવ નથી. પૂર્વ અને પશ્ચિમ નથી. કાર્ય અને કારણ નથી. માતૃ–માન અને મેય તેમ વિનાની આ પૂર્ણ વસ્તુની પૂર્ણતા પ્રકાશી રહી છે.

( ક. ૧૯ ) માયામા ચૈતન્યનું ભાસ પડતાં તે બિમ્બચૈતન્યના પ્રતિબિમ્બવાળું અજ્ઞાન ઈશ્વર થઈને વિલસે છે અને સૃષ્ટિનો નિયામક બને છે બ્રહ્મ અધિષ્ઠાન એજ સત્ય છે, માયા જીવ અને ઈશ્વર સઘળા અવિદ્યા-કલ્પિત છે, આ નિર્ગુણ નાથ જંતુને સગુણવેશે દેખાય છે.

( ક. ૧૯ ) ' અણુછતી અજા તમારી, અંગીકૃત સરખી અરથી.
તે મધ્ય પડિયુ ભાસ તમારુ, ત્યારે ઈશ્વર થઈને વિલસી "

અહીં संक्षेपशारीरककार ના પક્ષપાતવાળા बिम्बप्रतिबिम्बवादનું સૂચન છે.

( ક ૨૦ ) જેમ સામસામાં દર્પણોમાં પ્રતિબિમ્બિત અનેક દર્પણો ઉભા થાય છે તેમ બ્રહ્મનો જગતરૂપે વિસ્તાર થાય છે. જે વડે મિથ્યાં જંત ઉત્પન્ન થાય છે તેજ માયાનું સામર્થ્ય. એ જંતને અહંતા વધે છે અને તેથી તે જારેરો થતો જાય છે, મન વડે તે માયાના વિષયો સાધતો, મનને

જ પરમાત્મા જાણે છે, તેને મમતાનાં પડળ ચઢે છે અને મદ વધે છે, अहमिदं ममेद इति नैसर्गिकोऽय लोकव्यवहार હું આ, આ મારું એવો લોકમાં સ્વાભાવિક વ્યવહાર ચાલે છે —( शारीरक भाष्य ) શિવનો આવી રીતે જીવ થાય છે.

( ક. ૨૧ ) પણ કોટિ બ્રહ્માંડ આમ નવાં નવાં રચાવા છતાં પૂર્ણ પદ ઓછું થતું નથી. તે બધાં જોતજોતામાં આકાશમાં લય પામી જાય છે. સૃષ્ટિ તેનામાં વિલય જતાં તે વણસી જતો નથી તેમ વધતાં તે વધતો નથી સૃષ્ટિ માટે તે હેતુ વિનાનું વ્યતિરેક કારણ છે. તે સૃષ્ટિનો ધારક નથી કે પ્રેરક નથી—ફક્ત અધિષ્ઠાન છે. પરમાર્થ દૃષ્ટિએ જગત વન્ધ્યાસુત છે, તુચ્છ, મિથ્યા છે અખાજી કહે છે કે જો આ સિદ્ધાંતને કોઇ શૂન્યવાદ કહે તો ભલે, મને શૂન્યવાદી થવામાં વાંધો નથી—મારે મન ઉતરો ખરો શૂન્યવાદ આજ છે. શૂન્યવાદી, આવી જાતના, થવામાં નુકસાન નથી. જે માણસ બ્રહ્મ અને વિશ્વ એ બેને જુદી જુદી વસ્તુ ન સમજતાં સર્વત્ર એકજ ચૈતન્યનો પ્રચાર દેખે તે જ મારે હિસાબે, અખાજી કહે છે, ખરો શૂન્યવાદી અને વેદાન્તી છે. જે મ્હોડેથી પ્રપંચને મિથ્યા કહે પણ હૃદયમાં જેને જગત સાચું છે તે ખરા અને સાચા શૂન્યવાદી નથી !

## ( ૧૦ ) સાધન

પદ—૨:૩

" જેમ અગ્નિને સંગે શીત વ્યાપે નહિ, જ્યોતિ દેખાડે તે તિમિર ત્રાસે
તેમ સદ્‌ગુણ પ્રતાપે પરબ્રહ્મને ભેટિયે, માયા રૂપિણું ધેન નાસે "

ગુરૂના પ્રતાપથીજ બ્રહ્મને ભેટીને માયાનાં ધેન નાશ કરી શકાય છે. ગુરૂની કૃપા વિના વસ્તુનો લક્ષ મળવો શક્ય નથી. ઉપરાંત મુમુક્ષુતાની ભાવના જોઇએ.

' ભાઈ ભાવ ન ઉપજે જ્યાં લગે તૃષાવંતને જેમ તોયનો,
ભાવ વિના પુરૂષ ની તન જેવો, કહાવે નહિ તે કોયનો "

ક. ૩૨ ૩

( ક. ૯ ) આવા મુમુક્ષ પુરૂષને મનમાં અંકુરતા હોય, અજ્ઞાન અને કામનો સીંચાણો માથે ભમતો થી તે નરક્કે છે, તેનું કાળજું કોરાઇ ગયું છે અને એહિક અને પરલોકની વિષયલાલસામાં વૈરાગ્ય આવ્યો છે, વિરહીના જેવો તેના મનમાં તાપ છે, તેના શરીર માટે તેને નિર્વેદ ઉપજે છે, કોઇ નવી તમન્ના, ચેતના તેને જાગે છે.

એને પછી સર્વત્ર હરિભાવની ભક્તિ ઉપર આદર ઉપજે છે —

' ગુરૂ કહે રામ સો સકલમા, સર્વાવાસ સ્વામી અપી
એવું સાંભળતામા વચન મા યુ, ભક્તિ ઉ ર આદરી. ''

ક ૧૦ ૩

" ભાઇ ! ભક્તિ જેવી પંખિણી, એને જ્ઞાન વૈરાગ્ય બે પાખ છે
ચિદાકાશ માંડે તેજ ઉડે, એને સદ્ગુરૂ રૂપી આંખ છે ''

ક ૧૦ ૧૦

આવી રીતે જ્ઞાન અને વૈરાગ્યથી પુષ્ટ થયેલી સર્વત્ર હરિભાવ દેખનારી ભક્તિને અખાજી મુખ્ય સાધન માને છે

'પરબ્રહ્મ વિના નહિ કામ કાંઇ એમ દેખે તે ભરપૂર ''

ક. ૧૦ : ૧૦

ભક્તિમાં આવો સર્વાત્મભાવ જોવાથી તેને ભાન થાય છે કે

" ત્રણ ભવનમા રહ્યો પૂરી પૂર્ણ સ્વયં પરમાત્મા
પોતે તો ચિદ્રુપજી નિરંતર, પણ ભેદ દીસે ભાનમા "

ક. ૧૧ ' ૪

આમ હૃદયગુફામાં રામ પ્રગટવાથી મનનો પલટો થઇ જાય છે. માયાને સ્થાને બ્રહ્મ ભાસે છે અને સંસારનો સંભવ જતો રહે છે. જ્યાં સુધી આત્મા જાણ્યો નથી ત્યાં લગીજ માયાનું બલ છે પ્રસવ થાય ત્યાં સુધી પ્રતિદિન પીન થતી યુવતી પ્રસન્ન થઇ ગયા પછી જેમ ઓસરી જાય છે તેવી રીતે હૃદય કેન્દ્રમા આત્મા પ્રગટયા પછી માયા ઓસરી જાય છે. " પરિબ્રહ્મ રહે અને પોતે ખપે '' એવી ભાવના થાય છે.

## ( ૧૧ ) તત્ત્વ દર્શન

તત્ત્વ દર્શન થયા પછી જીવન્મુક્તમા તટસ્થપણું આવે છે. આકાશવત્ તે ઉદાસીન રહે છે. ભુજંગને જેવી કાંચળી છે તેવો એને મન પોતાનો દેહ છે—દેહનો સંગ તેને છે અને નથી. એની ન્યૂનતા ટળી છે, આશય મોટો થયો છે, તે વસ્તુમાં મળી રહ્યો છે. સર્વત્ર શિવ-શિવ થયું અને શિવમાં જીવ સમાવી દીધો છે તે છતે અછતો થઇને રહે છે. તેની ભૌતિક ભાવના ટળી ચિદાકાશ ભાળ્યુ, નીરમા રહેલી મીનની જેમ તે શોષ પામતો નથી. તે દેહને વહે છે પણ દેહ તેને વળગતો નથી તેનો નિશ્ચય પર્વતપ્રાય છે.

'' જેમ વિચિત્ર ભાતિના રંગ મૂકિયે સ્ફટિકમણિની પાસ
તે અન્ય સરખો ભાવ દેખાડે, પણ આપ રહે ઉદાસ ''

સ્ફટિકમાં રંગનો આભાસ થાય છે, તત્ત્વતઃ તેમાં રંગ આવતો નથી. वार्तिककार સુરેશ્વરાચાર્યના आभासवादનું આ દષ્ટાન્ત છે.

સ્વભાવે તે કલ્પવૃક્ષના જેવો બને છે. તેના અમર્ષ અને અહંતા ગયાં છે. પોતાના દેહને અન્યના દેહ જેવો તે સમજે છે આ ખરો વેદાન્તી મુખથી માયા શબ્દનો બકવાદ કરતો નથી. (પદઃ ૪) તત્ત્વદર્શીનું વર્ણન કરતાં અખાજી કહે છેઃ નાવ દશે દિશામાં ફરે પણ તેની નિશાની તો ધ્રુવના તારા ઉપરજ છે. જેણે અવાચ્ય અને અગમ્ય એવા અનન્ત ઘરને જોયું તેની અકથ્ય કહાણી કહી જાય એવી નથી આ પ્રપંચની પુરાણી પહેચાન, જે અજબ અદ્‌ભુત અને અનુપમ ખેલ હતો, તે એવા જ્ઞાનીને ગગનમાં કોઈ ગેબ થઈ ગયો હોય એવો લાગે છે.

> " અજબ ખેલ અદ્‌ભુત અનુપમ, જાકું હૈ પહિચાન પુરાની
> ગગન હી ગેબ ભયા નર બોલે, એહી અખા જાને કોઇ જ્ઞાની "
>
> પદ ૩ઃ ૪

એણે મનને જીત્યું છે, મનને માર્યું છે.

( પદ પઃ ૧ ) " મન જગતકા ધારણહારા, મન મુવે મિથ્યા સંસારા " મનનો અમનીભાવ થાય ત્યારે દ્વૈત રહેતું નથી.

( गौडपादकारिका )

> " ચૌદ લોક રચ્યાં હે મનકો, તાતે મન પાવે બન્ધનકો "
>
> પદ. ૫ ૨

અહી एकजीववाद આણું સૂચન છેઃ

> कल्पयत्यात्मनात्मान आत्मा देव: स्वमायया ।
> स एव बुध्यते भेदान् इति वेदान्तनिश्चय: ॥
>
> —गौडपादकारिका.

આત્મા પોતેજ પોતાની માયાથી પોતાની કલ્પના કરે છે અને તેજ પોતાને ભેદરૂપે જોય છે એવો વેદાન્તનો નિશ્ચય છે. ( કા. ૨૭ )

આવા જ્ઞાનીને શો અનુભવ થાય ? આ શૂન્ય અથવા મિથ્યા જગતને ઓળંગી કૂટસ્થ નિત્ય પરમપદને જે ઓળખે તે આ પ્રપંચનો પાર પામી ચૂકે જેણે પરમાર્થ જાણ્યો તેને આપ વિના અન્ય શું બે લગાનું હોય ? અરે ! અણુલિંગીને જ્યાં આપજ નથી તો બીજી વસ્તુ બ્યાપ્ય, દશ્ય, પરિચ્છિન્ન છે એમ કેવી રીતે ને પરકી શકે ?

એજ મહાપદનું માહાત્મ્ય છે જ્યાં આપ અને અન્ય એવો પક્ષ નથી. જેટલાં વિશેષણો એને લગાડીએ તેટલાં બધાં વ્યવહાર કોટિનાં હોઇ પૃથ્વી ઉપરજ રહેવાનાં. અરે ! તે પદ એવી રીતે પણ વાણીમાં આવતું નથી અને વ્યતિરેક વર્ણન અન્વયમાં ખપી જાય છે.

" વિશેષણ જેટલાં કહ્યાં, તે રહ્યાં ભૂનાં ભૂ-વિષે
વ્યતિરેક નાવે વાણ્ય માંહે, અન્વય પદમાં-એ ખપે. "

ક. ૨૮: ૯

( કે. ૩૦: ૪ ૬ ) આ મહાપદ વિનાનું સઘળું અવિદ્યામય છે. વિધિ અને પ્રતિષેધ કરનારાં સર્વ શાસ્ત્રોનો વિષય પણ અવિદ્યા છે.

अविद्यावद्विषयाणि प्रत्यक्षादि प्रमाणानि सर्वाणि शास्त्राणि च ।

( शारीरकभाष्य )

" જેમ વાધે વાસ ઘટાય માંહો માંહે, વહ્નિ વન આખું દહે "

ક. ૩૦ ૬

તેવી રીતે તાત્ત્વિક દૃષ્ટિએ તપાસતાં શાસ્ત્ર કે શિષ્ય કંઇ રહેતું નથી, કેવલ પૂર્ણ ચૈતન્ય સ્ફુરે છે.

## ( ૧૨ ) પરમ પદ.

' સન્તો ! બાત બડી મહાપદકી.
શબ્દ સાન કછુ નહિ લાગત, ઐસી સ્થિતિ બેહદકી " (પદ ૭૨)

બેહદ અથવા અનન્ત સ્થિતિમાં શબ્દ કે સંજ્ઞા કંઇ લાગી શકતી નથી. એ પ્રપંચ-પાર મહારાજની ઝાંખી થતાં પ્રગટતા આનન્દનું વર્ણન અખાજી શાંત, ગંભીર અને પ્રાસાદિક ભાષામાં ઉક્ત પદમાં કરે છે અને હૃદયનો ઊભરો ઠાલવે છે. એ પોતે ચૈતન્યઘનરાય અજાપતિ છે અને શૂન્યમાં સોહામણો છે, તે નહિ વિરાટ, નહિ વામણો, વાણીમાં આવતો નથી. તે કલ્પાંહી જતો આવતો નથી. એ જેમ તેમ, ન સમજાય તેવી રીતે, આ જંજાળ થયો પણ એને જાણ્યાથી આ જંજાળ જાય છે. એને કર્મ કે કાળ કંઇ લાગતું નથી એ તો ચૈતન્યથી જ ભરપૂર છે. આ મન તેમાં લય પામી ગયું છે. હવે ? કોઇ દાતા નથી, કોઇ દાન નથી, આપ નથી કે અપર નથી. તેમાં લિંગનો ભંગ છે

नैव स्त्री न पुमानेष न चैवायं नपुंसकः । ( श्वेता० )

કોટિ કલ્યાણ હવે પ્રગટ્યાં છે, ત્યહાં સદોદિત ભાણ.' હવે ઉદય અને અસ્તનું કારણ ગયું છે.

"કરે અખો આનન્દ, અનુભવીને રહેવા લાગ્યો એ
એવો પૂરણ પરમાનન્દ, નિત્ય સદાય અતિ ભલો એ"

પદ-૧૦-૪

## ઉપસંહાર

ઉપરની કેટલીક કંડિકાઓમાં અખેગીતાના વિષયોનું કંઈક પૃથક્કરણ અને સાથે કંઈક વિવેચન કરવાનો પ્રયત્ન છે. (બ્રહ્માનન્દ ગુરુ પાસે કાશીમાં વેદાન્તનું શ્રવણ અને અધ્યયન કરી ગુજરાતમાં આવ્યા બાદ અખાજીએ તેને માતૃભાષામાં ઉતાર્યું. અનુભવમાં આવતાં અનેક દૃષ્ટાન્તોથી તેને પુષ્ટ કરી શાંકરવાદને સુસંગ રીતે ગુર્જરગિરામાં મૂકવાનો તેમનો પ્રથમ પ્રયત્ન હતો. વેદાન્તશાસ્ત્રના ઘણા પારિભાષિક શબ્દોને સમજી શકાય એવી રીતે માતૃભાષામાં આપ્યા છે.)

કવિ દયારામે વાલ્લભ વેદાન્તને ગુજરાતીમાં આણ્યું છે પણ દયારામ રસિક છે, કવિ છે, લાલિત્ય ઉપર તેમનું ધ્યાન છે; જ્યારે અખાજીની શૈલિમાં વિષયને અનુરૂપ ભવ્યતા છે, તળપદા શબ્દો વાપરીને જનતાને પોતાનું વક્તવ્ય સાફ બનાવવાની તમન્ના છે. વિવિધ અને નવીન દૃષ્ટાન્તે આવવાથી સચોટતા છે. નિખાલસ અને આખાબોલા ઉપદેશકનો જુસ્સો છે. પોતે સ્વીકારેલા સિદ્ધાન્તમાં અચળ શ્રદ્ધા હોવાથી તેમના વચનોમાં અનુભવીનો પડઘો છે.

આખો ગ્રન્થ તેમણે ઘણી ઊંચી ભૂમિકાથી લખ્યો છે અને કેટલાં નવીન દૃષ્ટાન્તોની ક્લિષ્ટતા બાદ કરતાં તેનો ભવ્ય નાદ ઠેઠ સુધી જાળવી રહ્યો છે. પદોમાં બે ત્રણ હિન્દીમાં લખ્યાં છે એ એક બીજી વિશેષતા છે. કડવાંનાં પહેલા ચરણમાં તે કડવાના વિષયનું અવતરણ કરી તે સંબંધી મુખ્ય યુક્તિઓનો તેઓ ઉલ્લેખ કરે છે, પછી અનુકૂળ દૃષ્ટાન્તો એક પછી એક આવતાં જાય છે, અને દેવ અને ગુરુમાં ભક્તિ રાખવાથી જ કહેલ અર્થનો પ્રકાશ થાય છે એમ વાર વાર ઉચ્ચારતાં, કડવાનો ઉપસંહાર કરે છે.

પદોમાં ઘણું ખરું એકજ વિષયને લઈને તેને સહજતાથી ગાવામાં આવ્યું હોય છે. કડવા કરતાં પણ પદો વધારે ગેય બને એ ઉપર તેમનું લક્ષ્ય છે. ચાર પાંચ કડવાંઓના સારનો સંગ્રહ કરી, ગાવામાં અનુકૂળ આવે એવા સ્વરૂપે તેને પદમાં સમાવી દીધો છે. તે જમાનામાં ગાવા માટે, અને બીજા પ્રાન્તોનાં ભાવિકો પણ લાભ લઈ શકે માટે. ભજનો હિન્દીમાં લખાતાં અને ગેયતત્ત્વ તેમાં વિશેષ રાખવામાં આવતું. આ જ પ્રથાને માન આપી 'અખે

ગીતામાં એક બે પદો હિન્દીમાં પણ આવ્યાં છે. હિન્દી પદોમાંથી ખાસ કરીને 'સાતમું પદ' અને બીજા પદોમાં 'દશમું પદ' એ તત્ત્વજ્ઞાન અને કાવ્યના સુભગ સમન્વયના પ્રાસાદિક અને ઓજસ્વી નમૂના છે. એકમાં બેહદની સ્થિતિનું વર્ણન અને બીજામાં પરમપદ દેખતાં થનારા અભિનવ આનન્દનું વર્ણન છે.

બ્રહ્માનન્દ ગુરુ પાસે તેમણે ઘણું ઘણું સાંભળ્યું હતું અને ઉપરબન્ધ થઈ શકે એવા મૂળ ગ્રન્થો પણ તેમણે કદાચ જોયા હશે. ગૌડપાદાચાર્ય, અને તે સંપ્રદાયના પાછીથી થનારા પણ તત્ત્વદર્શીઓની વિચાર-પદ્ધતિનો તેમણે આશ્રય કર્યો છે.—કડવું ૧૯, ચરણ ૬-માં 'સંક્ષેપશારીરકકાર'ના બિમ્બ પ્રતિબિમ્બ ભાવથી માયા અને ઈશ્વરની સમજૂતી આપી છે. કડવું ૧૫; ચરણ ૭-માં સુરેશ્વરાચાર્યના આભાસવાદના દૃષ્ટાન્તનો ઉલ્લેખ છે પદ ૫, ચરણ ૨, માં ગૌડપાદાચાર્યના એકજીવવાદ અને કડવું ૩૮, ચરણ ૮, ૯ માં તે જ આચાર્યના અજાતિવાદનો આશ્રય કરી વસ્તુને સમજાવી છે

મધુસૂદન સરસ્વતી કહે છે કે આ બધા વાદ એકજ વસ્તુને જુદી જુદી રીતે સમજાવે છે અને સિદ્ધાન્તમાં બધા એકજ છે. એ તત્ત્વરૂપથી અખાની ઉક્તિનો સ્વીકાર કરતા અખાજી, પ્રસંગને અનુકૂળ બધા વાદોનો ઉપયોગ કરે છે. શાંકર વેદાન્ત ઉપર પ્રચ્છન્ન બૌદ્ધમતનો અને શૂન્યવાદનો આરોપ કરવામાં આવે છે; પણ અખાજીનો, પોતે સ્વીકારેલા સિદ્ધાન્તમાં એટલો વિશ્વાસ છે કે તેને શૂન્યવાદી કહે તો તે પદ પણ સ્વીકારી લેતાં તેઓ અચકાતા નથી ઉલટું, ખરો શૂન્યવાદી તે કોણ અને કેવો હોય ? તેનું વિવેચન કરે છે. સિદ્ધાન્તને અનુભવમાં ઉતારવા જ્ઞાન અને વૈરાગ્યથી પુષ્ટ થયેલી સર્વાત્મભાવરૂપી ભક્તિને તેઓ અનુપમ સાધન તરીકે આપે છે.

આ સર્વાત્મભાવે પહોંચવા જ્ઞાન અને ઉપાસનાને આવશ્યક ગણી, સાતમા કડવામાં પ્રણવ મન્ત્રનો ઉદ્ધાર, ૐકારની ઉપાસના, અને તેમાંથીજ ત્રિભુવનની ઉત્પત્તિના ધ્યાન માટે વિસ્તારથી લખે છે જ્યાં કેટલીક તાન્ત્રિક પરિભાષા પણ આવી જાય છે. તન્ત્રમાં પણ વેદાન્તનો આશ્રય કરનારા અનેક તન્ત્ર ગ્રન્થો અને તાન્ત્રિકો છે, વેદાન્ત સિદ્ધાન્તને જીવનમાં ઉતારવા વેદાન્ત વિચારે રંગાયલું તન્ત્ર, ઉત્તમ સાધન હોવાથી લગભગ ઘણા ખરા વેદાન્તીઓ કોઈને કોઈ સ્વરૂપે તન્ત્રનો આશ્રય કરે છે. તન્ત્ર અને યોગના ષટ્ચક્રનો ક. ૩૮ પ, માં ઉલ્લેખ કરી સાતમા કડવામાં

નથી. પરંતુ ઉભય પ્રકારના સાહિત્યમાં જરૂર પુરતી કુશળતા તેણે શ્રવણ અને મનનથી મેળવી લીધી જણાય છે.

અખો છંદોવિદ્યાની સપાટ મોકળી સડકનો રાહદારી નથી, પગદંડે પડેલી સાંકડી અને ખડબચડી કેડીનો વટેમાર્ગુ છે. પોતાના સમયના ચાલુ વપરાશના પદ્યબંધની રચના તેના જાણવામાં છે. એણે 'પંચીકરણ', 'ગુરુશિષ્ય સંવાદ' આદિ પ્રકરણ, છંદમાં રચ્યાં છે. પહેલામાં ચોપાઇનો અને બીજામાં દોહરા–ચોપાઇનો પ્રયોગ છે. એ બે માત્રાબંધની જમાવટ પછી 'અનુભવ બિંદુ'માં એક નવતર છંદ એણે વાપર્યો છે. તે છ ચરણનો હોવાથી 'છપ્પય' કે 'છપ્પો' કહેવાય છે

એના પહેલાં ચાર ચરણમાં ચોવીસ ચોવીસ અને પછીનાં બેમાં છવ્વીસ છવ્વીસ માત્રા આવે છે. ચોવીસા ચરણના તેર અને અગિયાર માત્રાના તેમજ ઉલટા ક્રમથી અગિયાર અને તેરના ખંડ પડે છે. પહેલા પ્રકારના ખંડ દોહરાના અધિયાના ખંડોને મળતા છે; અને બીજા પ્રકારના ખંડ રોળાના ચરણના ખંડો સાથે સામ્ય ધરાવે છે. 'અનુભવ બિંદુ'ના છપ્પાના છવ્વીસા ચરણના પણ બે બે ખંડ પડે છે. આ ખંડ દોહરાના અધિયાના પ્રથમ ખંડના માપના છે. પ્રસ્તુત છપ્પાનો પૂર્વ ભાગ દુહાને મળતો હોય તેને 'દુહાઇ છપ્પો' અને રોળા છંદને મળતો હોય તેને 'રોલાઇ છપ્પો' –એવા નામથી હું ઓળખાવું છું. 'અનુભવ બિંદુ'નો પહેલો છપ્પો દુહાઇ અને બીજા બધા છપ્પા રોલાઇ છે.

આ નાનકડા કાવ્યમાં અખાએ યમકસાંકળીનો પ્રયોગ કર્યો છે. દુહાઇ છપ્પો બાદ કરતાં જે ઓગણચાળીશ રોલાઇ છપ્પા રહે છે, તેમાંથી પોણા ભાગના છપ્પાઓના રોળાઈ ચરણના ખંડ શૃંખલા–યમકથી જોડી લીધેલા જોવામાં આવે છે. એ 'શબ્દાલંકાર'ની યોજના કીર્તિના ભૂખ્યા શીખાઉની રીતની બળાત્કારે સાધેલી નથી; પણ નિઃસ્પૃહ જન્મસિદ્ધ કવિને અનાયાસે પ્રાપ્ત થયેલી જણાય છે. ભાષા ઉપર આ પ્રકારની સાહજિક પ્રભુતા ધરાવતા સાહિત્યકારે અવશિષ્ટ અંશોમાં પણ યમકસાંકળી યથાસ્થાન યોજી હોવી જોઈએ એવો મને ભાસ થયો, જેથી ખૂટતી યમકસાંકળી ખોળી કાઢવાનું મને કૌતુક ઉપજ્યું. એ સાંકળીની જસતી બીજી રીતે પણ ખૂંચતી હતી. સુવર્ણકારની સોનાની કડીઓના ઠેકાણે તાંબાપીતળના વાળાથી સુવર્ણના તેમ જ સત્યના નૈસર્ગિક તેજને ઝાંખપ પહોંચતી હતી. તે ઝાંખપ ટાળી, ખૂટતા અંકોડા ખોળી કાઢી તેને સ્થાને યોજવાને મેં 'અનુભવ બિંદુ'ની જૂની હાથપ્રતો કામમાં લીધી. એમાંથી મળી આવેલા

પાઠાંતર વિચારી જોયાં, સંગતિ ધ્યાનમાં લીધી, ઔચિત્ય તપાસ્યું અને બચેલી યમકસાંકળીના ઘાટઘૂટ નજર આગળ રાખ્યા. અખાની કવિ તરીકેની કીર્તિનું અલંકાર પામું આ અન્વીક્ષા માગે છે, એવી સમજથી અહીં તેની અજમાયશ કરી છે.

'અનુભવ બિંદુ'માં રસની જમાવટના વિષયમાં કંઈ કહેવાની જરૂર જણાતી નથી. પુષ્પની સુવાસ આપોઆપ જ સ્ફુરે છે. પ્રસ્તુત બ્રહ્મકાવ્યની ઉપનિષદના જેવી અપૂર્વ રસસમૃદ્ધિનું યથાર્થ નિરૂપણ ટૂંકી પ્રસ્તાવનામાં થઈ પણ શકે નહિ.

પાઠના અંકોડાની શોધખોળમાં 'અનુભવ બિંદુ'ની વાચનાના સંશોધનનું 'કાર્ય' આવી લાગ્યું. તે પાર મૂકવામાં કીમતી સહાય આપનારી હાથપ્રતો પરમ માયાળુ નટવરલાલ ઇચ્છારામ દેસાઈએ પૂરી પાડી છે. એ જો ન મળી હોત તો વાચનાના નિર્ધારણમાં સંશોધકને કંઈક અસંતોષ રહી જાત. 'અનુભવ બિંદુ'ના સંશોધનનો યશ કંઈક એમનો અને કંઈક સંશોધકનો છે. હાથપ્રતો ક્યારે ઉતારવામાં આવી હતી તેનો નિર્દેશ અન્યત્ર કર્યો છે.

વિશેષમાં એક વાત ખાસ નોંધવા જેવી રહી જાય છે, તે એ છે કે એક હાથપ્રતની પુષ્પિકામાં કર્તા વિશે માનાર્થે 'અખાજી' પદનો પ્રયોગ છે, અને બીજીની પુષ્પિકામાં પૂજ્ય ભાવ ભરિત 'અખાસ્વામી' પદનો ઉલ્લેખ છે. પ્રસ્તુત દસ્તાવેજી પુરાવો એક નજરે ભમતાં ભાગનાર અખાની પૂર્વ ભાગમાં ખ્યાતિ પ્રકાશે છે.

પ્રો. રવિશંકર મ. જોષી

# અનુભવ બિન્દુ

અર્વાચીન યુગનું અંતિમ જીવન ધ્યેય છે સુખપ્રાપ્તિ. પ્રાચીન યુગમાં જીવનનું અંતિમ ધ્યેય બ્રહ્મપ્રાપ્તિ ગણાતું. આ મહા સિદ્ધિ એકજ અવતારમા પામવી શક્ય નથી. તેથી અનેક અવતારે પણ એ પરમ તત્ત્વ પામવાનું લક્ષ્ય રાખી પ્રાચીન યુગના અર્થશાસ્ત્રીઓ, રાજપુરુષો, સમાજશાસ્ત્રીઓ અને ધર્મગુરુઓ આદિ સૌએ સહમત થઇ જીવન વ્યવહાર યોજેલો. બ્રહ્મના સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન હોય તો પ્રજામાં બ્રહ્મપ્રાપ્તિની ભાવના જાગે. આથી ધાર્મિક વિચારોનો વ્યાપક પ્રચાર અન્ય જીવનક્રિયાઓ કરતાં પૂર્વકાળમાં વધારે ઉપયોગી લેખાતો.

બ્રહ્મજ્ઞાનના બે પ્રકાર છે. એક શુષ્ક તર્કવાદમાં રાચતું જ્ઞાન અને બીજું અનુભવસિદ્ધ જ્ઞાન. બ્રહ્મતત્ત્વની પાંડિત્યયુક્ત ચર્ચા અને સાક્ષાત અનુભવ પછીનું કથનઃ તે બન્ને વચ્ચે મહદ્ અંતર છે અનુભવની વાણીની સચોટતા —( હૃદયને પલટાવવાની શક્તિ ) —અદ્ભુત—અલૌકિક—હોય છે બાઇબલ, કુરાન, વેદ, ઉપનિષદ્, અને ભગવદ્ગીતાથી માંડી રામકૃષ્ણ પરમહંસ કે શ્રીમદ્ રાજચંદ્રની વાણીમાં આ અનુભવના રણકાર સુણાશે. અખાનું તત્ત્વજ્ઞાન તાર્કિક નથી. તર્કબદ્ધ દલીલો રજૂ કરવાની તેને પરવા પણ નથી; છતાં તેની વાણીમાં સચોટ વેધકતા, હૃદયસ્પર્શિતા, ગહન તત્ત્વ જ્ઞાનને પણ જીવન સાથે વણી નાખવાની શક્તિ જણાઇ આવે છે. તે અખાના અનુભવનું બળ સિદ્ધ કરે છે.

સરળ જીવન જીવવા માટે આ યુગમાં વિવિધ દેશો સાથેના આપણા રાજકીય, વ્યાપારવિષયક, ઔદ્યોગિક કે વ્યવહારમૂલક સંબંધો જાણવા પડે છે. પ્રાચીન યુગનું દૃષ્ટિફલક આજના કરતાં વધારે વિસ્તૃત હોવાથી ઋષિઓ જગત્ ઉપરના જીવોનો બ્રહ્માંડ સાથેનો સંબંધ સમજી લેતા અને તે પ્રમાણે જીવનપ્રણાલિકા યોજતા. આર્યદૃષ્ટિએ તત્ત્વજ્ઞાન એટલે બ્રહ્મ જગત્ અને જીવના પરસ્પર સંબંધની વાસ્તવિક સમજ—એવી વ્યવહાર દૃષ્ટિ પ્રવર્તતી અને જીવનમાં આ સમજનો જીવતો જાગતો ઉપયોગ છે એમ મનાતું. 'અનુભવ બિન્દુ'માં પણ અખો, બ્રહ્મસ્વરૂપ જગતનું સ્વરૂપ, જીવનું સ્વરૂપ અને માયાનું સ્વરૂપ તેની લાક્ષણિક શૈલીમાં દૃષ્ટાંતોદ્વારા વિશદ રીતે સમજાવે છે. અખો વેદાન્તી છે. 'યોગ વાસિષ્ઠ'ના અજાતવાદને અનુસરે છે.

## અજાતવાદ

આ બ્રહ્માંડમાં સર્વત્ર ચૈતન્યઘન બ્રહ્મતત્ત્વ જ 'બધું' છે. જગત્‌પણ ઉત્પન્ન થયું નથી. જીવો પણ તેમાં જન્મ્યા નથી. પહેલાં જેવું હતું તેવું બધું બ્રહ્મમય જ છે, એમ "અજાત" વાદમાં પ્રતિપાદિત છે. તો પછી અનન્ત કાળમાં ચકરાવા લેતાં આ બ્રહ્માંડો અને જન્મમરણની પરંપરામાં યુગોના યુગો સુધી અટવાતા જીવોની ઘટના વિશે શું માનવું? અખો પ્રગલ્ભતા પૂર્વક કહે છે—

મોટા મંદિર બહાર ચાર દિશ કાચે કાઢ્યાં,
નીલ પીત બહુ રંગ, ટંગના ભેદો ભાળ્યા.
ઝગ્યો ચરચી કા ઠાર, દૂરથી અતિથી ઝળકે;
દેખાડે બહુ રૂપ, ધૂપ વિવિધ પેર ઝળકે.
અખા ઉપર અવલોકતાં, તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડે એમ છે. ૨૭

મૃગજળ કે સ્વપ્નસૃષ્ટિ સમાં આ તો માત્ર માયાનાં ખેલન છે. બાકી તો સર્વત્ર એક બ્રહ્મતત્ત્વ જ નિર્વિકારપણે વિલસી રહ્યું છે. બ્રહ્માંડસર્જન, જીવસર્જન, અવતારપરંપરા, પ્રલય—વગેરે કાંઈ બન્યું જ નથી.

જેમ છે તેમનું તેમ અખા, થયું ગયું કાંઈ નથી. ૩૧

બાળક જન્મ્યો ન હોય છતાં લોકો જોષ મળી તેનાં રૂપ અને ગુણની સ્તુતિઓ કરે એવી રીતે જગત્ અને જીવ વિષે આપણે મિથ્યા વાતો કરીએ છીએ

જન્મ્યો નહિ કોઈ જંત, તન શું કાઢું ખોડ.
અખા આપ એ કથા સમજ્યું નર સમજી જશે. ૩૮

આ અખાનો અજાતવાદ : न किमपि जातम्–अजातम्–કંઈ થયું જ નથી. જગત, જીવ વગેરે માયારચિત ભ્રાંતિમાત્ર છે અચલ શાશ્વત બ્રહ્મતત્ત્વ જ સર્વત્ર ભર્યું છે એમ 'અજાતવાદ' પ્રગલ્ભ પ્રતીતિથી કહે છે. વેદાંતિઓનો આરંભવાદ સ્થૂળ બુદ્ધિવાળા, પરિણામવાદ સૂક્ષ્મ બુદ્ધિવાળા; વિવર્તવાદ સૂક્ષ્મતર બુદ્ધિવાળા અને અજાતવાદ સૂક્ષ્મતમ બુદ્ધિવાળા ગ્રહી શકે એમ તત્ત્વજ્ઞો માને છે.

## બ્રહ્મસ્વરૂપ

ચૈતન્યઘન બ્રહ્મતત્ત્વ, પૃથ્વી, સ્વર્ગ કે પાતાલમાં સભર ભરેલ છે અને તેનાથી દૂર દૂર પણ વિસ્તરે છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશથી તે પર છે. ત્રણ ગુણ સત્ત્વ, રજઃ અને તમઃ પુણ્ય પાપ, વગેરેથી તે તત્ત્વ વિભિન્ન છે. આ જગતમાં તે તત્ત્વ ઓતપ્રોત પણ [illegible] અને તેનાથી વિસ્તૃત પણ છે. જેમ કમળ જળમાં છે અને જળની બહાર પણ છે; જેમ સૂર્ય પોતાના કિરણો વડે વૃક્ષો, પશુ, પંખી, મનુષ્ય, નદી, વાદળાં, સાગર એ સર્વ સત્ત્વોને જીવન આપી રહ્યો છે છતાં કરોડો યોજન દૂર છે તેમ બ્રહ્મ તત્ત્વ જગતમાં ઓતપ્રોત પણ છે; તેથી વિશાળ પણ છે. God is both immanent and transcendental. ઈશ્વર જગદ્ વ્યાપક છે. જગતથી પર પણ છે. સાગરમાં અદ્રશ્ય પર્વત જેમ સાગર તેમાં ઓગાળે છે, તેનાથી બહાર વિસ્તૃત પણ છે: એવું બ્રહ્મસ્વરૂપ છે. વિધાનાત્મક રીતે ( Positively ) તેને વર્ણવવું અશક્ય છે. તેથી વેદ પણ તેને નકારથી ( Negatively ) એટલે બ્રહ્મ—આ નથી, આ નથી, નેતિ નેતિ—કહી વર્ણવે છે.

## જગત્ સ્વરૂપ

બ્રહ્માંડમાં ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક એમ સાત ઊર્ધ્વલોકઃ અને તલ, વિતલ, અતલ, સુતલ, તલાતલ, રસાતલ અને પાતાળ એમ સાત અધોલોક મળી ચૌદ લોક છે. સ્થૂળ, સૂક્ષ્મ, સ્થાવર, જંગમ એવાં અનેક સત્ત્વો છે. વન, વૃક્ષ, દેવ, ગાંધર્વ સિદ્ધ, સાધ્ય, મુનિઓ વગેરે કૈં કૈં જીવો છે. ચોવીશ તત્ત્વમાં વિભક્ત પ્રકૃતિ છે; સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એવા ચાર મહાવિભાગનું જગત બનેલું છે એમ પણ કોઈ કહે છે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં આ જગતનું અસ્તિત્વ જ નથી. કોઈ માણસને સ્વપ્ન આવે કે પોતે એકાએક ધનિક કે સત્તાધીશ બની ગયો છે. ઘેર હાથી ઘોડા હણહણે છે: સમૃદ્ધિ છલકાઈ જાય છે; પોતાને સુંદર સ્ત્રી અને ચાર પુત્રો છે પરંતુ સ્વપ્ન નષ્ટ થતાં ખબર પડે છે કે પોતે તો ભાડાની કોટડીમાં ચટાઈ ઉપર દરિદ્ર અપરિચિત દશામાં પડ્યો છે: એમ આ જગત તો સ્વપ્ન જેવો મિથ્યા અને માયાવી વિસ્તાર માત્ર છે.

સામસામા કાચ ગોઠવી વચ્ચે દીપક મૂક્યો હોય તો હજારો દીપકની પરંપરા બન્ને કાચમાં ઝળહળી ઊઠે તેવું એક બ્રહ્મતત્ત્વના વિસ્તાર સરખું આ જગત મિથ્યા છે. ઘટમાંનું આકાશ, મઠમાં વિસ્તરેલું આકાશ, શબ્દેરમ

વિસ્તરેલું આકાશ એમ આપણે ભેદ પાડીએ છતાં વાસ્તવિક રીતે તો એકજ આકાશ સર્વત્ર વિસ્તરેલું છે તેમ જગત્ એ બ્રહ્મતત્ત્વનો મિથ્યા આભાસમાત્ર છે.

### જીવ સ્વરૂપ

સાગરનાં જળનાં વાદળાં થાય, તે વરસે તેમાંથી અનેક નદીઓ વહે. તેમાંથી એકાદ નદી ' હું નદી છું, હું નદી છું ' એમ ગાજી ઊઠે તેવી રીતે, જીવ પણ વાસ્તવિક રીતે બ્રહ્મરૂપી સાગરજ હોવા છતાં અહંતાથી પોતાનું બ્રહ્મસ્વરૂપ વિસરી જીવ બને છે. કાળ અને માયાને વશ પડે છે પિતૃઋણ, ગ્રહશાંતિ, દેવસેવા વગેરે વ્યાપારોમાં જકડાઈ જાય છે, પિતા, માતા, પત્ની, પુત્ર અને ધનની વાસનારૂપ સાંકળો તેને કેદી બનાવી મૂકે છે–બ્રહ્મથી હું જુદો છું એ એક અહંભાવ જાગવાથી ધીમે ધીમે માયાના પંકમાં તે ઊંડો ને ઊંડો ડૂબતો જાય છે, સદ્‌ગુરુની કૃપાથી જ્યારે કોઈ વખત તેનો અજ્ઞાન અંધકાર ટળે છે ત્યારે તેને અહં બ્રહ્માસ્મિ પોતાના દિવ્ય બ્રહ્મસ્વરૂપની ખાત્રી થાય છે. પોતાને અનેક અવતાર લેવા પડેલા. પોતે પાડો, કાગડો ભિક્ષુક, રાજા કે બ્રાહ્મણના ક્રમશઃ અવતારો લીધેલા તે સ્વપ્નસમ ભ્રાંતિરૂપ હતું એમ તેને ત્યારે સમજાય છે પોતે બ્રહ્મમય હતો, બ્રહ્મમય છે, સ્વ સ્વરૂપમાં કાંઈ ફેરફાર થયો નહોતો અને થવાનો નથી એવી તેને છેવટે ખાત્રી થાય છે —

' જેમ વર્ષાઋતુ જાય, શરદ ઋતુ રૂડી દીસે,
' દામિની દેખી પળાય, વાયુ મન હળવા હીસે,
' ચતુર્દિશ થમરે ચંદ, દહ દહ બહુ મનનો ભાગે—
' તેમ ભાગે ભવભ્રાંતિ . . (૧૫)

અને एकमेवाद्वितीय ब्रह्म । એ તત્ત્વ તેને હવે સમજાય છે.

ક્યાં છે તે–વણ ઠામ, ધામથી દૂર કે નેડો ? "
કોઈ અવકાશ નહિ તે ( બ્રહ્મ ) વિના, અધિક ન્યૂન નહિ, શું કહું ?' (૧૭)

આમ સર્વત્ર સભર બ્રહ્મ માત્ર ભરેલ છે એવી રીતે તેને ખાત્રી થાય છે

### માયા સ્વરૂપ

આતુ શુદ્ધ જ્ઞાન હવે થયુ તે તો ખરું, પણ અત્યાર સુધી આ ઘોર ભ્રાંતિ ઉપજાવેલી કોણે ? માયાએ માયાનું સ્વરૂપ અખો સૂક્ષ્મ રીતે વર્ણવે છે સ્થૂળ વાસનાઓ માત્ર નહિ પણ સૂક્ષ્મ અને બાહ્ય રીતે પવિત્ર ગણાતી રીતિઓ–આચારો પણ અહંકારયુક્ત હોય તો તે પણ માયારૂપ છે એમ અખો સમજાવે છે.

જે ક્રિયામાં અહંભાવ હોય તે માયાનો વિલાસ: અહંભાવ માત્ર તામસી અને રાજસી ક્રિયાજ કરાવતો નથી; પરંતુ બાહ્ય દૃષ્ટિએ સાધુતા ભરેલાં કર્મોમાં પણ માયાની દોરી ગૂઢરૂપે હોય છે. ભગવાનનાં કીર્તન કરી કે ધૂન મચાવી આડંબર કરનારા વર્ણાશ્રમોને જડતાથી પાળનારા; સિદ્ધિ માટે અષ્ટાંગયોગ સાધનારા, પિતૃપૂજકો, ષડ્દર્શનનાં વાદ કરનારા, રાજાઓ, કવીશ્વરો, જ્ઞાનીગ—ભૂત ભવિષ્ય કહી શકવાની સિદ્ધિવાળાઓ, પોતાને ઈશ્વરાવતાર ગણાવનારાઓ; દેવોનાં દર્શન કરાવી આપનારા, અને વિરાટ્ બ્રહ્માંડનો સાક્ષાત્ અનુભવ કરાવી દેનારા આ સૌ બાહ્ય રીતે સુમાર્ગે જણાય છે; પરંતુ વાસ્તવિક રીતે તો માયાની દોરી ગળામાં નાખી મર્કટ પેઠે નાચી રહ્યા છે—કારણકે અન્યને શક્તિ દેખાડવાની સૂક્ષ્મ અહંતા તે સૌમાં ગૂઢ છે. અખો આથી પણ આગળ જઈ કહે છે કે—જો કોઈને ઈશ્વરનાં દર્શન થાય, કોઈ સિદ્ધ બને કે દેવલોકમાં જાય તો પણ તે માયાનું વિલાસિત જ છે એમ સમજવું ઘટે, કારણ કે પિંડ, બ્રહ્માંડ, જીવ, સ્વર્ગ વગેરે કાંઈ સત્ય નથી. માયાથી જ તે દેખાય છે! બાકી તો સર્વત્ર ચૈતન્યઘન નિરાકાર નિર્વિકાર બ્રહ્મ જ ભર્યો છે.

## સાધના

આ બ્રહ્મ કેમ સમજાય? જીવનમાં વાસ્તવિક રીતે કેમ ઊતરે?—તેવા પ્રશ્નના ઉત્તરમાં અખો કહે છે કે

(૧) પરમ તત્ત્વ—તેનો વારંવાર વિચાર કરવાથી હું કોણ? તું કોણ? જગતનું સ્વરૂપ શું? જીવનું સ્વરૂપ શું? તે બાબતના પુનઃ પુનઃ વિચારથી બુદ્ધિ ઉત્કટ બની, સમજાશે કે હું, તું, જીવ કે જગત્ તેમાંથી કાંઈ સત્ય નથી. एकमेवाद्वितीयं ब्रह्म। એક બ્રહ્મજ પરમ સત્ય છે. કર્મ, ભક્તિ, યોગ એ માર્ગોને નકારી અખો જ્ઞાનમાર્ગનેજ ઉત્તમ ગણે છે.

(૨) આ જ્ઞાનને વિશુદ્ધ સ્વરૂપે જાગૃત કરવા આવરણો—વિક્ષેપો—ટાળવાની જરૂર છે. તે વિક્ષેપો બહિર્મુખ વૃત્તિઓને અંતર્મુખ કરવાથી ટળી શકે અને બ્રહ્મ તત્ત્વનો પરિણામે અનુભવ થાય છે.

ગુરૂ પા, તારો ઈજ, નથી બીજો કોઇ વાજવા,
બાના સુરતને રાખ્ય, વાળ્યે અંતરમાં સેવા.

(ઇ) ઉદ્ધરેદાત્મનાત્માનમ્ । એ માર્ગ સુકર ન જણાય તો સદ્ગુરુનું શરણ શોધી તેમની દ્વારા આ મહાજ્ઞાન જીવનમાં ઉતારવું. આવા જ્ઞાનને પચાવવા માટે ગુરુની પ્રખર શક્તિની સહાય ઉપર અખો ખૂબ ભાર મૂકે છે. 'ચરણ કમળ ગુરુદેવનાં સેવતાં સહજ હરિ મળે' (૪–૫) 'સગુરો જાણે સંચ' (૫–૪) 'અંબરવત્ તે કંથને ઓળખ અખા ! સદ્ગુરુ કહે' (૬–૬) 'ચરણ કમળ ગુરુદેવને શરણ જતાં સિદ્ધ ઉપજે' (૧૨–૫) 'સદ્ગુરુ પરમ શુદ્ધ શોધતાં, અખા પામી લે વર વિજે' (૧૩–૬) 'સાન સમી કહે સંત' (૧૬૦) 'ગુરુ ગમે આલોચતાં સહજપણે સર્વે કળે (૧૬–૬) 'ગુરુ તણી દ્રષ્ટે જોતાં અખા, ભિન તે સર્વ વામિયે' (૨૪–૫)

ગુરુ શિષ્યની (દત્તાત્રયના શિષ્ય કાર્તિકેય વગેરે) પરંપરા ૩૨, ૩૩, ૩૪મા છપ્પામાં આપેલ છે. તે જ્ઞાન માટેનો અખાનો પક્ષપાત સિદ્ધ કરે છે.

'અનુભવ બિન્દુ'ના છપ્પા આવી રીતે બ્રહ્મ, જગત્, જીવ, માયાનું સ્વરૂપ અને બ્રહ્મજ્ઞાન માટેની ઉચિત સાધના વ્યવહારુ સરળતાથી સમજાવે છે.

## કાવ્ય ભાષા

'અનુભવ બિન્દુ'ની–કહોને અખાની–કાવ્યશૈલી અને કાવ્યભાષા અન્ય કવિઓ કરતાં ઘણી રીતે ભિન્ન છે. અખાની કવિતામાં નરસિંહ કે મીરાંની સુકુમારતા નથી; પ્રેમાનંદની પ્રૌઢ સંસ્કારિતા નથી; દયારામની ઊર્મિના નર્તનો અને મધુર સુરાવલિ નથી. છતાં અખાની કવિતામાં ચેતનભર્યું ધન જેમ ભર્યું છે તેનાં ટૂંકાં વેધક વાક્યો અર્થથી વિજળી–સમાં ઝબકી રહે છે—હૃદયની આરપાર જાય છે.

તત્ત્વજ્ઞાનના ગહન વિચારોનું પૂર, ભાષાના કાંઠા તોડી ઉભરાઈ જતું લાગે છે. વિપુલ અર્થભાર રહેતાં ભાષા લથડી પડે છે, વિકૃત પણ બને છે. શિષ્ટ સમાજ કે સાહિત્યમાં સામાન્ય રીતે ન વપરાતા શબ્દોનો પ્રયોગ; શબ્દોને કાપી, ટૂંકા કે વિશ્લેષથી કઢંગા બનાવી દેવાની અને મારી મચડી અપ્રચલિત અર્થમાં વાપરવાની પદ્ધતિ; વેધક છતાં સૌંદર્યવિહોણી ક્વચિત્ અશિષ્ટ લોકોક્તિઓની પરંપરા; વિચિત્ર રીતે અવ્યાહત વાક્યરચનાઓ; વ્યાકરણના સામાન્ય નિયમોની પણ ઉપેક્ષા, વાક્યોમાંથી જાગી ઉઠતા કર્ણકટુ કઠોર સૂરો અને આ સૌના પરિણામ રૂપે જન્મતી અર્થ–ક્લિષ્ટતા, સંદિગ્ધતા અને દુર્બોધતા આ સૌ ભાષાવિકૃતિનાં લક્ષણો છે. છતાં અખાની ભાષામાં 'પૌરુષ જોમ', તીવ્ર આવેગ, અને હૃદયવેધી સચોટતા હોવાથી તત્ત્વજ્ઞાન જેવો ગહન વિષય પણ તે વિશદ અને રમતો કરી મૂકે છે.

આનું કારણ એક છે: અખાનાં દૃષ્ટાંતો કવચિત્ મેઘની ઝડી પેઠે વરસે છે. કવચિત્ અર્થ વિશદ કરવા કોઈ મનોહર જીવનચિત્ર ખડું કરે છે. (છપ્પા ૧૫, ૨૭) કવચિત્ એકાદ ન્હાના દૃષ્ટાંતથી વિજળીની ચાંપ દાબવાથી આખો ઓરડો પ્રકાશી ઊઠે તેમ જટિલ અર્થ સરલ બની રહે છે. આ દૃષ્ટાંતો ઘણાંખરાં સામાન્ય ગ્રામ્યજીવનમાંથી જ તારવેલાં છે. એટલે કાલિદાસ કે ન્હાનાલાલના અલંકારો જેવા સૌંદર્યના રંગો તેમાં નથી; પણ અર્થને હૃદય સોંસરવો ઉતારવાની વિરલ શક્તિ તો તેમાં ભરી છે.

કવિ નર્મદે અને કવિ નથુરામ શુક્લે દરેક કવિની ભાષાને 'સુંદરી' સાથે સરખાવી છે. તે પગલે ચાલીએ તો અખાની કાવ્યભાષા સ્નાયુબદ્ધ માંસપેશીઓવાળી, ઊંચી, પ્રચંડ, કઠોર-દેહધારિણી, વિશાળ નયનોમાંથી જ્ઞાન અને ઓજસ્ પાથરતી કોઈ ઉગ્ર શક્તિમતી સ્ત્રી (Amazon) નું ચિત્ર ખડું કરે છે.

## તત્ત્વજ્ઞ કે કવિ?

"જ્ઞાનીને કવિમાં ન ગણીશ" એ અખાના નિરભિમાન કથનને વળગી, પહેલી દૃષ્ટિએ તો અખો કવિ કરતાં જ્ઞાની વધારે જણાય એ ખરું; પરંતુ તેની એકાગ્ર અખંડિત કાવ્યધારા, દૃષ્ટાંતોની કલ્પનોત્તેજક પરંપરા, ગહન વિષયને કાવ્યત્વને તાંતણે વણી નાખવાની વિરલ શક્તિ; જ્ઞાનના આનંદની ઊર્મિનાં પદે પદે અનુભવાતાં સ્પંદનો, તેની હૃદયસ્પર્શિતા, તેનું પ્રબળ વેધક ઓજ—આ બધાં તત્ત્વો અખાની કવિતામાં ઉચ્ચ કોટિનું કાવ્યત્વ સિદ્ધ કરે છે. બ્રહ્મજ્ઞાનના વિરલ રસથી અખો ડોલી ઊઠે છે—વાચકને ડોલાવે છે. ભાષાનો પ્રયોગ અનોખો હોવા છતાં છેવટ તો અખો કવિતાના રણમાં જીતે જ છે. કવિતામાં બ્રહ્મજ્ઞાનનો આવો વિરલ રસ રેલાવનાર અખો જ્ઞાની પણ છે અને કવિ પણ છે.

પ્રો. શંકરપ્રસાદ છ. રાવળ

# માંડણની 'પ્રબોધબત્રીશી' અને અખાના 'છપ્પા'

ગુજરાતી સાહિત્યનો આરંભકાળ (સં. ૮૩૫ થી ૧૪૫૯) વીતી મધ્યકાળ (સં. ૧૪૫૯ થી ૧૯૦૮) પ્રવર્તે છે તેમાંની નરસિંહયુગ (સં. ૧૪૭૫ થી ૧૬૦૦) ની છેલ્લી શતાબ્દિ, એ અખા ભક્તના પુરોગામી માંડણનો સમય છે. આ યુગના નામાંકિત સાહિત્યકારો—નરસિંહ, ભાલણ, પદ્મનાભ, ભીમ, મીરાં, ભાલણપુત્રો–ઉદ્ધવ અને વિષ્ણુદાસ, કેશવ હરિરામ, શ્રીધર, ગણપતિ, કર્મણ, જનાર્દન, લાવણ્યસમય વગેરેની નામાવલિમાં માંડણના નામનો પણ સમાવેશ થાય છે.

આ યુગના આ આગળ પડતા સાહિત્યકારોના કાવ્યાદર્શો, કૃતિઓ કે વિષયોએ જ માંડણને પણ સાહિત્યકાર બનાવ્યો છે. એ જ દેશકાલે અને તેમાં વસી રહેલા સંસારીઓ અને તેમના સંસારચિત્રોએ આ ભિન્નરૂચી કવિગણોને સાથે સાથે પ્રેરણા પાઈ છે. એક જ જાતની પરચક્ર તળેની રાજકીય પરતંત્ર સ્થિતિ, એક જ જાતનાં સંસ્કૃત સાહિત્યનાં આંદોલનો, મુસલમાન જેવા પર સંસ્કારોનાં આગમનો, આક્રમણો અને સમન્વયો, એક જ ધાર્મિક સંપ્રદાયનું જૈનબંધુઓનું સાહિત્ય, તે વખતે દેશમાં પ્રચલિત શિવ, વૈષ્ણવ કે દેવી પ્રત્યેની ભક્તિ ને જ્ઞાન માર્ગીઓના સંપ્રદાયો આ સૌનાં પ્રતિબિંબો ઝીલાય એટલાં ઝીલી આ સાહિત્યકારોની સાહિત્ય કૃતિઓએ પોતાનું જીવન ઘડ્યું છે.

તે સમયની સામાજિક સ્થિતિના વર્ણભેદ, ધાર્મિક ઝઘડા, રીતરીવાજો, જનસ્વભાવો, સાચાં કે મિથ્યા સામાજિક બંધનો, નૈતિક શિથિલતાઓ, અજ્ઞાનમય અને તેથી વહેમી લોકજીવન, ધર્મને ઓથે થતા દ્વેષ ભાવો, ઉચ્ચ જાતો અને રોગો, અંધશ્રદ્ધાથી એ ચાલતા ભક્તિ કે જ્ઞાન માર્ગના સાચા અનુયાયીઓના અકાળે લીધેલા વૈરાગ્યો અને તે ઉપરથી ફૂટતાં પાત્રો આવાં લોકજીવનની વિવિધતાઓના લક્ષણો તે જમાનાના સાહિત્યના ચહેરામાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે દર્શન દે છે.

માંડણની કાવ્યશક્તિનું સબળ દર્શન એના એક તત્ત્વજ્ઞાનમય કાવ્યગ્રન્થમાં ઉજ્જવળતાથી ઝળકી ઉઠે છે. સાહિત્યના આ અંગને માટેની સળંગતા અને સફળતાથી ખીલવનાર માંડણ, સામાન્ય

પ્રયોગો કરતાં કે આપણી ધર્મ-સંહિતાઓના નીરસ કુમકાઓ ખાંડી આખ્યાનકારો બનેલા કવિઓ કરતાં વધારે ઉચ્ચ પદને યોગ્ય ઠરે છે. ગુજરાતનું જનમંડળ કવિએ એના કાળમાં જોયું. એની અજ્ઞાનદશા અવ્યવસ્થા અને નિર્બલતા એણે તાત્ત્વિક દૃષ્ટિએ નિહાળી અને એમની આગળ નિર્મળ તત્ત્વદર્શન મુકવાની ઇચ્છા થઈ. અનુભવથી એણે એમની જીવનની રહેણીકરણી પ્રત્યક્ષ કરી. જ્ઞાની અને મૂર્ખ, પ્રેમી અને શુષ્ક, ડાહ્યા અને ગાંડા આ સૌ આપણી ઠરેલ અને ઠાવકી વ્યવહારકુશળ ગુજરાતી પ્રજામાં પોતાના વક્તવ્યને સચોટ કરવા કહેવતનો ઉપયોગ કરે છે. કવિએ આમ-લોકનીજ ભાષા વાપરવાની દૃષ્ટિએ, એની કાવ્યશક્તિ ખીલવી. એમાં ભારોભાર અસંખ્ય કહેવતોના આડાઅવળા તંતુઓ ગોઠવી, લોકભાષાને વણી દીધી છે અને 'બહુ તાતણા બળવંતા' એ ન્યાયે એણે કાવ્યને રસાળ, ઔચિત્યભર્યું અને બળવંતુ કર્યું છે

કોઈ મહનજોશીનો એ શિષ્ય હતો. એની જ્ઞાનપિપાસા એની બહુશ્રુતતાને નવપલ્લવિત કરતી જાય છે 'ગુજરાત શેરી સાકડી,' 'પેટ ભરાયું તો પાટણ ભરાયું,' 'પાટણના પરોણા', 'બારે વરસે ગોદાવરી' 'નાગરીનાં ગોઠણપણાં' આ અને બીજી અનેક કહેવતો કહે છે કે એણે ગુજરાતી જનમંડળ સાથે પ્રવાસ કરી, સહવાસ સેવી, ગાઢ પરિચય કર્યો છે. એના જીવનની અગાધતાઓમાં એ પ્રવેશ કરી શક્યો છે. એને જેવું હતું તેવું એના શબ્દોમાં એણે વર્ણવ્યું છે અને જુની ગુજરાતી ભાષાના સૌંદર્ય અને રસવૈભવને એણે કલાનિપુણ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ સરલતાથી સુરેખ કરી બતાવ્યાં છે.

કહેવતને ખાતર કહેવત વાપરવાની ગાંડી ઇચ્છા કોઈપણ કવિની કૃતિને રસભંગભરી અને દૂષિત કરી મુકે છે. કહેવતો એ જનમંડળના ચિરસેવ્યા ઊંડા ડહાપણની, અગાધ નિરીક્ષણતાની, ઊંડા અનુભવની અને સચોટ શબ્દસૌંદર્યોની મોંઘી ઉત્પત્તિ છે. એને જોઈએ ત્યાં અને જેટલી જોઈએ તેટલી વાપરવામાં આવે તો સુકવિને હાથે એનું સૌંદર્ય પણ વેડફાઈ જતું નથી પણ વધે છે. કહેવતોના ઉપયોગથી કાવ્યરસ મરી પડતો નથી. એ લેખકના કથનને સફળ ને તાક્યું તીર બનાવે છે. આવી કહેવતોમાં લૌકિક ન્યાયો, લોકપ્રિય ઉક્તિઓ, રૂઢિઓ, અનુભવથી છવદાતી શિષ્ટ સાહિત્યકારોની સદા મુખાગ્રે વસી રહે એવી સફળ શબ્દાવલિઓથી આપણું સંસ્કૃત સાહિત્ય તેમજ ગુજરાતી સાહિત્ય ભરપૂર છે.

એનાં મૂળ શોધવાં, એના ફેરફારનો ઇતિહાસ આપવો, એ ઉપરથી જનમંડળના ઇતિહાસનાં અનુમાનો કરવાં એ સમર્થ ભાષાશાસ્ત્રીઓનો અને રસિક અભ્યાસકોના અખંડિત સ્નેહશ્રમભર્યો પ્રિય વિષય છે. ગુજરાતી ભાષાનું આવું ગોઠું અઢળક ધન આપણા ભાષાસાહિત્યના વિશાળ રણની રેતી અને મૃત્તિકાના કણોમાં છુપાયલું પડી રહી, શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા અધો સૈકાનો શ્રમભાર રસિકતાથી સહી શકે તેવા પંડિતોની રાહ જોતું પડ્યું છે તેને કેણું કરી, તારવી, સંશોધને સંસ્કારી, ગુજરાતી સાહિત્યના પુણ્ય મંદિરમાં પધરાવવાનું છે. આને માટે કેટલાક પ્રયત્નો થયા છે.[1] પરંતુ તેનો નવીન દૃષ્ટિએ પુનરુદ્ધાર અપેક્ષિત છે. સંસ્કૃત સાહિત્યમાંથી તારવી કાઢેલા 'લૌકિક ન્યાય સંગ્રહ,'[2] 'લૌકિક ન્યાયાંજલિ,'[3] 'આપ્ટેનો સંસ્કૃત કોષ' અને 'સંસ્કૃત નિબંધની માર્ગોપદેશિકા' વગેરેમાં આછો આછો સૂચક રીતે આવી રૂઢિઓ, ન્યાયો, ઉખાણા, કહેવતો દર્શન દે છે તે તથા લોકવાણીમાં આવી રહેલાં પ્રાકૃત, અપભ્રંશ અને જુની ગુજરાતી દ્વારા આપણા લોકજીવનના વપરાશમાં વિકૃત થતાં ન થતાં છતાં સતત ધારાએ વહેતાં રહ્યાં છે.

નરસિંહથી માંડી છેક દયારામ[4] સુધીના આપણા કવિગણોએ થોડે કે ઘણે અંશે એમનો આશ્રય લઈ એ ધારાને જાળવી છે. પણ જુની ગુજરાતીનાં માંડણ કે શ્રીધરે તો એનો બેસુમાર ઉદારતાથી આશ્રય લીધો છે છતાં ઔચિત્ય ભંગનો દોષ નથી વહોર્યો એ એમની સમર્થતાની ખાસ

---

૧ આશારામ દલીચંદ શાહ સંગ્રહિત 'કહેવત સંગ્રહ', દામુભાઈ શામળભાઈ મહેતા સંગ્રહિત 'ગુજરાતી કહેવતો,' મોતીલાલ ભીખાભાઈ ગાંધી સંગ્રહિત 'રૂઢિ પ્રયોગ' વગેરે વગેરે. સ્વર્ગસ્થ મણિલાલ વ્યાસે પણ કહેવતોનો સંગ્રહ આદર્યો હતો પણ એમના અવસાને એ અધુરો જ રહ્યો છે.

૨ જુઓ ડૉ. બ્યુલરનો સુવિખ્યાત 'કાશ્મીરનો અહેવાલ' (ઈ. સ. ૧૮૭૭) આ સંગ્રહ રજપુત રઘુનાથ સંગ્રહિત છે.

૩ કર્નલ જી. એ. જેકબ કૃત (ઈ. સ. ૧૯૦૦)

૪ જુઓ (૧) 'સાત સાંધે વહાં તેર તૂટે' (નરસિંહ મહેતા) (૨) 'ભીડી સાંચરે તીતર ખાય, તેમ થયું આજ મારે' (પ્રેમાનંદ) (૩) 'લે લે લોક જડાય તણો, ઉદર કાજે કુંભાર ખણ્યો' (અખો : છપ્પા) (ભાગવદ્દશમ) (૪) 'થોરી તે શાનો ચાક ? ચડ્યું છે તે શાનો ખાડ ?' (શામળ નંદ : બત્રીશી). શામળે 'અંગદ વિષ્ટિ' કાવ્યમાં એ કહેવતોનો બેહદ ઉપયોગ કર્યો છે.

ખુબીઓ છે. પોતાના ઉખાણા વીશે ઉલ્લેખ કરતાં માંડણ તેમની અસંખ્ય સંખ્યા જોઈ ગભરાઈ જાય છે [૫]

અખો એની લોકપ્રિય કવિતાના પદ્યબંધને ' છપ્પા ' કહે છે. અખાના છપ્પા પિંગલાચાર્યના છંદઃશાસ્ત્રના છપ્પા નથી. ૭ ચરણની ચોપાઈને અખાએ 'છપ્પય' કહ્યા છે. અખાના છપ્પાનું મૂળ આપણે માંડણના પદ્યબંધના સ્વરૂપમાં જોઈએ છીએ. અખાના છપ્પાઓ જુદા જુદા સમયે રચેલા છે; અને માંડણે જેમને ' વીશી ' સંજ્ઞા આપી છે તેને એ ' અંગ ' સંજ્ઞા આપે છે. અખાના આ છપ્પાની સંખ્યા ૭૪૬-ની છે ત્યારે માંડણના છપ્પાની સંખ્યા પ્રત્યેક વીશીના વીસ વીસ અને વધારાના ચાર મળી કુલ ૬૪૪ ની છે.

' એ પ્રબોધબત્રીશી સાર, વીશી વીશી જોઇ વિચાર.
ઉખાણા બહુ આદર કરી, જોયા અર્થ વિધિ વિસ્તરી.
એ સંખ્યા ષટશત ચોઆલ, પહિલૂ આપ પછઈ શીખ બાલ ' ૬૪૧
( માંડણ: પ્રબોધ બત્રીસી )

કહેવતોનો ઉપયોગ પણ બહુ વિસ્તારથી નહીં છતાં અખાએ પણ છૂટથી કર્યો છે અને તેમાંની ઘણીએક અંગેએ એકજ વાપરી છેઃ

" સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ. ૧૨
ગોળે મરે કાં શોધે વખ ? તપી ભમી કાં પામે દખ ? ૩૧
અખા ! મોટું છે એ વાંકડું, જેમ કરવડું વીંછીએ માંકડું. ૩૯
એક મુકી અન્ય સાધન કરે, જેમ ભમરોગી વિજયા વાવરે. ૨૯૪
સૂકું જ્ઞાન ને બંડળ મુછ, કરપી ધન કુતરાંનું પુછ:
એ ચારેથી અર્થ ન થાય, સામું એબ ઉઘાડે કાય. ૩૧૧
અખા ! વસ્તુ સરીખો થાય; તે હીરે હીરો વેધાય. ૪૧૨

(૪) ' સો મણ તલથી શું કર્યું ? રહ્યું અંધારૂં ઘાર. "
( દયારામ પ્રબોધ બાવની )

૫ ' અખની રહી ઉખાણા સરી, તે કિમ સકાઇ પૂરા કરી ?
ઇમ કરતાં જે જે સંભર્યાં, તે તે ગ્રંથ માહિ વિસ્તર્યાં.
ઘડા ગજ્ઞ સ્થુલ અંગુલિ મણું, તિમ આકુળિઇ પૂરણ થયું ૬૪૨
( માંડણ : પ્રબોધ બત્રીશી )

બીજે સ્થળે એ કહે છેઃ
" ઉખાણે દઇ લાગું મન, યમ ઉકરડા માંહિ રતન. " ૧૮૦
( માંડણ : પ્રબોધ બત્રીશી )

અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાં કોદરા ભળ્યા;
પીંસ ન થાય ન થાય ઘાણી, કહે અખો એ વારો જાણી ૧૩૫
આંધળો સસરો ને શણગટ વહુ, એમ કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઈ ને સમજ્યાં કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું;
ઊંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક. ૧૩૬
(અખો : છપ્પા)

અખાએ આમ સ્વતંત્ર રીતે સરખી કહેવતોનો ઉપયોગ કર્યો હશે; છતાં બન્ને કવિઓનું વિચારદર્શન પણ ઉપરની કહેવતો અને બીજાં અનેક સ્થળે એકજ ને આબેહૂબ મળતું આવે છે. બન્ને કવિઓના આ જાતના કાવ્યનું, તેના વિચારોનું, તેના પદબંધનું, તેની સંખ્યાનું અને તેની શૈલીનું આ મળતાપણું સૂક્ષ્મ વાચકને જણાયા વગર રહે એમ નથી.[1]

'પ્રબોધ બત્રીશી' કાવ્ય એ માંડણ કવિના પાકટ વયની કરેલી ઉપદેશપ્રધાન કૃતિ લાગે છે. આ ઉપદેશાત્મક કાવ્યમાં કવિનાં સંસારજ્ઞાન અને તત્ત્વજ્ઞાન ઠલવાઈ રહ્યાં છે. લગભગ સૈકા પછી થયેલા 'અખા ભક્ત'ના તે સબળ પુરોગામી છે. એની બહુશ્રુતતા ફુલીફાલી પલ્લવભરી ઘટા બની રહી છે. 'વીશી'એ 'વીશી'એ એના તીવ્ર વેદાંત જ્ઞાનની ધારાઓ જોશભેર ફુટી રહી છે. એક અખંડિત જ્ઞાનગંગાનું 'વહન વણઅટક્યું એના ઉદ્દિષ્ટ વિવિધ વિષયોને તરબોળ કરતું કરતું સરલતાથી વહી રહ્યું છે. વહેનની નિર્મળતા વક્તવ્યને અને તેટલા શુદ્ધ સ્વરૂપે રજૂ કરી રહી છે. બત્રીશે વીશીરૂપ પાંદડીઓ એમના કાવ્યપુષ્પને સુંદર અને સરસ રીતે મોહાવી રહી છે. થોડાંક દૃષ્ટાંતો લઈએ —

'ભક્તિવીશી'માં કવિ તેના સમયના શ્રોતાઓ કેવા હતા તે યથાર્થતાથી કહે છે:

"ખિણ સાંભળવા શ્રોતા મિલ્યા, જાણ્યું તિલ કોદરમાં ભળ્યા!
તેહની પરસિ ન ઘાણી હોઇ, નાખિ ભાસ ન પરઠ હોઇ,
ધમ કરવા તે નવિ ફુટિઈ. સેવંતરાં ઠાલિં કુટીઇ. ૩
(ભક્તિ વીશી)

૧. જુઓ, આ કથનને પુષ્ટિ આપતો સૌથી પ્રથમ અભિપ્રાય : "આ ગ્રંથનો રચનાબંધ, વિષય વર્ણવવાની પદ્ધતિ, સામાન્ય વ્યવહારના વચનો અને 'ઉખાણા'નો ઉપયોગ વગેરે અખાના પુરોગામી તરીકે આ કાવ્યને (પ્રબોધ બત્રીશીને) ખૂબ મહત્ત્વ આપે છે." ડૉ. મંજુલાલ મજમુદાર: 'અખો' ૧૯૨૯-૩૦ સ્કૂલ લિવિંગ પરિક્ષા માટેના' કાવ્ય-સંગ્રહની સમજુતી.'

'ગૃહસ્થાશ્રમ વીશી' માં ઘરનાં જ દેવદેવીતુલ્ય માતાપિતાને અપૂજ રાખી, મુવા પછી તેમને વરાઓથી સંતોષવા મૂર્ખ પ્રયત્ન કરનાર કુપુત્રનું એ ચિત્ર આલેખે છેઃ—

"માતાપિતા મેલ્હી કીકરૂં, પૂજઇ દેવ કરઈ બહુ ભરૂ.
માઈબાપ મુઆં ટલવલી, જાત્રઈ જલ દીધું અંજલિ.
જીવતાં મહુનાહાર નવિ કર્યાં, ઘર બાલી નઇ તીરથ કર્યાં. ૩૫"
(ગૃહસ્થાશ્રમ વીશી)

સારા જીવનભર એકજ જાતનું શુષ્ક કામ કરનાર અને તે પણ નહીં કરવાનું કરનારને કવિ કેવો ચીતરે છે ?—

"રસના રામ વિના મોકલી, પગ્ગુ ચતુર્ભુજ વિણુ બહુ ચલી,
પગ પીતાંબર વિણ બહુ પડ્યા, કર કેશવ વિણ વિધિ વલ્યા,
કુડિયા મધ્યિ કાયા ખઈ. જં જીવઈ તા સીવઈ સઈ. ૭૪"
(દાન વીશી)

કવિ, કહેવતોનો ઉપયોગ, એની વાણીને સરસ અને સચોટ કરવા જ્યાં ત્યાં કરે છે. એમાં એ ઔચિત્યથી જરાએ આઘો ખસતો નથી. સંસારના સૂક્ષ્મ અને દૃષ્ટાંતરૂપ અવલોકનો કરવામાં એની કલ્પનાશક્તિ ફલદ્રુપ બની જાય છેઃ—

× × × ×

"બૂઝ્યું નેચિ મહિલા આપણી, કુમાર્ગિં કુમારા ભણી. "૧૫૧
(અદ્ભુત વીશી)

"પ્રસન્ન વદન, સદા મનિ ભંગ, પર ઉપગારિ પહિ પહિ અંગ,
સોઇ સજ્જનની સાચઈ સેવ, અમૂં દૂધઇ ઘુડા મેહ ! ૨૨૦"
(સજ્જન વીશી)

"ખોટી પ્રીતિ બહુ તન લાગ. ચરનારી સંગ અંતરિ દાગ.
રોળ્ય સ્વરામાં એ જાણુ રંગ. પાપત્ય આપઇ વિલસવાં અનંગ.
જ્યું વં આંખિ ભરાઇ ન દાઇ, ચાહિ હાથિ ન ભૂખ સમાઈ.
(સાધારણ વીશી)

× × ×

આતણુ આઇ જણ્યા દીકિરા, માંચીના માંકણ થઇ રહ્યા. ૪૭૩"
(ઉપદેશ વીશી)

× × ×

'રાંધી ખીર તે ઓલમાં' ગણ્યુ. ઢાંકી તેહુ. પાતાઈ હણ્ય !' ૪૧૬
(કૃપણ વીશી)

કવિનો તીર્થ પ્રવાસ પણ ઘણો છે, છતાં ઉવરે આદર્શ ભાવે પ્રભુ ચરણ લઈ એ કહે છે:—

" ભાઈ તીરથ મઈ જોયાં ફરી, બારે વરસે ગોદાવરી.
તોરા ચરણ શરણ દલ સીધ, અમિ ધૃત વહ્યાલિ વીધ.
એ મન જેણુઈ નહિ થઈ, તન મદ ધરણે આણ્યું રાઈ. ૪૭૨
કિમ એ સાજો રહિ શરીર ? વાધ બિંદુ વચ્ચિ પીઉં નીર. ૪૭૩ ."

× × ×

ભાઈ તીરથ કઠિના કહિ તણું ? ઘણા ધરના ધમ ધડહણ્યું. ૪૭૪
( ચરણ વીશી )

અવની ડીંડી નહી તીરથ વિના, ગામિ ગામિ અવગાહિ જના,
મગતિ અગતિ સહુઈ ઈમ બાણુઈ, કમલતી ફુલ કેહા જિણુઈ ? ૪૮૫
( સેવા વીશી )

નાગરીની મૈત્રીના કવિ કેવાં વખાણ કરે છે!—

" જિણ્યુ અગતિ તેણુઈ નાહરી, જાવયું ગોહિ કરઈ નાગરી ! ૬૭૨ "
( સંતોષ વીશી )

કવિની જીવનવીશીનું એકેએક ચરણ એક એક રત્ન જેવું કીમતી લાગે છે. જૂનાં સાહિત્યરત્નોમાં સંભળાય છે એક એક શ્લોકના લાખ લાખ ટકા આપ્યાની વાતો આપણે સાંભળી છે. ને આ વીશીની કેટલીક ટુકોનું મહત્ત્વ જોતાં ખોટી લાગતી નથી. આ માટે ખાસ કરીને જુઓ રાજા ( ૫૨૮ ), પ્રધાન ( ૫૨૯–૩૦ ), સ્ત્રી ( ૫૩૧ ), પુત્ર ( ૫૩૪ ), વાણોતર ( ૫૩૫ ), અને ઇતર લોક ( ૫૩૯ ) વગેરે વગેરે વીશેના કવિના સુંદર, સરસ અને સચોટ સૂત્રાત્મક ઉદ્‌ગારો. આ ' જીવન વીશી ' અને ત્યાર પછીની ત્રણ ' ચંદન વીશી 'માં કવિ સુંદર મુક્તામાળામાં પરોવવા જેવાં મોતી રચે છે કહેવતો ગૂથવાની એની તીવ્ર હોંસને પણ એ ઘડીભર દાબી દઈ એક પછી બીજા વક્તવ્યને અસરકારક રીતે રજૂ કરે છે.

માંડણ કવિ તીવ્ર નજરવાળો સંસારનો સાક્ષી દૃષ્ટા છે. એની સૂક્ષ્મ દૃષ્ટિએ સંસારનાં વિષ અને અમૃત યથાર્થતાથી જોયાં છે. એ પરનોતોના જૂના હાસ્યપાત્ર પતિની એ કેવી હસાવત કરે છે!

" કાયઈ ધીજઈ થયું ઉન્માદ, કારે આપણિ હતાયૂં નાદ
પરણી ઉપરિ આણી નારિ, કલહ વચન ન સહ્યું બારિ.
લીધ, ભાર ઊઠી સુખિ સરઈ, આણ્યુ બાહું કહ્યું કિમ કરઈ ? ૬૦૪ "

પોતાના માનવજાત પ્રતિ અને તેમણે પોતાની માનીતી વિષ્ણુભક્તિ પ્રતિ કવિને કેટલો બધો સ્નેહ છેઃ—

"લક્ષ ચુરાશી ધરીઆ દેહ, માનવ ભવસું અધિક સનેહ.
વાણી આવઇ વિષ્ણુ વખાંણુ, હું મંડણુ ! અવતાર પ્રમાણ.
ધક માનવ (જુ) હરિપ્રસાદ, વેચી અજ અંકુરાનું વાદ. — ૧૮૦"

(રાજનીતિ વીશી)

કવિની વૈરાગ્યવીશી તો વૈરાગ્યમય જ છે. તીવ્ર, સચોટ અને વ્યાપક નિરાગરસ એ શાંતિથી એમાં રેડયે જાય છે. એના ઉદાત્ત્ચરિત ભાવ જુઓઃ—

"પે પે વહરપણું લેખવિ, તે જાણે મિત્ર તાહરા રાખિ.
છમ હલાવી પાતક ધોઈ, તે કાલા સપતાં તવ જાઈ,
કરજિ ન કહિ કચાનન મન્ન, છેદી નાક કરઈ અપસકન." ૧૯૭"

(વૈરાગ્ય વીશી)

જ્ઞાનપ્રદેશનાં ઘણાંએક ઉચ્ચ ગિરિશૃંગો ઉપર કવિ વિહાર કરતો કરતો ઘણાંએક સુંદર અને સનાતન સત્યો જોઇ શક્યો છે; એમ છતાં એનું હૃદય પણ કેટલું બીનું અને કુમળું એ રાખી રહ્યો છે !

"પે અઢા કરિ ચોખખાં પાત્ર, કીન દર્યાં અથ તોખ્યાં ગાત્ર.
કઈ હરિ સાધન કીધૂં ગોપિ, વાટાઇ વટ પીપલ તરુ રોપિ.
વાજ્યૂં હેમ ખણી કદાલિ, એ વિણુ ગરથ વહીતહ્ સાલિ. ૩૫૦"

(હૃદય વીશી)

કવિની પ્રેમસગાઇ પણ મનમેલી નથીઃ

"આશા અણુપાલિ નહી લાગ, ગાઇ વાઇ સુડઇ રાગ.
ચાલ સદાએ દીસીઈ આહી, સગાઇ ચઢાં કગાઇ નહી.
હવઈ મ પૂછીશ એ વહીવહી, જોયૂં સાતે ગસલ્યૂં ગહી. ૫૭૦"

(પ્રેમ વીશી)

મંડણની છેલ્લી સંતોષવીશી પણ એના લાક્ષણિક સ્વભાવના સંતોષની અમૃતઝરણી સરિતા જેવી છે. એ કહે છેઃ

"મેલ્હી સર્વ સ્વામી શરણિ રહિ, તું તુસઇ મોક્ષપદ લહઇ." (૧૧૧)

× × × ×

"વસુદેવ વિણુ જે સાધશે, પરમ માંહિ હરિ કોઇનું તિહું. (૧૨૨)

× × × ×

ભેદનાં નેત્ર સૂર શશિ વાહિ, દેશા દેત આખિ જણાઈ.
કિમ અણુઆવા વિણ વિધ રહી ? અંતર પ્રાણ પ્રકાશી કહિ.
એ આધારિ ત્રિભુવન રહ્યું, પીશા માહિ પીશા એ કહ્યું ૧૨૩

વેદ પુરાણ ભાવી ગયા સાર, રાખ્યું ધ્યાય બીજા વાર.
શાસ્ત્ર સ્મૃતિની એ વાત, દેઈ રાખી નહિ જઈ વાત.
બીજી વાત કિમ મન રહઈ ? તેરસ ત્રીજ તિહાં બેગા વહઈ."

(સતોર વીશી) ૧૨૪

માંડણની 'જ્ઞાન વીશીઓ'માં આથી વધુ વિહાર આપણે કરીએ નહિં. એની જન્મભૂમિ શિરોહીની તાતી તલવારના અસંખ્ય વૈરાગ્ય ઝટકા, અખાના પૂર્વજ જેવો એ લગાવે છે તેમ, ઉચ્ચ અને સુંદર ત્રિ-યુગોની લીલી લીલોતરી ઉપર શાંત જ્ઞાનાકાશની ઘટા નીચે શાંત કૌમુદીવિહાર પણ એ કરાવે છે

શ્રી ગજેન્દ્રશંકર લા. પંડયા

# અખાનાં કાવ્યોની આનુપૂર્વી

અખાનાં સળંગ કાવ્યોમાં 'અનુભવબિંદુ', 'ચિત્તવિચાર સંવાદ', 'ગુરુ-શિષ્યસંવાદ' અને 'અખેગીતા' મુખ્ય લઈએ. અનુભવબિંદુ છપ્પયમાં, ચિત્તવિચારસંવાદ ચોપાઈમાં, ગુરુશિષ્યસંવાદ દોહરા—ચોપાઈમાં અને અખેગીતા ધન્યાશ્રી તથા પૂર્વછાયામાં લખાયાં છે. 'પંચીકરણ' ચોપાઈમાં છે.

આ સળંગ કાવ્યોનો આરંભ પ્રેમાનંદ આદિ કવિઓનાં સળંગ કાવ્યોની જેમ મંગળાચરણથી શરૂ થાય છે (ચિત્તવિચાર સંવાદ તથા પંચીકરણ અપવાદ છે) આ મંગળાચરણ જ્ઞાનગ્રંથના વસ્તુને અનુરૂપ છે. જેમકે 'અનુભવ બિંદુ'માં—

(કુંડલિયા)

" પરમધામ પરમાત્મ હરિ, પ્રથમ કરું પરણામ,  
પરમજ્યોતિ પરબ્રહ્મ સદા, જ્યાં નહિ રૂપ ને નામ,  
નિર્ગુણમાં ગુણ અણછતા, આરોપી અખે આચર્યું  
સત્ય સાથ પરમાત્મા, હું નહિ એવી સ્તુતિ કરું.

(છપ્પય)

નિર્ગુણ ગણપતિ નામ, ધામ ધર ગુણને આયે,  
સ્તુતિ અંબરાતીત, દ્વૈતનિર્લિંગી નરાયે.

× ×

મુરલીધર તે થકે ચિદ્‌શક્તિ મહાસરસ્વતી  
જમલો ભણી અખો સ્તવે, સર્વાતીત સર્વનો પતિ."

'અખેગીતા'માં મંગલાચરણ ટૂંકું છે; પરન્તુ ગુરુ જે પરબ્રહ્મનું જ્ઞાન આપી શકે તે ગુરુ, તે બ્રહ્મ છે એમ જાહેર કરતાં અખો હરિગુરુ સંતની સ્તુતિ, પરબ્રહ્મની સ્તુતિ સાથે સાંકળી દે છે—

(રાગ ધન્યાશ્રી)

ૐ નમો ત્રિગુણપતિ રાયજી, સર્વે પહેલા જે પૂજાયજી;  
અગમ અગોચર જેને શ્રુતિ ગાયજી, ચરણ ચિંતવી હું લાગું પાયજી.

(પૂર્વછાયા)

ચરણ ચિંતવીને સ્તુતિ કરું. ચિદ્‌શક્તિ બ્રહ્માનંદની;  
અણછતો અખો અધ્યારોપ કરે. કથા નિજાનંદની.

'ગુરુ ગોવિંદ, ગોવિંદ ગુરુ, નામ યુગલ રૂપ એક,
તેને 'સ્તવું' નીચો નમીને, કરું બુદ્ધિમાને વિવેક.
પરાત્પર પરબ્રહ્મ જે, તે મન-વાણી ને અગમ્ય;
દેતો લક્ષ આપી શકે તે માટે ગુરુ બ્રહ્મ

× × ×

જાણે આમ હરિગુરુસંતની સ્તુતિથી પરબ્રહ્મની સ્તુતિ થતી હોય, ગુરુ તેજ પરબ્રહ્મ છે એવો અનુભવ થતો હોય, ગુરુનાં વચનામૃતથી એ અનુભવ અખંડ રહેતો હોય એવા હિલચી 'ગુરુ-શિષ્ય-સંવાદ'માં મંગળાચરણ નહિ જેવું જ છે'—

ગુરુચરણે શિષ્ય આદરે, પ્રેમે કરી પ્રણામ;
પદપંકજ પાવન સદા, નમો નમો પરધામ.

'ચિત્તવિચાર સંવાદ' એકદમ જ વસ્તુનો આરંભ કરે છે.—

'ચિત્ત કહે સુણ રે તું વિચાર! હું તું મળી કીજે નિરધાર
મારે તો પરિવાર જ.ગઢ, કામક્રોધ મોહાદિક સહુ.'

'પંચીકરણ'માં પણ એવું જ છે:—

'પિંડ બ્રહ્માંડનો કરું વિવેક, હરિજન તે જે દેખે એક;
પંચભૂતતણો વ્યાપાર, કરતા દીસે દેહાકાર.'

'કૈવલ્યગીતા' માં પણ એ જ રીતિ છે.—

આ હું પુરણ પુરુષોત્તમ પરબ્રહ્મ, દેખું છું હાજરાહજૂર રે,
પરાપારથી ભોલે પ્રાણપતિ, કેમ કહું તેનાથી દૂર રે ? —હું પુરણ૦

આ મુજબ મંગળાચરણની રીતિ જોતાં તે રીતિ 'અખેગીતા' માં સ્થિર થયેલી દેખાય છે; તેમ 'અનુભવબિંદુ'માં પણ સ્થિર થયેલી જણાય છે. આ બે રીતિમાં એક ફેર સ્પષ્ટ દેખાય છે. અનુભવબિંદુ માં ' "નિર્ગુણ ગણપતિ નામ," "વીણાધર" "મહાસરસ્વતી" એ નામો છે, જ્યારે અખેગીતામાં અખો બ્રહ્મ અને ગુરુનું એકાત્મ્ય નિહાળે છે અને ઉપરનાં નામોને સ્પર્શ કરવાની આવશ્યકતા જોતો નથી.

મંગળાચરણની રીતિ અમુકમાં છે ને અમુકમાં નથી એ પરથી અનુમાન તારવી શકાય: જેમાં મંગળાચરણો નથી, પરન્તુ કેવળ જ્ઞાનવિચારણા છે, જેવાં કે પંચીકરણ, ચિત્તવિચારસંવાદ, કૈવલ્યગીતા ને અખાનાં કાવ્યો,— તે અનુભવબિંદુ અને અખેગીતાની પહેલાંનાં છે. જે ઓછુંવત્તું કવિત્વ

'અનુભવબિંદુ' અને 'અખેગીતા'માં દેખાય છે તે એમાં દેખાતું નથી. ભાષાની સરળતા પણ ઓછી છે, પારિભાષિકતા વધુ છે. એટલે સંસ્કૃતમાં મળતા તત્ત્વજ્ઞાનના ગ્રંથો જે એણે શ્રવણ કર્યા હશે તે આધારે, સામાન્ય જનોને તે સમજાય તેમ એણે પદ્યમાં મૂક્યા છે. એમાં પણ 'ચિત્તવિચારસંવાદ'ની શૈલી વગેરે, જોતાં પ્રથમ 'પંચીકરણ': પછી 'કૈવલ્યગીતા'; અને પછી 'ચિત્તવિચારસંવાદ' રચાયાં હોવાનો સંભવ છે. 'ગુરુ–શિષ્ય–સંવાદ'ની શૈલી, લગભગ 'ચિત્ત-વિચાર સંવાદ' જેવીજ છે. એથી એ કાવ્ય પણ 'ચિત્ત વિચાર સંવાદ'.રચાયું હશે તે સમયમાં જ રચાયું હોય એવું લાગે છે. પરન્તુ આ બંને કાવ્યો ગુરુના મેળાપ અને તેની પાસેથી પ્રથમ પોતાને પ્રાપ્ત થયેલા જ્ઞાનની નિર્મળતા અને ઓજસ્ મેળવ્યા પછી અને લગભગ સંવત ૧૭૦૦ ના અરસાનાં લાગે છે. કેમકે 'ચિત્તવિચાર'માં ગુરુ વિષે અખો લખે છેઃ—

ઘણી વાતના ગુરુ મેં લહ્યા, તે તો પરપંચમાંહિ રહ્યા;
જે વિદ્યા જે હુંતી. ઘટી તેજ કળાનો ગુરુ સહી. ૩૭૦
ગુરુ કેવલ્ય કેવલ્ય તે ગુરુ, હું કેવલ્યનાં શું ઉચ્ચરું ? ૩૬૯
બિંબ જેવામાં પ્રતિબિંબ વડે, તેમ ગુરુ જોતાએ ગોવિંદ વડે,
તે પ્રતિબિંબ સજાકે ભલુ, તે માટે ગુરુને ગોવિંદ કહ્યું: ૩૯૧

આમ ભક્તિ–નવધાભક્તિ વિષે ચર્ચા કરતાં અખો લખે છેઃ—

અણચિંતો ગુરુ તેનો મળ્યો, ગુરુ રહ્યો ને શિષ્ય તે ટળ્યો,
લૌકિક ભક્તિ ત્યાં નવ હોય આપે આપની નીપજે સોય. ૪૦૫

—જ્યારે આ ચર્ચાનું દોહન તેની અખેગીતામાં આરંભના કડવા રૂપામાં "ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ, નામ મુગલરૂપ એક"માં આવે છે. આમ મંગલાચરણની પદ્ધતિથી તથા ગુરુ-ગોવિંદનું એક સ્વરૂપના પ્રમાણથી તેમજ કડવાબદ્ધ કાવ્ય લખવાની શાસ્ત્રીય પદ્ધતિથી—એમ ત્રણે રીતે જોતાં 'ચિત્તવિચાર સંવાદ' અખેગીતાની પૂર્વે લખાયલું છે, પરન્તુ મહાસમર્થ ગુરુના મેળાપ અને સાન્નિધ્યનિવાસ પછી.

હવે 'ચિત્તવિચારસંવાદ' અને 'ગુરુશિષ્યસંવાદ' બેનો અંતભાગ સરખાવીએ તો તેમાં નીચે મુજબ છેઃ—

તે માટે સુણ ચિત્તવિચાર, તેને નોહે ભવસંસાર,
ધ્યાન નહિ તે રહને વિષે, કહે અખો એમ સમજો સુખે.

૧સ્તુતિની ઝાંખી પ્રથમ આ કાવ્યમાં થાય છે.

'ગુરુશિષ્યસંવાદ'માં આ પ્રથા વિસ્તારાઈ છે.—

ગુરુ શિષ્ય નામે ગ્રંથ એ જેમાં ખંડ છે ચાર;
હરિચરણે જેને વાસ કરવો હોય તે સુણો નાર.
અંતરજામીએ જે કહ્યું તે અખે કીધો વિવેક,
દૂષણ ભૂષણ હરિભણી, એંથી ઉપર વળી એક

'અખેગીતા'માં આ રીતિ આથી વધુ વિસ્તાર પામી છે —

પદ દશ ને ચાલીસ કડવાં છે પરમપદની વાટ;
સંસાર સાગર ઉપરે એ સેતુ બાંધ્યો ઘાટ.
એણે ઘાટે જે આવી ચડશી, તે સુખે પામશે પાર:
ન ણુડે બિરદ બાંધી કહે અખો નિરધાર.
બારે ઊંણા પાંચસે એ, અખેગીતાનાં ચરણ,
ચરણે ચરણે આત્મવિદ્યા, અશરણ કેરું શરણ

× × ×

સંવત સત્તર પચલોતરો શુકલપક્ષ ચૈત્રમાસ.
સોમવાર રામનવમી, પુરણ ગ્રંથ પ્રકાશ
કહે અખો નિરંજનગીતા સ્વ સ્વરૂપ નિજ સંતને,
અખાને શિર નિમિત્ત દેવું, ઇચ્છા હુતી અનંતને.

વળી 'અખેગીતા'માં બ્યાસીમી ભક્તિ તરીકે અણુસિંગીની ભક્તિને વર્ણવી [illegible] —

અણુસિંગીની ભક્તિ બ્યાસીમી કોઇક જાણે તે ફરી,
ત્યાં ધ્યેય-ધ્યાતાનું કારણ ન રહે તે જાણે જેણે આચરી

જ્યારે 'ચિત્તવિચારસંવાદ'માં એકયાશી ભક્તિ જ ગણાવી છે—

અર્ચનવંદન કીર્તન કરે, પદસેવન અર્ચન આદરે,
સ્મરણ દાસત્વનો બહુ ભેદ, સખાભાવ ને આત્મનિવેદ
એકાશી સુધી ને લખા તે તે કહી પરશી પારખી.

સરખાવો —' ભક્તિ એકયાશી પૂરી થઈ, બ્યાસીમે શુધ આવી રહી;
તેવો ભક્ત જ્ઞાનીને ભજે, નવની શકલ નહિ રહેશી, પંચ કરે તે સોડો કરે,
અખા એવું મિસન'

આમ જોતાં વધુ વિચારના દોહને આત્માનુભવથી 'અખેગીતા'માં બ્યાસીમી ભક્તિ વર્ણવી છે આ રીતે જોતાં, તેમ ક્રમે ક્રમે કાવ્યાન્તભાગ

લિકસે છે તે જોતાં 'ચિત્તવિચારસંવાદ', પછી 'ગુરુ શિષ્ય સંવાદ', અને પછી 'અખેગીતા' રચાયાં લાગે છે.

('અનુભવબિંદુ', 'ગુરુશિષ્યસંવાદ' અને 'અખેગીતા' લખાવાના વચલા ગાળામાં લખાયું હશે. એ અનુમાન પણ આદિના મંગલાચરણ અને અંતભાગની ફલશ્રુતિને આધારે કરી શકાય છે.) અનુભવબિંદુ રીતસર સળંગ કાવ્ય લખવાની રીતિને અનુસરી, ગણપતિ, સરસ્વતી આદિનું અદ્વૈત નિર્ગુણમાં પર્યવસાન કરતાં સ્તુતિવિભાગ યોજ્યો છે અખાનું દિલ ડગમગતું હશે, કેમકે સળંગ કાવ્ય લખનારાં પ્રથમ દેવોનું સ્તુતિરૂપ મંગલાચરણ લખવું જોઈએ.

· નાકર વિષ્ણુદાસ આદિ કવિઓની એવી પ્રથા હતી; પરન્તુ જ્ઞાનકાવ્યોમાં આ કેવી રીતે લાવી શકાય એનો તોડ કાઢતાં અખાએ આ દેવોને નિર્ગુણમાં મેળવી દેવાની હિમ્મત કરી. અને તે અનુભવબિંદુમાં છોડી, કેમ કે જ્ઞાન આપનાર કેવળ પરબ્રહ્મરૂપ ગુરુ છે. તો બ્રહ્મનું સ્વરૂપ બ્રહ્માનંદ–( અને તે એમના ગુરુ પણ ખરા ) એટલે ધીટ બનીને અખાએ આ સ્તુતિરૂપ મંગલાચરણ અખેગીતામાં લીધું.

અંતભાગમાં 'ગુરુશિષ્ય સંવાદ'ના અંતભાગની ફળશ્રુતિઆદિની રીતિથી વધુ આગળ વધીને, પણ સળંગ કાવ્યોના લેખક કવિઓની જેમ અખેગીતામાં આવેલા અંતભાગની જેમ પદ્ધતિપૂર્વક નહિ એવી રીતે અનુભવબિંદુમાં અખાએ ફળશ્રુતિ, છપ્પાઆદિની ગણત્રી કરી છેઃ

એજ છપા છતરીશ ધશ અજતું છે જીવન,
એજ સુધારસ પાન દેવબ્રંશીનું પીવન, ૩૭
× × ×
જે સુણશે નરનાર સાર વસ્તુ તે સારો,
બ્રહ્મ હેમાળો જેહ દેહગળી જળમાં જાશે ૩૯
× × ×
એ છપ્પા છત્રીશ દીસેછે મર્મની સાનો;
ચાર કહ્યા ફળશ્રુતિ વેશ તે બ્રહ્મદશાનો
સર્વ મળી ચાલીસ અખા સમજી જે ઉરમાં ધરે;
ચિદાનંદ ચિદ્રૂપ ને શ્રી હરિ મુખથી ઉચરે. ૪૦

અનંતજ આશા જેવી બાબામાં મળી આવતી 'સંતપ્રિયા' તથા 'બ્રહ્મલીલા'નો રચનાકાળ વિચારવો યોગ્ય છે કેમ કે તે 'અનુભવબિંદુ' લખાયાના

સમયમાં લખાયાં લાગે છે. 'સંતપ્રિયા'માં મંગલાચરણની પ્રથા સ્પષ્ટ અનુસરાઇ નથી.—

> 'ઓ' કારથી આપદો, અદ્દગરૂપ અનંત;
> કલ્પિત તા મધ્ય શબ્દસી, માનિનતા માનંત.
> આદ્યનિરંજન આપ અજ, ત્યાં કીનો અધ્યારોપ;
> અર્ધમાત્ર અખો કહે કીનો પ્રગટ ગોપ.
> તાહીકો વિસ્તાર સબ, ભાષા કવિત કરકે કહું;
> હે ચિદ્ અરણ્ય અગાધ, હું ચીડી ચંચ ભરકે કહું.
> સંતપ્રિયા સુખવર્ધની જાકે હરે હેત
> અખા કરત આલોચના તહાં ધર આપ લે દેત.

એમાં પણ અખાએ ગુરુ ગોવિંદનું ઐક્ય કીધું છેઃ—

> ગુરુ ગોવિંદ, ગોવિંદ સો હી ગુરુ, ગુરુ ગોવિંદ અને નહિ ન્યારાઃ
> ગુરુ ગોવિંદ નહિ નર ન્યારા, સોનારા સેવે સો સબે સુખ પાવે;

અંતબામમાં—

> અબ કહુ પરબ્રહ્મ પીઠ કા, વસ્તુ વિશ્વકો ભેદ;
> રૂપ અ રૂપી વહી રમે, જે જગત દુર્લભ દેવ:
> સર્વાંગી પ્રકરણ કહ્યો કવિત ચોરાસી ચોજ,
> વીસ કલા મધ્ય દોહરા, કોઇ જ્ઞાની દેખે ખોજ.

બ્રહ્મલીલામાં નીચે આપેલું અલ્પ મંગળાચરણ છે.—

> ૐ નમો આદિ નિરંજન રાયા, જહાં નહિ કામ કર્મ અરુ માયા,
> જહાં નહિ શબ્દ ઉચ્ચાર ન જતા, આપે આપ રહે ઉર ચ તા

અંતમાં ફલશ્રુતિ છેઃ—

> કહે અખા એ બ્રહ્મલીલા બડભાગી જન ગાયગો,
> હરિહીરા અપને હૃદયમે અનાયાસ મેં પાય ગો

આમ જોતાં અમે નીચે પ્રમાણે અનુક્રમે અખાનાં કાવ્યોનો રચનાકાળ ગણીએ છીએ સંવત ૧૬૯૭ના અરસા પછી 'ચિત્ત વિચાર સંવાદ', 'ગુરુશિષ્ય સંવાદ', 'સંતપ્રિયા' 'બ્રહ્મલીલા' 'અનુભવ બિંદુ' અને અખેગીતા. 'પંચીકરણ' તથા 'કૈવલ્યગીતા' 'ચિત્ત વિચાર સંવાદ'ની પૂર્વે લખાયા છે.

'અખેગીતા' અખાનું છેલ્લું ગ્રન્થ ગણીએ તો એના પદ અને છપ્પા એણે

ક્યારે રચ્યા હશે તે વિચારવું જરૂરનું છે. અત્ર એક હકીકત વિચારવા જેવી છે. કહે છે કે અખાને બ્રહ્માનંદજી સાથે મેળાપ થયા પછી ગોકુલનાથજી સાથે મેળાપ થયો. અમારું એવું માનવું છે કે પ્રથમ મેળાપ ગોકુળનાથજી સાથે થયો. એ ધનલોભી ગુરુની સંસારલોલુપતા જોતાં અખાને તે "ગુદગુદ" ગુરુ લાગેલા અને તેણે પોતાના છપ્પામાં ગોકુળનાથજી વિષે સત્ય હકીકત લખી:—

ઘણાં કૃત્ય કર્યાં મેં બાહ્ય, તોય ન ભાંગી મનની દાઝ.
દરશન વેષ જોઇ જો રહ્યો, પછી ગુરુ કરવાને ગોકુલ ગયો.
ગુરુ કર્યા મેં ગોકુલનાથ, ગુરુએ ઘાલી મુજને નાથ.

× × ×

ગુરુ કીધા મેં ગોકુલનાથ ઘરડા બળદને ઘાલી નાથ,
ધન હરે ધોખો નવ હરે, એ ગુરુ કલ્યાણ શું કરે ?'

'ચિત્ત વિચાર સંવાદ'માં લખે છે:—

× × ... જે ગુરુ આપે જ્ઞાન;
તે ગુરુ તો છે સાથે સદા બીજા ગુરુ તો છે ગુદગુદા ૩૭૩
ઘણી વાતના ગુરુ મેં લહ્યા, તે તો પરપંચ માંહિ રહ્યા.
જે વિદ્યા જે ગુરુથી લહી, તેજ કળાનો તે ગુરુ સહી. ૩૭૦

આમ અખો ગોકુલનાથ ગુરુથી નિરાશ થયો છે તે વિષે છપ્પાઓમાં અન્યત્ર પણ ઊક્તિઓ છે—

અખા હસાવ્યો હાસી હસ્યો, એ સગુરાથી નગુરો ભલો.
આપાપ રામ કહે તે ગુરુ, બીજા ગુરુ તે લાગ્યાં વરુ,
ધન હરે પણ ધોખો નહિ હરે, સંબંધ સંસારી સાચો કરે.

વળી—

સદ્‌ગુરુ મારગ સદા અસંગ, જેમ પંખીને ગત્ય મળંગ.
પણ નહિ દીસે પંથ કપાય, ત્યમ સદ્‌ગુરુ મારગ ઉપર જાય.

'વેષ વિચાર અંગ'માં ગુરુશિષ્યનો સંબંધ વધુ સ્પષ્ટ કર્યો છે પણ મૂળ મુદ્દો ઉપરના છપ્પાઓમાં છે તેજ છે. 'ફૂટકળઅંગ'માં જે ગુરુ વિષે લખ્યું છે તે ઉપરોક્ત ગુરુવર્ગથી જુદી જાતના છે. તેઓ કેમ "નાકપજાભમાં ઘુંગવી" મારનારા "બ્રહ્માદિકની "લોક કરનારા" શિષ્ય—શાખાનો શિરપર ભાર" રાખનારાઓ છે.

અખાનાં પદોમાં ગુરુ વિષે કોઇપણ કટાક્ષ વિના ગુરુને અંજલિ છે—

કયારે બોલે નિજ ઘર રહી, કયારે બોલે પ્રપંચ;
પણ વચન રાખજે ગુરુ તણાં તેને ન લાગે માયાનો અંચ;
મુજમાં આવીને માનિયો ગુરુએ કર્યો ગુરુ ભાગ;
ત્યારે અક્ષય સાગર ઊલટયો ત્યાં નહિ રાગ વૈરાગ.

× × ×

આપના અંધકારમાંહિ અજાણ્યો હતો આપ;
પ્રાણ પ્રભુ કરી જાણતો, ઇચ્છતો પુણ્ય ને પાપ
સંમાગમે સિદ્ધ ગુરુ મળ્યા અને ટાળ્યા ત્રિવિધતાપ
હવે સહેજને સુખે રમે, નહિ થાપ ને ઉથાપ

આ બધુ જોતાં સમજાય કે અખાને પ્રથમથીજ જ્ઞાનમાર્ગમાં અને શાંકર સિદ્ધાંતમાં રસ હતો. પ્રથમથી તેણે તે સિદ્ધાંતોના ગ્રંથ વાંચ્યા યા સાંભળ્યા હતા. અને સાંસારિક પ્રસંગોમાં અટવાતાં તેને સંસારપ્રતિ નિર્વેદ થતો ચાલ્યો અને ગુરુને શોધ્યા ગોકુલનાથજીથી તે નિરાશ થયો. મનનું સમાધાન થયું નહિ. ઉલટો ગુરુઓને સંસારલોલુપ જોતાં તેને ખેદ થયો. અખો ઘણો લાગણીવશ હતો અને આથી તેને થતા તેના અનુભવો તે છપ્પામાં ઊતારતો રહ્યો હતો.

આમ જોતાં ગોકુલનાથજી સાથેના પ્રસંગ પછી 'ચિત્તવિચાર સંવાદ' લખાયો છે, તે ઉપર આપેલાં અવતરણ પરથી સમજાશે એટલે તે સંવત ૧૬૯૭ માં બ્રહ્માનંદજી સાથેના મેળાપનાં વર્ષ પૂર્વે લખાયો છે. એટલે અખાના છપ્પાનાં અમુક અંગો સંવત ૧૬૯૭ પૂર્વે લખાયાં છે જેવાં કે આભડછેટ અંગ, ગુરુ અંગ, તીર્થ અંગ, પ્રપંચ અંગ. અને કેટલાંક ત્યાર પછી લખાયાં, જેવાં કે દોષ અંગ, કુટકળ અંગ.

આમ જોતાં અખાનાં પદો પણ જે છૂટક છૂટક લખાયાં છે તે 'અખેગીતા'ના લખાયાના કાળનાં લાગે છે. સરળ ભાષા પણ આ બાબતની શાક્ષી પૂરે છે.—

હું એક હું જાણિશું રે જ્યારે હુંની કાઢી ભાળ,
હું પડે હું ટાળિશું, કાપી એમનાની જાળ—

તેમ નરસિંહનાં જેવાં પ્રભાતીયાં—

રામ તું રામ તું નામ જેહનું જપે, ધામ તું ધરણું શોધ આગે,
જાગ્યા વિના જગજાગીને તો ગમે પડયું ત્યારે તે નીકળે જ્યારે હું જ ટાળે;

× × ×

વાણું વાયું નર ત્યારે તું જાણજે ત્રિગુણરૂપી તારી રાત જાયે,
આત્મા અર્ક ઊગે જ્યારે આપમાં ત્યારે નિશાચર કામ થાયે;
ઊંઘમાં ઊઠી બેઠા થયા, બહુવિધ ઉત્તમ મધ્યમ કર્મ સર્યું,
હાથે ધોયો ધણું મન જાગ્યાતણું એવું નર ઓચરે પારવાણું.

× × ×

આમાંનાં કાવ્યોમાં 'પંચીકરણ' જેવાં સિદ્ધાંતનાં કાવ્યો છે. 'અનુભવ બિંદુ' જેવાં સિદ્ધાંતથી ચલાં રસાસ્વાદનાં કાવ્યો છે. 'છપ્પાના અંગો' જેમાં અખાના અનેકવિધ અનુભવો, નિરીક્ષણો અને તે ઉપર બંધાયેલા મર્મવાળી પણ જરા કઠોર ભાષામાં લખાયેલાં દૃષ્ટાંતો મળે છે તે એનો સંસારઅનુભવ દર્શાવે છે.

અખાએ શ્રીમદ્ભગવદ્ગીતા, શાંકરભાષ્ય, ષડ્દર્શન વગેરે અનેક સંસ્કૃત ભાષામાં રચાયેલા ગ્રંથોનો ગુરુ કને અભ્યાસ કર્યો હતો. (સંસ્કૃતભાષા તે સમજતો હતો પણ તે ભાષામાં તે લખી શકતો નહતો અને તેથી તેણે સ્પષ્ટ લખ્યું કે "ભાષાને શું વળગે ભૂર" અને "પ્રાકૃતથી શું નાસી ગયું ?" છતાં લાગણીવશ પોતે હોવાથી જ્ઞાનોદય તેણે કવિતામાં આપોઆપ સ્ફુરતો બતાવ્યો. કવિઓમાં તેણે "જ્ઞાન" વિષે કવનાર કવિને ઉત્તમ માન્યો છે.)

કવિઅંગ—

કવિતા ઘણા કવિ કવી ગયા, અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા;
વળી આગળ કવશે બહુ કવિ, મનની વૃત્ય જોજો અનુભવી—

× × ×

(જ્ઞાનીની કવિતા ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ ?)
શબ્દતણો છેડો કયમ થાય, આકાશને કેમ તોળ્યું જાય ?

પ્રપંચ અંગ—

કવિ ચેને અધિકું શું કર્યું ? જોતાં નહિ ધ્યાન અણુયત્નુ
રાગદ્વેષની પૂંજી કરી, કવિ વ્યાપાર બેઠો આદરી.

આનું કારણ કહે છે—

શ્લોક સુભાષિત મીઠી વાણ, તેણે મોહ્યા કવિઅજાણ,
કહે અખો મર્મ સમજ્યા પખે, સંસ્કૃતનું પ્રાકૃત કરી લખે.
કવિએ શકય જણાવા કાજ, ગાજે જેમ રોહિણીનો ગાજ
વૃષ્ટિ થવાને નવ ગડગડે, સામો અવળ્યો પાછો પડે.
મિથ્યા સંસાર સાચો કવિ કવે, રખે અખા હું એવું લવે.

આ રીતે અખાનું જ્ઞાનસંબંધી કવન, શુદ્ધ કવિતારૂપે સુખ્યત્વે અનુભવબિંદુ, પદો અને અખેગીતામાં નીતરે છે.

'અખેગીતા' આદ્યંત જોતાં, અખાનો પરિપાક કાળનો ઉત્તમ ગ્રંથ છે એમ માનવામાં હવે જરાય વાંધો નથી. "સંસ્કૃતનું પ્રાકૃત કરી લખે" એમાં જાણે નાકરનાં 'નળાખ્યાન' જેવા ગ્રંથો પર આડકતરી ટીકા હોય પોતાના છપ્પા વગેરેમાં દેખાતી ભાષાની પ્રસાદ સંબંધી ભિન્નતાથી અખો જાણકાર હોય તેમ 'ભાષાને શું વળગે ભૂર,' "શ્લોક સુભાષિત મીઠી-વાણુ"માં મર્મ જોઈએ તે જોઈ શકાય. વળી ઉપરના અવતરણો પરથી અખો પ્રાચીન, સમકાલીન અને ભાવી કવિઓના મનની વૃત્તિ જોવાનું કહે છે તે વૃત્તિ પોતે પ્રપંચ અંગમાં સમજાવે છે.—

'પૂજાવા મનમાં બહુ કોડ શબ્દતણી જોડે છે જોડ'

વળી અખાએ પોતાના કવનકાળ વિષે પણ 'પ્રપંચ અંગ'માં સ્પષ્ટ લખ્યું છે.—

'ગુરુ કર્યા મેં ગોકુળનાથ, નગુરા મનને ઘાલી નાથ,
મન મનાવી સગુરો થયો પણ વિચાર નગુરાનો રહ્યો.
વિચાર કહે, શું પામ્યો અખા; જનમજનમનો ક્યાં છે સખા?
બહુ કાળ હું રોતો રહ્યો, આવી અચાનક હરિ પ્રગટ થયો;
ત્રણ મહાગુરુને ચોથો આપ, જેનો ન થાયે વેદે ઉથાપ;
અખે ઉર અંતર લીધો જાણ, ત્યાર પછી ઊપડી મુજ વાણ.'

ગોકુળનાથજીને મળ્યા પછી અખાની વાણી ઊપડી. અને તે 'આપ' ગુરુથી એટલે એને હૃદયમંથન થયું; અને એના પરિણામે આત્મજ્યોત પ્રગટી અને કવનશક્તિ આવી જે એના કુટકળ અંગ, પ્રપંચ અંગ વગેરેમાં દેખાય છે. પંચીકરણ આદિ આ કવનકાળનાં કાવ્યો નથી કેમકે એમાં અખા-હૃદયમાં પ્રગટ થયેલા હરિનું સ્વરૂપ જેવા અમુક સિદ્ધાંતો છે અખાએ આત્માને પણ ગુરુ ગણાવ્યો છે. "અણલિંગી ગુરુ તેને મળ્યો, ગુરુ રહ્યો ને શિષ્ય તે ટળ્યો, " લૌકિક ભક્તિ તહીં નવ હોય આપે આપની નીપજ જોય." એમ 'ચિત્ત વિચાર સંવાદ'માં અખાએ સ્પષ્ટ કર્યું છે. આ રીતે જોતાં "ગોકુળનાથ"ને ગુરુ તરીકે પાણિગ્રહણ આપતાં અખાએ આત્મા ઉપર જ એકાગ્રતા સ્થિર કરી અને તેમાં તે સફળ થતાં, તે સફળતા બ્રહ્માનંદજીના ઉપદેશથી વધુ સ્પષ્ટ થઈ અને 'અનુભવ બિંદુ', પદો, 'અખે-ગીતા' રચાયાં.

આ રીતે અખાના કવનકાળના ત્રણ વિભાગ પડે છે:— પ્રથમ કવનકાળે પોતે વાંચેલા વા સાંભળેલા શાંકરસિદ્ધાંતઆદિને લગતા પુસ્તકોના સિદ્ધાંતને અનુસરતાં કૈવલ્યગીતા, પંચીકરણ વગેરે. પછી બીજા ભાગમાં અખાના છપ્પાઓના અંગોનો મુખ્ય ભાગ, સોરઠા, સંતપ્રિયા વગેરે અને ત્રીજા વિભાગમાં સદ્ગુરુથી સંપૂર્ણ જ્ઞાનપુષ્ટિ થતાં આનંદમાં રચાયેલાં આત્મસાક્ષાત્કાર રજૂ કરતાં, સદ્ગુરુની પ્રશંસા કરનારાં અનુભવબિંદુ, પદો, અખેગીતા વગેરે છે એમ અનુમાન થઇ શકે છે. આત્મસાક્ષાત્કારની સ્થિતિ અખાએ અનુભવબિંદુમાં વર્ણવી છે: જેમ 'વર્ણાશ્રમ જાય..' વગેરે.

આવો સાક્ષાત્કાર કરાવનાર હરિ ગુરુ-સંતની સેવા કરવાનો બોધ અખેગીતાનાં કડવે કડવે અખાએ આપ્યો છે; અને એવા જ સદ્ગુરુ અને માનવની દૃષ્ટિરૂપ અખેગીતામાં ગણ્યા છે:—

'ભાઇ ભક્તિ જેહની પંખિણી જેહને જ્ઞાનવૈરાગ્ય બેઉ પાંખ છે;
ચિદાકાશ માંહે તેજ ઊડે જેને સદ્ગુરુરૂપી આંખ છે'

અખેગીતા પૂરી કર્યા પછી અખાએ કોઇ પ્રવૃત્તિ જ નથી આદરી એવું કહી શકાય નહિ. એ પદોના જે અખેગીતામાં છપાયેલાં છે અને જેની આશરે સંખ્યા દશની છે તે પદોનો અખાએ ૪૦મા કડવામાં ઉલ્લેખ કરેલો છે. પદ દસ અને ચાલીશ કડવાં છે ' પરમપદની વાટ '. આ ઉલ્લેખ જોતાં જે ક્રમે મરદ ક પદોની ગોઠવણી થઇ છે તે અખાની છે એમ માની શકાતું નથી. પરન્તુ અખેગીતા લખતાં લખતાં આ પદો રચાયેલાં અને તે અખાએ અખેગીતાના ભાગરૂપે ગણ્યાં છે; પરન્તુ તે ઘણે ભાગે અખેગીતાની પુરવણી છે. અખાએ પદો વિષે ઉલ્લેખ કર્યો છે તે બતાવે છે કે એનાં " બ્રહ્મરસ પીએ " કાળ જૂદા છે.

અખેગીતા તથા તેનાં પદો છેલ્લાં લખાયાં હોવાનું એક વધુ પ્રમાણ અખેગીતાના ૪૦ મા કડવાની છેલ્લી લીટીમાંથી મળે છે:—

કહે અખો નિરંજન ગીતા સ્વસ્વરૂપ નિજ સંતને;
અખાને શિર નિમિત્ત દેવું ઇચ્છા હતી અનંતને.

અખો માને છે " અખેગીતા " અથવા " નિરંજનગીતા " લખવાને તે જન્મ્યો હતો. આ તેનું દેવું હતું અને તે દેવું 'અનંતે' પૂરું કરવા તક આપીને તે પૂરું થયું

—

એટલે 'અખેગીતા' પછી અખાએ કોઈ લખ્યું હોય તો તેનાં પદોમાંનાં કોઈ કોઈ પદો "વાણું વાયું નર ચેતે તું જાગજે, ત્રિગુણરૂપી ચારી રાત્ય જાયે." "ધન્ય રે વાહલા તારે ઘૂઘટે, કોઈ પાર ન પામે." "હરિ ભજે હેતે રે, અંધ અભાગીઆ રે." "આવો રૂડો અવસર રે પ્રાણી તું તે નહિ મળે રે." "સમજણ વિના રે સુખ નહિ જે તને રે" "જીરે આજ આનંદ મારે અતિ ઘણો, મળ્યો સંત સમાનો સાથ." "જીરે આજ આતમ ઓળખાવિયો સદ્‌ગુરુજીએ કીધી સાર." "હું તો વળી લાગું પાય, અખંડરામ" "વારિ જાઉં રંગ મજાણીઆ, તેં તો ભલો ભજવ્યો ભેખ" "આનંદ વાધ્યો તે રંગ ઊલટયો રે" વગેરે જેવાં પદો ચૂંટી કઢાય.

આવાં પદો જાણે નરસિંહ, ભાલણ વગેરેનાં પ્રેમલક્ષણા ભક્તિ યા જ્ઞાનવૈરાગ્યનાં પદોની સ્પર્ધામાં લખાયાં એવું કોઈને લાગે તો તેમણે સમજવું જોઈએ કે અખો 'પ્રત્યક્ષ' એટલે સમકાલીન યા પુરોગામી કવિઓની પરવા કરતો નહોતો.

પ્રો. રવિશંકર નરોત્તમદાસ પાઠક

# મધ્યકાલીન કવિતામાં જ્ઞાનપરંપરા

(પ્રેમાનંદ યુગના ચાર મોટા કવિઓ—અખો, પ્રેમાનંદ, વલ્લભભટ્ટ (મેવાડો) અને શામળ—એ દરેક મહાકવિની રીત નોખી નોખી છે. પ્રેમાનંદે 'પુરાણો'ને જ પોતાની ગીતા માની છે. અને એનો આધાર લઈ પોતાની મીઠી મધુરી વાણીમાં આખ્યાનો રચી શ્રોતાઓના મનને રંજન કર્યાં છે. શામળે લોકકથાઓનો આશ્રય લઈ 'સાદી ભાષા'માં કથાઓ કવિતાબદ્ધ કરી આમવર્ગનો માનીતો બન્યો છે, જ્યારે શક્તિના પરમ ઉપાસક વલ્લભ મેવાડાએ 'મા' મહિમાના ગીતો (ગરબા–ગરબી વ.) રચીને શક્તિભક્તિનું પૂર વહેવડાવ્યું છે.

અખા ભગતે આ ત્રણેથી જુદો માર્ગ પસંદ કર્યો છે. અને એમણે કેવળ તત્ત્વજ્ઞાનનેજ પોતાની કવિતાનો વિષય બનાવ્યો છે. એટલે કે ચારેય મહાકવિઓએ જુદી જુદી દિશાઓમાં પોતાને પ્રિય એવા વિષયમાં કલમ ચલાવી છે અને પોતપોતાના વિષયમાં શ્રેષ્ઠ સેવા કરેલી છે)

કેટલાક કહે છે કે "અખાએ તત્ત્વજ્ઞાનના વિષયમાં કલમ ચલાવીને ગુજરાતી ભાષામાં નવોજ ચીલો પાડ્યો છે." પરંતુ આ કથન બરાબર નથી. અખો એ કંઈ ગુજરાતી ભાષામાં જ્ઞાની કવિ તરીકે પહેલોજ નથી. અખાની પહેલા પણ કવિઓ થઈ ગયા છે જેમણે તત્ત્વજ્ઞાનને પોતાની કલમનો વિષય બનાવીને જ્ઞાનપરંપરા ચાલુ રાખેલી છે. આવા કવિઓ પૈકી 'પ્રબોધબત્રીશી'નો રચનાર માંડણ બંધારો,[1] 'મુક્તિમંજરી'નો યોજક કવિ નારાયણ,[2] 'વસ્તુ ગીતા'નો લેખક વસ્તો[3] વગેરે મુખ્ય ગણાવી શકાય. આ ઉપરાંત વિક્રમના સત્તરમા શતકના પૂર્વાર્ધમાં હયાત એવો પંડિત ધનરાજ (જેણે જ્ઞાનનાં નાનાં મોટાં છૂટક પદો લખ્યાં છે) 'ભગવદ્ગીતા' ઉપર સૌથી પ્રથમ કલમ ચલાવનાર અને 'રામભક્ત' ઉપનામથી કાવ્યો

---

1 સમય વિક્રમના સોળમા શતકનો પૂર્વાર્ધ.

2 વિ. ના સોળમા શતકનો ઉત્તરાર્ધ.

3 સમય. વિ. સં. ૧૬૨૪-૫૩ માં હયાત. શ્રી કે. કા. શાસ્ત્રી આને 'વસ્તો-વિશ્વંભર' કહે છે અને તે 'શુકદેવાખ્યાન'ના રચનાર વસ્તો કાવિઠો ના પણ હોય એવું મંતવ્ય રજૂ કરે છે.

લખનાર કવિ.[૪] તથા શ્રીમદ્ ભગવદ્ગીતા અને ભાગવતનો એકાદશ સ્કંધ હિન્દી–ગુજરાતીના મિશ્રણવાળી ભાષામાં ઉતારનાર ભગવાનદાસ કાયસ્થ (સં. ૧૬૮૧–૧૭૪૬) પણ જ્ઞાની–કવિ તરીકે ગણાવી શકાય તેમ છે.

અખાના વખતમાં પણ ધનદાસ,[૫] નરહરિ,[૬] ગોપાળદાસ,[૭] બૂટિયો,[૮] ભાણદાસ[૯] વગેરે કેટલાક કવિઓ હતા જેમણે પોતપોતાની શક્તિ મુજબ પોતાની રચનાદ્વારા જ્ઞાનપરંપરા ચાલુ રાખી છે. તાત્પર્ય કે ગુજરાતી ભાષાના સાહિત્યમાં જ્ઞાની કવિ અખાએજ તત્ત્વજ્ઞાનને પદ્યમાં ગૂંથવાની પહેલ કરી નથી. એ જ્ઞાનપરંપરા તો અખાની પહેલાં પણ ચાલુજ હતી. અને અખાની પછી પણ ચાલુ જ છે. હા, અખાના પુરોગામી ને અનુગામી તેમજ સમકાલીન કવિઓમાં પોતાના વિષયમાં અખા ભગત સર્વશ્રેષ્ઠ છે. જે રીતે અખાએ તત્ત્વજ્ઞાન સમજાવ્યું છે અને કઠણ પ્રશ્નોને થોડા પરિશ્રમે સમજી શકાય તેવા સહેલા બનાવી મૂક્યા છે તે રીત અનોખી છે અને એથી જ એ મહાકવિ છે.

અખાની બધી રચનાઓમાં વિશેષ લોકપ્રિય થયેલી કવિતા ગણાવીએ તો તે એના છપ્પા છે. ' આ છપ્પા પિંગલ શાસ્ત્રના છપ્પા નથી. પણ ચારને બદલે છ ચરણ (પાયા ક. પાદ) વાળી ચોપાઈજ છે. ચરણની એક એક ચોપાઈ એ ગુણનો હોવાથી ચોપાઈને બદલે તેણે છપાઈ–છપય–છપ્પા એમ કહ્યું છે ' એટલે અખાના છપ્પાને આપણે ષટ્પદી ચોપાઈ કહીએ તો તે ખોટું નથી.

આવી ષટ્પદી ચોપાઈનો પ્રયોગ પુરોગામી કવિ માંડણે કરેલો માંડણ બંધારાએ પોતાની ' પ્રબોધબત્રીશી ' નામક કૃતિ આ કાવ્યબંધમાં રચેલી છે. આ 'પ્રબોધબત્રીશી'માં અખાના છપ્પાનાં અંગોની પેઠે ત્રણ ' વીશી ' ઓ મળે છે. અખાએ રચેલા છપ્પાઓને વિષયપરત્વે નોખાનોખા

૪ આ કવિનું ખરું નામ શું હશે તે હકીકત અદ્યાપિ અંધારામાં રહેવા પામી છે.

૫ સં. ૧૭૦૦ લગભગમાં હયાત. કૃતિ અર્જુનગીતા.

૬ સં. ૧૬૭૨–૧૭૦૦ માં હયાત કૃતિઓ પ્રબોધમંજરી, ભગવદ્ગીતા, વસિષ્ઠસાર ગીતા.

૭ સં. ૧૭૦૫ માં હયાત. કૃતિ જ્ઞાનપ્રકાશ, ગોપાળગીતા.

૮ નરહરિ અને ગોપાળદાસનો સમકાલીન. બૂટિયાએ છૂટક પદો લખ્યાં છે.

૯ સં. ૧૭૦૧–૭માં હયાત. કૃતિ: અજગર અવધૂત સંવાદ.

પાડી એને 'અંગ' એવું નામ આપ્યું છે (દા. ત. ગુરુઅંગ, વૈરાગ્યઅંગ, તીર્થઅંગ, પ્રપંચ અંગ, જીવ–ઈશ્વર અંગ, જડ ભક્તિ અંગ, વગેરે.) તેજ પ્રમાણે માંડણે પણ વીશ વીશ પદ્યની ચોપાઈઓ જુદી પાડી છે અને એને 'વીશી' એવું નામ આપ્યું છે. 'પ્રબોધ બત્રીશી' માં બાંત્રી કર વીશીઓ છે. માંડણની પ્રત્યેક 'વીશી' ઊંડા બોધ અને તત્ત્વજ્ઞાનથી ભરેલી છે. અખાને જે જાતનો ગુરુને માટે અનુભવ બંધાયો હશે, તેનાં મૂળ માંડણમાં આપણે જોઇ શકિયે ખરા.'[૧૦]

અખાએ પોતાના છપ્પામાં અનેક કહેવતો વણી લીધી છે. આ કહેવતોના જોરે અખાનો કટાક્ષ સારી પેઠે સમજાય છે. અને પાખંડને, મિથ્યાચારને તેમજ જે જે વિષય અખાને ગન તિરસ્કારને પાત્ર લાગ્યા છે તે તે વિષયો પરત્વે કરેલા અખાના પ્રહારોનુ હાર્દ સમજી શકાય છે. મ ડણ બ ધારાએ પણ પોતાની રચનામા પ્ર ખ્યાનપ્ર લોકોકિતઓ ગુંથી લીધી છે. પણ જે રીતે કટાક્ષ અખાની વાણીમાં જોવા મળે છે અને જે પ્રકારની કહેવતોનો ઉપયોગ અખો કરે છે તેવી ઢબ માંડણને સાધ્ય નથી.

માંડણ પછી અખાના પુરોગામીઓમાં 'વસ્તો વિશ્વંભર' આવે છે. આ વસ્તો તે 'શુકદેવાખ્યાન'નો રચનાર વસ્તો ડોડિયો કે બીજો કોઈ તે હજુ નિશ્ચિત થયું નથી. આ વસ્તા વિશ્વંભરે 'વસ્તુગીતા' લખી છે. "એમાં કેવલાદ્વૈત વેદાંતને પુષ્ટ કરતાં સાંખ્ય, યોગ વગેરેની પ્રક્રિયાઓ પણ સરળ ભાષામાં સમજાવી છે.[૧૧] 'વસ્તુ ગીતા' નું નામ સાંભળતા અખાની 'અખેગીતા' ઝટ યાદ આવી જાય છે. વસ્તાએ પોતાના નામ ઉપરથી 'વસ્તુગીતા' લખી તેમ અખાએ પોતાની ગીતાનું નામ રાખ્યું 'અખેગીતા' એ અખેગીતામાં વસ્તાની પેઠે અખાએ સરળ ભાષામાં તત્ત્વજ્ઞાન સમજાવ્યું છે.

અખાના સમકાલીનોમાં ધ્યાન ખેંચે તેવા 'વસિષ્ઠસારગીતા'નો લેખક નરહરિદાસ છે. આ નરહરિદાસે વસિષ્ઠસારગીતા સં. ૧૬૭૪ ના મહા સુદી ૧૦ ને વાર બુધવારના રોજ પૂર્ણ કરી છે.[૧૨] અને અખાએ 'અખેગીતા'

---

૧૦. શ્રી. કે. કા. શાસ્ત્રી કૃત, 'કવિ ચરિત' (પૃ. ૭૨)

૧૧. શ્રી. કે. કા. શાસ્ત્રી.

૧૨. સંવત સોળસો ચોત્રીસે, માઘ માસ ચઢળ ઘઈ ઠરે,
શુકલ પક્ષ દશમી બુધવાર, પૂરણ ગ્રન્થ હવો નિરધાર.
—વસિષ્ઠસાર ગીતા ગા. ૨૦૨

સં. ૧૭૦૫ માં રચી છે ૧૩ એટલે કે નરહરિની ગીતા પછી 'અખેગીતા' ની રચના થઈ છે. 'વસિષ્ઠસાર ગીતા' દસ પ્રકરણમાં છે જ્યારે અખેગીતાનાં ચાલીસ નાનાં નાનાં કડવાં છે. આ બન્ને ગીતાઓ વચ્ચે કેટલુંક સામ્ય છે. ભાષામાં અને વસ્તુનિરૂપણમાં:

'વસિષ્ઠસારગીતા'નાં કેટલાંક પ્રકરણોનાં નામ અને 'અખેગીતા'ના કેટલાંક કડવાંનાં નામ લગભગ સરખાં છે. અને તે એક બીજા સાથે સરખાવવા જેવાં છે. દા. ત. અખેગીતાનું પ્રકરણ ૧–તીવ્ર વૈરાગ્ય એ નામનું છે, પ્રકરણ ૨, જીવનમુક્ત એ નામનું અને પ્રકરણ ૯ તથા ૧૦ અનુક્રમે જીવાત્મા તથા બ્રહ્મનિરૂપણ એ નામનાં છે. તેવી જ રીતે અખેગીતાનું કડવું ૯, વૈરાગ્યાતિ તીવ્રતાનું રૂપ એ નામનું છે, કડવાં ૧૩, ૧૪, ૧૫ અને ૧૬, જીવનમુક્તની દશા અને જીવનમુક્તનો મહિમા એ નામનાં છે. તેમ જ કડવાં ૨૧, ૨૨ બ્રહ્મ, ઈશ્વર ને જીવની એકતા; બ્રહ્મ અને માયાની એકતાથી જીવ અને ઈશ્વરનું સ્વરૂપ–સદૃષ્ટાંત, તથા કડવાં ૧૭ ૧૮ અને ૨૩ એ બ્રહ્માવસ્તુ નિરૂપણ એ નામનાં છે.

આમ હોવા છતાં ભાષાની સરલતામાં નરહરિદાસ અને કીર્તનકથી વસ્તુનિરૂપણની કલામાં અખો એકબીજાથી મળતાં હોય એમ લાગે

આ સ્થળે અખાના સમકાલીન કવિ ગોપાળદાસની 'ગોપાળગીતા' યાદ આવે છે. ગોપાળગીતાનો વિસ્તાર ૨૩ કડવાં જેટલો છે. અને એમાં જીવનમુક્તની દશા, બ્રહ્મનિરૂપણ, ત્રિગુણમય બ્રહ્મનું વર્ણન, જીવ અને શિવ, તથા બ્રહ્મથી વિશ્વની ઉત્પત્તિનું વર્ણન વગેરે વિષયો ચર્ચવામાં આવેલા છે; જે વિષયો અખાએ પણ પોતાની રીતે અખેગીતામાં ચર્ચેલા છે

અખાના પુરોગામી કવિઓમાં, અખાની રચના સાથે કેટલુંક સામ્ય આવતું હોવાથી, માંડણ બંધારાનું નામ સહેજે યાદ આવી જાય છે. પરંતુ એથી પણ આગળ થયેલા ભક્ત કવિ નરસિંહ મહેતા (સં. ૧૪૭૦–૧૫૩૧) ના કેટલાંક પદોમાં વેદાન્ત કવિતાનાં દર્શન થાય છે. નરસિંહ મહેતો આપણી ગુજરાતીગિરાના આદિ કવિ છે. અને જો કે મુખ્યત્વે એ ભક્તકવિ છે છતાં એમનાં "તું આવ્યો કોણ ? ને કોને વળગી રહ્યો ? વગર

૧૩. સંવત સતર પંચોત્તરે, શુક્લ પક્ષ ચૈત્ર માસ.
સોમવાર રામનવમી, પૂરણ ગ્રન્થ પ્રકાશ.
—અખે ગીતા.

સમને કહે મારું મારું;" "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે;" "વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ નો'યે; ઘાટ ઘડીઆ પછી નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોય;" "જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહિ; ત્યાં લગી સાધના સર્વ જૂઠી" વગેરે કેટલાંક છૂટક પદો જોતાં એમ જણાય છે કે એ મહાન ભક્ત કવિએ અદ્વૈત બ્રહ્મનો મહિમા પણ ઠીક ઠીક ગાયો છે અને જગતને બ્રહ્માકાર દર્શાવી પ્રાણીમાત્રમાં બ્રહ્મસત્તા વ્યાપી રહી છે એમ સિદ્ધ કરી બતાવ્યું છે.

એનાં ( નરસિંહ મહેતાના ) નીચેના શબ્દો જોવા જેવા છે:

શું થયું સ્નાન સેવા ને પૂજા થકી ?
શું થયું ઘેર રહી દાન દીધે ?
શું થયું ધરી જટા ભસ્મ, લેપન કર્યે ?
શું થયું વાળ લોચન કીધે ?
શું થયું તપ અને તીર્થ કીધા થકી ?
શું થયું માળ ગ્રહી નામ—લીધે ?
શું થયું તીલક ને તુલસી ધાર્યા થકી ?
શું થયું ગંગજળ પાન પીધે ?
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે ?
શું થયું રાગ ને રંગ જાણ્યે ?
શું થયું ખટ્ દર્શન સેવા થકી ?
શું થયું વરણના ભેદ આણ્યે ?
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા,
આત્મારામ પરબ્રહ્મ ન જોયો.
ભણે નરસૈંયો કે, તત્ત્વદર્શન વિના,
રત્નચિંતામણિ જન્મ ખોયો.

આવા જ વિચારોની છાપ અખા ભગતની વાણીમાં જોવા મળે છે. અખાના પુરોગામી કવિઓમાં, આગળ કહ્યું છે તેમ, પંડિત ધનરાજ ને સમકાલીનોમાં બૂટિયાજી પણ ભૂલવા જેવા નથી. આ બન્ને અખા-સંપ્રદાયના ગાની કવિઓની વાણીનાં સહેજસાજ દર્શન કરી આપણે આગળ ચાલીશું.

ધનરાજ પંડિતના વાણીના વિષયો—સંસારની અસારતા, વેદાન્તમત પ્રમાણે જગતની ઉત્પત્તિ, જીવસ્વરૂપ, જીવના ધર્મો વગેરે છે. એના વિષે શ્રી. કે. કા. શાસ્ત્રી કહે છે:

"કવિનું આત્મજ્ઞાન સ્પષ્ટ હતું હોય તેમ તેની કવિતામાં ઊતર્યું આવે છે. એમાં ગાંભીર્ય એક છતાં વ્યાપ્ત છે. કોઈક આમે નવીન માત્ર ગુજરાતી કવિતામાં આમ આ કવિ પાડતો જણાય છે." જુઓ,

*પરબ્રહ્મ અવિગત એક । તેહ પહિલું પરમાતમા હેલિ ॥૧॥
એકના ત્રણિ અંશ સરજિ પાલિ સંહરિ હેલિ ॥૨॥
બ્રહ્માદિક ત્રિ રૂપ । એહ તણી ઈશ્વર નથા હેલિ ॥૩॥
નિશ્ચિ છિ અવિનાશ હાસિ ઘટ્યું-અઘટ્યું કરિ હેલિ ॥૪॥

× × ×

અકલ અલક્ષ અભેદ । વેદ નિરંતર સ્તુતિ કરિ હેલિ ॥૯॥
જનમ મરણ નહી એહ યોગિએ એહ સરખા હેલિ ॥૧૦॥

હવે ધીરિયાની સ્વાભાવિક અને વેગવાળી વાણીનો નમૂનો જોઈએ:—

જેણે મગન હોઈને દૂધ પીધાં રે, સોહી મતવાલા ભોલ્યા, દીવાના
ધ્યાન ધારણા નામ નિરંતર, વ્યાપક આતમ ચીન્યા રે હો. સોહી૦
સુરત તુરત કરે ધમણ ધમાવી, કામ ક્રોધને બાળ્યા રે હો, સોહી૦
દર્પ શોક અગ્નિમાં રે હોમ્યા, તેણે અમર અજર રસ ગાળ્યા રે હો. સોહી૦
પીઅત પ્યાલા બિસર ભયો, પરમ તત્ત્વ તત્ત લીના રે હો, સોહી૦
પુરણ બ્રહ્મ અખંડ અવિનાશી; સોહમ બ્રહ્મ જેણે જાણ્યા રે હો. સોહી૦
સુકા અંત જ્યું પવન અધાવે, જ્યું હાલ્યું હોય રહીએ રે હો, સોહી૦
માયા રહિત મગન ભયા મનવા, સો જન સમજ્યા કહી રે હો. સોહી૦
અનળ પક્ષી આકાશી પગ્યું ધાએ, તે ધરતી પાગ ન મેલે રે હો, સોહી૦
કહે ધીરીયાજી કોઈ અદ્ભુત જ્ઞાની, આશ નિરાશ થઈ બેસે રે હો. સોહી૦

અખા ભગતના અનુગામી કવિઓમાં 'સમાધ્યાપી' તથા 'નરબોધ' ના રચનાર મહાત્મા જગજીવનદાસ ધ્યાન ખેંચે તેવા છે. આ કવિ પરોતરના વતની હતા, અને એમણે ઘણો કાળ ભાવનગરમાં ગાળ્યો હતો. એથી વિશેષ હકીકત એમના સંબંધમાં પ્રાપ્ત થતી નથી. એમણે નરબોધ સં. ૧૭૭૨માં રચ્યો હતો,[૧૪] એટલે એમને મહાકવિ પ્રેમાનંદના સમકાલીન ગણી શકાય. નરબોધના સંબંધમાં સ્વ. મગુભાઈ કોટાવાળાએ લખ્યું

* કવિચરિત પૃ.- ૪૦૩

૧૪- સંવત સત્તર બોતરે, ફાલ્ગુનથી માધમાસ,
શુક્રવાર ને સપ્તમીને, થયો ગ્રંથ પ્રકાશ.

નરબોધ-પૃ. ૭૧૦

છે કે, " તેમણે (જગજીવનદાસે) ઉપનિષદ વગેરેને આધારે બ્રહ્મજ્ઞાન, શરીર, જીવ, આવાગમન, ઉપાસના, ભક્તિ, વૈરાગ્ય, મોક્ષ વગેરેનું વર્ણન એવું સ્પષ્ટ અને ખૂબીદાર કર્યું છે કે એવા ગ્રન્થ ગુજરાતી ભાષામાં ક્વચિત મળી આવે છે. " આ શબ્દો જગજીવનદાસની કૃતિઓના પરિચયમાં આવનારને અતિશયોક્તિભરેલા લાગતા નથી.

જગજીવનદાસની બન્ને કૃતિઓ–' સપ્તાખ્યાયી ' અને ' નરબોધ ' ગુરુ-શિષ્યના સંવાદરૂપે છે. આ રચનાઓનુ અવલોકન કરતાં અખાની ' ગુરુ-શિષ્ય સંવાદ ' નામક કૃતિ સ્મરણમાં તરી આવે છે.

અખાકૃત ' ગુરુ શિષ્ય સંવાદ ' ની શરૂઆત આમ થાય છેઃ

> ગુરુચરણે શિષ્ય આદરે, પ્રેમે કરી પ્રણામ,
> પદપંકજ પાવન સદા, નમો નમો પરધામ.

પછી શિષ્ય પૂછે છે:—

> સત્ય સત્ય સ્વામી ગુરુ, તમે કાઢ્યું લહ્યું હરિરૂપ,
> પરમ પદ તે મુજને કહો. ટળી પ્રપંચ અંધ કૂપ.

હવે જગજીવનદાસકૃત સપ્તાખ્યાયીનો પ્રારંભ કેમ થાય છે તે જોઈએઃ

> સ્વામી પ્રત્યે સંચર્યો, સાધક શિષ્ય તે આજ,
> પાય લાગીને પૂછિયું, પ્રસન્ન થાઓ મહારાજ.

પછી શિષ્ય પૂછે છેઃ

> કેમ પરમ પદ પામીએ, કેમ વાસના થાયે ભંગ,
> કેમ માયાને પરહરું, કેમ હરે લાગે રંગ

આમ અખાએ તેમ જ જગજીવનદાસે શિષ્ય પાસે પરમ પદ કેમ પમાય તેવા પ્રકારનો પ્રશ્ન કરાવ્યો છે અને ત્યાર પછી શિષ્યદ્વારા શંકાઓ રજૂ કરાવી, ગુરુદ્વારા એના ખુલાસા આપવામાં આવ્યા છે; અને એ રીતે કાવ્ય-રચના કરી છે વેદાન્તના વિષયોનું એમ ને એમ વર્ણન કરવું એના કરતાં આવા ગુરુશિષ્યના સંવાદરૂપે એ રજૂ થાય એ વધારે સારું થાય છે તેમાં વિષયની છણાવટ પણ ઠીક થાય છે અને વાચનારને સમજતાં મુશ્કેલી નડતી નથી આપણે જોઈશું તો જણાશે કે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પણ શ્રીકૃષ્ણ-અર્જુનના સંવાદરૂપે જ છે.

(મહાત્મા જગજીવનદાસ પછી અખાના અનુગામી કવિઓમાં ધીરો)(સં. ૧૮૦૮–૧૮૮૯), ધીરાના સમકાલીન નીરાંતનો શિષ્ય ગોવિંદ ( જેણે

આત્મબોધ બત્રીશી લખી છે), બાપુસાહેબ ગાયકવાડ (સં. ૧૮૩૫માં જન્મ), પ્રીતમદાસ (સં. ૧૮૩૮ માં હયાત), ભોજો ભગત (સં. ૧૮૪૧ થી ૧૯૦૬), સ્વામીનારાયણ સંપ્રદાયના સંત કવિઓ–બ્રહ્માનંદ (સં. ૧૮૨૮–૧૮૮૮) અને નિષ્કુળાનંદ (સં ૧૮૭૭ માં હયાત) તથા ' સનત્સુજાતીય આખ્યાન' અને ભગવદ્‌ગીતાની 'પ્રબોધિની ટીકા' લખનાર મનોહર સ્વામી (સં. ૧૮૪૪–૧૯૦૧) વગેરે આવે છે, જેમણે વેદાન્ત કવિતાની પ્રણાલિકા જીવતી રાખી છે.

યોગ અને જ્ઞાનનાં સૂત્રોની ઊંડી સમજવાળા ધીરા ભગતને પણ અખાની માફક પોતાના સમયનાં અનેક મતમતાન્તરો પ્રત્યે તેમ સાધુ-મહારાજોના દંભ પ્રત્યે ભારે તિરસ્કાર હતો. અખાના જેમ 'છપ્પા' (છપ્પા ચોપાઈ) પ્રસિદ્ધ છે તેમ ધીરાની ' કાફીઓ ' જાણીતી છે. એણે ' સ્વરૂપની કાફીઓ', 'પ્રશ્નોત્તર માલિકા', 'જ્ઞાન કક્કો' તથા કેટલાંક છૂટક પદ લખ્યાં છે. એના, સંબંધમાં ડૉ મંજુલાલ ર. મજમુદાર કહે છે: " એનું આત્મજ્ઞાન અખા જેટલું જ સ્વયંપ્રેરિત અને સ્વાનુભવનું હતું, છતાં બન્ને કવિઓની વિચારપ્રદર્શનની પદ્ધતિમાં ફરક છે. વેદાન્તના મુખ્ય અંગ વૈરાગ્યની ખીલવણીમાં ધીરાએ ઉત્તમ કવિતા આપી છે. ધીરાના જ્ઞાનપ્રચુર અને વેદાન્તની પરિભાષાવાળા કવિતાની મધ્યમ અને પ્રાકૃત સમાજમાં લોકપ્રિયતા થવાનું કારણ તેની વાણીની સચોટતા તથા સરલતા છે. " ¹

ધીરા ભગતના પગલે પગલે ચાલનાર એનો શિષ્ય બાપુ સાહેબ ગાયકવાડ હતો, એ જાતે મરાઠા સરદારનો પુત્ર હોવા છતાં એની ગુજરાતી વાણી ભેળસેળ વગરની છે. 'પ્રાચીન કાવ્યમાળા'માં એની લગભગ તમામ કવિતાઓ ' બાપુ સાહેબકૃત કવિતા ' એ નામથી અન્યત્ર પ્રગટ થઈ છે. બાપુ સાહેબે પણ બ્રહ્મજ્ઞાનની મહત્તા વર્ણવી છે. ઢોંગી ધર્મગુરુઓ પ્રત્યે તિરસ્કાર બતાવ્યો છે. તેમજ ધન, જુવાની આદિના અહંકારનું મિથ્યાપણું બતાવ્યું છે.

એણે પોતાના ગુરુ ધીરાની માફક ' કાફીઓ ' પણ લખી છે, જેમાં મુખ્યત્વે જ્ઞાનીનાં લક્ષણ અને બ્રહ્મબોધ આપવામાં આવેલ છે.

બાપુ સાહેબ ગાયકવાડ પછી વિશેષ ઉલ્લેખ કરવા જેવું નામ ભોજા ભગતનું આવે છે. ભોજા ભગતની વિશિષ્ટતા એના ' ચાબખા ' માં છે. એ ' ચાબખા ' એ અજ્ઞાની જીવને જ્ઞાન આપવા માટે જાણે ઉપદેશરૂપી ચાબખો ન હોય તેમ લાગે છે. ' ચાબખા ' ઉપરાન્ત ભોજા ભગતે કાફી,

પદો, પ્રભાતીઆં વગેરે લખ્યું છે. એ સર્વ 'ભોજા ભક્તની વાણી' નામથી પ્રાચીન કાવ્યમાળામાં પ્રગટ થયું છે. આ ગ્રન્થના 'ગ્રન્થ વિવેચન'–કાર લખે છે: "ભોજા ભક્તે મુખ્યત્વે કરીને બ્રહ્મોપદેશ કર્યો છે. એનાં ઘણાંખરાં પદો જોવાથી જણાય છે કે વેદાન્તપ્રતિપાદ્ય બ્રહ્મસ્વરૂપ તેણે વર્ણવ્યું છે. તેણે જીવનમુક્તનાં લક્ષણ બતાવ્યાં છે, નિત્યાનિત્યનો વિવેક કરી બતાવ્યો છે, શમાદિ ષટ્સંપત્તિનાં સ્વરૂપ વર્ણવ્યાં છે, મુમુક્ષુને આગળ વધવાનો માર્ગ બતાવ્યો છે. એ સર્વ વેદાન્ત શાસ્ત્રનો જ અનુવાદ છે"

આમ મધ્યકાલીન સાહિત્યમાં આદિકવિ નરસિંહ મહેતાથી ચાલુ રહેલી જ્ઞાનપરંપરા :આટલેથી કંઈ અટકતી નથી. પણ અર્વાચીન યુગમાંયે એ ચાલુ રહેલી છે; એ નરસિંહરાવની 'સ્મરણ સંહિતા', ખબરદારની 'દર્શનિકા', અને નાનાલાલનું 'ભગવદ્ગીતા'નું સમશ્લોકી ભાષાન્તર જોતાં જણાઈ આવે છે.

## સંદર્ભગ્રંથ


૧ કવિચરિત ભા. ૧–૨ ( શ્રી. કે. કા. શાસ્ત્રીકૃત )

૨ અખાની વાણી ભા. ૧
( સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રકાશિત )

૩ ગોપાળ ગીતા ( શ્રી. લાલજીભાઈ રણછોડજી દેસાઈ સંપાદિત )

૪ કવિ નરહરિદાસ કૃત વસિષ્ઠ સાર ગીતા
( શ્રી. છગનલાલ કેવળરામ મહેતા સંપાદિત )

૫ મહાત્મા જગજીવનદાસ કૃત સોરઠાબાવની અને નરબોધ
( પ્રકાશક : શ્રી. મકુભાઈ કોઠાવાળા )

૬ બાપુસાહેબ ગાયકવાડ કૃત કવિતા ( પ્રાચીન કાવ્યમાળા )

[illegible] ભોજા ભક્તની વાણી ( પ્રાચીન કાવ્યમાળા )

૮ પંચદંડ અને બીજાં કાવ્યો ( તૈયાર કરનાર : ડૉ. મંજુલાલ ર. મજમુદાર એમ. એ. એલએલ. બી., પી.એચ. ડી. )

[illegible] સાહિત્યવિલાસ ( તૈયાર કરનાર : શ્રી. ર. ઉ. ભટ્ટ )


※

પ્રો. કાન્તિલાલ બ. વ્યાસ, એમ. એ.

# અખાના સમયનું ગુજરાત

અખાનો સમય સાધારણ રીતે સને ૧૬૨૫ પછીનો મનાય છે. આ સમય મુગલાઈ અમલના અસ્તકાળનો સાક્ષી છે. અખામાં જ આ સમયમાં પ્રવર્તતી અંધાધૂંધીનાં સૂચનો મળે છે. આજ સમય ગુજરાતી સાહિત્યમાં સમૃદ્ધમાં સમૃદ્ધ યુગ છે. ત્રણ મહાકવિઓએ એક સૈકા કરતાં વધારે સમયથી શુષ્ક અને વેરાન પડેલા સાહિત્યક્ષેત્રમાં નવા પ્રવાહો રેલાવીને એને પ્રફુલ્લ, ચેતનવંતું અને સમૃદ્ધ બનાવ્યું: અખાએ એની કટાક્ષમય વાગ્ધારાથી અને વેદાન્તના વિવરણથી; પ્રેમાનંદે સ્વભાવના તદ્રૂપ આલેખનવાળાં, અભિનવરસે છલકાતાં મનોરંજક આખ્યાનોથી; અને શામળે કલ્પનાભરી વેગવંત અને આકર્ષક વાર્તાસૃષ્ટિથી. આમાંથી શામળ અને પ્રેમાનંદે પોતાની પ્રતિભાને માટે કોઈ નવો માર્ગ શોધ્યો નથી, પરંતુ તેઓ ચાલતી આવેલી કવિતાપરંપરાને જ અનુસર્યા છે. પરંતુ અખાનું કાવ્ય—ઉપાદાન પૂર્વોક્ત કવિઓથી તદ્દન નિરાળું છે અને એમાં એનો પુરોગામી કે અનુગામી કોઈ કવિ એની સાથે સ્પર્ધા કરી શક્યો નથી.

અખાનું ઉપાદાન સમકાલીન ગુજરાતનું જીવન છે. અખાનાં કાવ્યો બે ઉદ્દેશથી પ્રેરાઈને રચાયાં છે. પ્રથમ તો સમાજની વિવિધ માન્યતાઓ અને રૂઢિઓ તેમજ અનેક ધાર્મિક સડાઓ તીખી અને સચોટ વાણીથી અખો દૂર કરવા માગે છે, અને એ રીતે સમાજને શુદ્ધ કરવા માગે છે. આ સમાજશોધનમાં પૂર્વોક્ત વહેમો અને સડાઓ ઉપર કટાક્ષમય વાણીથી પ્રહાર કરવો આવશ્યક છે. એટલે આ રીતે અખો સમકાલીન સમાજની નિર્બળતાનું સ્પષ્ટ, સુરેખ અને ઠામ ઠેકાણે અતિ-શયોક્ત ચિત્ર આપે છે. આ ઉપરાંત અખાને મતે બધા સંપ્રદાયોમાં વેદાન્ત મત શ્રેષ્ઠ છે, એ વેદાન્તના સિદ્ધાંતોનું વિવરણ કરવામાં અખો ગુજરાતના સમકાલીન જીવનમાંથી સચોટ દૃષ્ટાન્તો આપે છે. આ રીતે પણ અખાનાં કાવ્યોમાંથી ગુજરાતના જીવનનું દર્શન આપણને થાય છે. પ્રેમાનંદનું ઉપાદાન પૌરાણિક કથાઓ, અને ભક્તજનોનાં જીવન છે, શામળ પરંપરાગત લોકવાર્તાઓના સાહિત્યમાંથી પોતાનું વસ્તુ લે છે. પ્રેમાનંદને પૌરાણિક કથાસાહિત્યને કલ્પનાથી રંગી વિવિધ ચિત્રો સરજવાનું

ગમે છે. દયારામ એમની રમતિયાળ શૈલીવડે પુષ્ટિ સંપ્રદાયનાં તત્ત્વો સમજાવે છે. આ મધ્ય યુગના અગ્રગણ્ય કવિઓમાંથી એકેયનાં કાવ્યોમાં મધ્યકાલીન ગુજરાતનું ચિત્ર સ્ફુરતું નથી. માત્ર અખામાં જ–વિશેષતઃ એના કટાક્ષમય છપ્પાઓમાં જ ગુજરાતનું તુટક અને આછું આછું પરંતુ સૂચક ચિત્ર લાધે છે. નીચે અખાના નિર્દેશોના રાજકીય, સામાજિક અને ધાર્મિક એવા ત્રણ વિભાગ પાડયા છે, અને પ્રત્યેક વિભાગમાં એ વિભાગને સ્પર્શતી ઘણીખરી પ્રસ્તુત સામગ્રી સંગ્રહીને વાચનક્ષમ સ્વરૂપમાં ગોઠવી છે.

## અખાના સમયની રાજકીય પરિસ્થિતિ

અખાનો સમય મુગલાઈ સત્તાનો છેલ્લો તબક્કો છે. એ સમય દરમિયાન કોઈવાર અંધાધૂંધી અને અરાજકતા પ્રવર્તતાં હશે, એમ અખાના નિર્દેશો ઉપરથી જ આપણને જણાય છે. ઉ. ત.

"જ્યારે જેનું રાજ જ જાણું, ત્યારે માનવી તેની આણ"

(ભાષા અંગ)

અને

"એ બેઉને કહિયે એક, તો આવિયે બેસે જ્ઞાન વિવેક;
જ્ઞાની વિવેકી કેરવ્યા રાય, ત્યારે આસુરીનાં થાણાં ઉઠી જાય.
અદલ થયું ત્યારે સબ્બાશેર વિષ્ટિ કરતાં ચૂક્યું વેર.
આનંદ મંગળ ઓચ્છવ થાય હરિના જન તે હરિજશ ગાય.

× × ×

પછી અખા શહેરની શોભા નવી, જેમ વીતી રજની પ્રગટયો રવિ."

(કુટકળ અંગ)

આ વર્ણન અખાએ પ્રત્યક્ષ જોયેલી અંધાધૂંધીની સ્થિતિનું સ્પષ્ટ સૂચન કરે છે. દી. બ. નર્મદાશંકર મહેતા 'અખાનાં કાવ્યો'ની પ્રસ્તાવનામાં જણાવે છે કે પૂર્વોક્ત નિર્દેશોમાં શાહજહાંએ જહાંગીર સ્હામે બળવો કરેલો, અને એને સમારસાને ઈ. સ. ૧૬૨૧ના અરસામાં જેતલપુર પાસે લડાઈ થયેલી તેનું સૂચન છે. અખાનાં સૂચનોનો આવો અર્થ અસંગત કે અસંભવિત લાગતો નથી. જો કે એના નિર્દેશોનો ચોક્કસ જ અર્થ થાય છે, એમ આગ્રહપૂર્વક કહી શકાય નહિ.

## અખાના ગુજરાતનું ધાર્મિક જીવન

અખાના સમયમાં ગુજરાતમાં વલ્લભી સંપ્રદાયનું બહુ જોર હતું. અખાનાં કાવ્યોમાં સ્થળે સ્થળે વૈષ્ણવો અને વૈષ્ણવ મહારાજો તથા ગોસ્વામીઓ ઉપર કટાક્ષો કરેલા મળી આવે છે. અખો પોતે પણ બ્રહ્માનંદ ગુરૂ સાંપડયા પહેલાં ગોકુળનાથજી પાસે દીક્ષા લે છે એ બહુ સૂચક છે. એ સમયમાં જુદા જુદા મત મતાન્તરો પણ બહુ પ્રચલિત હશે એમ લાગે છે. ઢોંગી લોકો ભદ્રાળુ સમાજને ધૂતનારા હશે. આ બધામાં વૈષ્ણવ મહારાજો ઉપર અખાનો કટાક્ષ સૌથી પ્રબળ છે. કદાચ એમના લખલૂટ વૈભવો અને નિર્મર્યાદ સ્વેચ્છાચાર, સાધુવૃત્તિ અને વૈરાગ્યના સ્વાંગધારી અખાને ખૂંચ્યાં હશે. ષડ્ દર્શનોના અનુયાયીઓના અંદરોઅંદરના વિખવાદ અને કલહ પ્રત્યે અખાએ ખૂબ કટાક્ષો કર્યા છે. ધર્મને અંગેની સભાઓ કે પરિષદો ભરાતી હશે, અને તેમાં વાદવિવાદ, ખંડનો અને આવેશભરી ચર્ચાઓ થતી હશે. અખાને આવા વિતંડાવાદોનો અનુભવ થયો હોય એમ લાગે છે. 'વેષનિન્દા અંગ' માં અખો કહે છેઃ—

"ખટ દર્શનના જુજવા મતા, માંહોમાંહિ ખાધી ખતા
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ભણે.
અખા એજ અંધારો કુવો ઝઘડો ભાગી કોય ન મુવો."

વળી વિભ્રમ અંગમાં પણ,

"ખટદર્શન કરતા વિખવાદ, વચ્ચે માયા પોષે સ્વાદ. ૩૮૨

'દશવિધ જ્ઞાની અંગ' માં,

"વિતંડ નર તે હોયે એસો, પોતાને નિશ્ચય નહિ કશો,
વાદ કર્યા ઉપર બહુ હામ, લક્ષ વિના વિજ્ઞાની ચામ,
કલેશ કરતાં કાપે કાળ." (૪૬૪)

'વિભ્રમ અંગ' માં એક સ્થળે અખો બધા મતમતાન્તરોની પક્ષાપક્ષી અને ખેંચતાણનું વર્ણન કરે છે

"કોય કહે મોટો શિવ દેવ, કોય કહે વિષ્ણુ મોટો અહમેવ,

x x x

જૈન કર્મની સદા દે શીખ, યવન માને કુરાને શરીક,
અખા સૌ ભૂપે ભાકેરી. કોય ન જુવે હરિ પાછો ફરી." (૩૮૬)

અખાએ ઢોંગી ગુરુઓ, ખોટા લાલસાવાળા વૈરાગીઓ, દંડીઓ, વૈષ્ણવ મહારાજો, ડોળી, દેખાવ માત્રના ભક્તો અને કથાઓ કહેનારા વ્યાસજીઓ ઉપર ટોક પાડયો છે. અનેક સ્થળે એનાં કટાક્ષમય મર્મ-વચનો વેરાયેલાં પડયાં છે. અહીં થોડાં નિદર્શન કરાવવા પૂરતાં જ લઈશું.

વૈરાગ્ય અંગમાં,

" જે વૈરાગ્ય દેખાડે કરી, એ તો મન કેરી મશ્કરી.
પલકે પલકે પલટે ઢંગ, એ તો અખા માયાના રંગ. "

એમ કહી વૈરાગીઓને ઉઘાડા પાડયા છે. માત્ર દંભી ભક્તોને અખો કહે છેઃ—

" હરિના હો તો હરિને ઓળખો, વણચાખ્યું મીઠું કયાં ભખો ?
સ્વાદ ન આવે રંગ ન થાય, તેમ ભક્ત ભક્ત કહી લોકો ગાય. "
( કુટકળ અંગ )

દંડી સંન્યાસીઓ માટે કહે છે,

" મુંડ મુંડાવી હરિને કાજ, લોક પૂજે ને કહે મહારાજ;
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી. " ( ૧૫૮ )

ઓજ અંગમાં કેટલાક ગુરુઓ પોતાની પાદુકાઓ પૂજાવે છે તેની ટાક્ષભરી ટીકા કરી છેઃ

અખો કુટકળ અંગમાં વૈષ્ણવોની મશ્કરી કરે છે.

" વૈષ્ણવ ભેખ ધારીને ફરે, પ્રસાદ ટાણે પત્રાવળાં ભરે. "
" રાંધ્યાં ધાન વખાણતા જાય, જેમ પીરસે તેમ ઝાઝાં ખાય.
કીર્તન ગાઇને તોડે તોડ, અખો કહે જુવાનીનું જોર. " (૬૬૩)

બિચારા પુરાણકથા ઉપર આજીવિકા કરનાર વ્યાસજીઓને પણ અખાએ જવા દીધા નથીઃ

" વ્યાસ વેશ્યાની એકજ પેર, નિત્ય બેઠી છબેરી ઘેર.
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અઢોરું જડે
જો જાણે વાંચ્યાની પેર, અખા કાં ન વાંચે પોતે ઘેર ? " ( ૬૩૭ )

એક સ્થળે જૈન દેરાસરનું સૂચન છેઃ

" સોહના બાર ને રૂપાના દેવ, એક દેરાસરમાં થાતી સેવ. "
( વિષમ અંગ )

એજ અંગમાં અખો તે કાળની સંસ્કારી જનતા Intelligentia ગણાવે છે. પંડિત, ન્યાયવિદ્, ગાયક, અષ્ટાવધાની, કવિ, માન્ત્રિક, વૈદ્ય વગેરે.

અખાએ બધાય મતમતાન્તરોને ઝાટક્યા છે. ઉપરના વિશ્રમ અંગના છપ્પામાં બધા પંથોના નામ ગણાવ્યાં છે, તેમાં ગણના પૂરતું જૈનોનું નામ ગણાવ્યું છે. અન્ય કોઈ સ્થળે કટાક્ષ કરેલું જણાતું નથી. જૈનોની શાન્તિપ્રિયતા અને વ્યવહારકુશળતાને આ આભારી હશે !

## અખાનો સમાજ

અખાની સમકાલીન રાજકીય પરિસ્થિતિ અને સમાજનું ધાર્મિક જીવન આપણે અવલોક્યાં; પરંતુ એ બન્ને કરતાં તત્કાલીન સમાજના રીતરિવાજો, વેપારવણજ, વહાણવટું, મુસાફરી, આર્થિક જીવન, મુસલમાનોનો સંપર્ક, રૂઢ વહેમો અને માન્યતાઓ, આનંદનાં સાધનો આદિનું ટૂંક છતાં સાફ દર્શન થાય છે. અખાના છપ્પાઓ એટલે જાણે મુસ્લિમ યુગના ગુજરાતનું એક પ્રકાશ્યું સંગ્રહસ્થાન—ટૂંટક, જર્જરિત, છતાં ય ભૂતકાળની સાંકળ જોડવા માટે અતીવ ઉપયોગી. આપણા મધ્યકાલીન કવિઓમાંથી વિશ્વસનીય સમાજદર્શન તો કેવળ અખામાં જ થાય છે.

## આર્થિક જીવન

અખાનું સમકાલીન ગુજરાત ખડું સમૃદ્ધ હશે એમ લાગે છે. અહીં તહીં એવા કેટલાય નિર્દેશો વેરાયલા પડ્યા છે કે જે વેપાર વણજમાં આગળ વધેલા, લાંબી જળમાર્ગની સફરો ખેડતા, હુન્નર કારીગરીના ધામ, સમૃદ્ધ અને ઉદ્યોગી ગુજરાતનું ચિત્ર કલ્પનાપટ ઉપર સ્ફુરાવે છે. અહીં તો માત્ર થોડાંકેક સૂચક ઉદાહરણો જ આપ્યાં છે.

અખાના કાળમાં દરિયાઇ સફરો ખેડવી અને અરબસ્તાન અને ઇરાનનાં બંદરો સાથે વેપાર કરવો બહુજ પ્રચારમાં હશે. દરિયાઈ જીવનના સાક્ષાત્ અનુભવના કેટલાય નિર્દેશો અખામાં છે ઉ. ત.

'સૂક્ષ્મઅંગ' માં,

" સાગર ઉદર સહિસો મર્મ આલમ જાણે જે કુળધર્મ;
બીજા જળ વડે કરે વ્યાપાર, અખા ગ્યાની જન લે નિર્ધાર. " (૧૩૬)

અને

નર નૌકામાં આસન કરે બેઠો આખી પૃથ્વી ફરે. " (૧૪૮)

જ્ઞાની અંગમાં

"જેમ નાવ ચાલે મુલને આધાર—" (૧૭૧)

અને

"મારે મોટો હુન્નર જડયો, જે ઈશ્વરરૂપી જહાજે ચઢયો."

"પંચ સહિત ઉતરિયો પાર, પગ ભીંજું નહીં જળ સંસાર" (૨૪૭)

અખાના આ વર્ણનને બીજાં ઐતિહાસિક પ્રમાણોદ્વારા પુષ્ટિ મળે છે.

અમદાવાદ અને સામાન્યતઃ ગુજરાત વેપારમાં બહુ સમૃદ્ધ હશે. જાત જાતની હુન્નર કારીગરીનું ધામ હશે એમ લાગે છે.

"અખા નહી ઉપારે પડી, હરિજન મુક્તિ આપે રોકડી" (૮૨)

"બધા દામ વેપારી લખે, અખા વ્યાજ નોય છૂટા પખે"

(ભાષા અંગ—૨૪૭)

આ વ્યાજ વટાવનો ધંધો સૂચવે છે.

"ધર્મે કર્મે લાગ્યા બહુ લોક, સોદો ન થયો રોકારોક.
નગદ માલ ઉધાર પડયો, એમ અખા જીવ તો રવડયો."

(વેદ અંગ–૫૩૪)

તે કાળે અમદાવાદમાં બનતાં કાપડનાં નામ અખો આપે છે. તે ઉપરથી લાગે છે કે હીર કે હીરાગળ કાપડ (૮૩), દુમાસ (૧૦૭), કસબનું ભરત (૧૭૦) વગેરે સારાં બનતાં હશે. તે કાળે રૂપિયો અને સોનામહોર (૩૩૫ ૨૮૪) જેવું કીમતી નાણું મોટી લેવડ દેવડમાં વપરાતું હશે. સામાન્ય રોજરોજના વ્યવહારમાં હાલ જેમ પૈસો વપરાય છે તેમ એ યુગમાં કોડીનો ઉપયોગ થતો હશે. (૩૧૩) અખાના છપ્પાઓમાંથી તે કાળે વપરાતાં તોલમાપનો કંઈક ખ્યાલ આવે છે. એ તોલોનો ચડતો ક્રમ આમ ગોઠવી શકાય : ટાંક (નવટાંક કે છટાંક–તનખો=રૂપિયો એ ઉપરથી ટકો શબ્દ આવ્યો હશે), પાશેર, શેર, તોલું અને મણ (૪૦ શેરનો) ૧૯૮, ૫૬૫, ૧૫૧) આવી સમૃદ્ધિ હોવા છતાંય રાજકીય અવ્યવસ્થા અને અંધાધૂધીને પરિણામે ચોર, લુટારુ, ધાડપાડુ વગેરેનો ઘણો ભય રહેતો હશે. રાજધાનીમાં જ કાંઈક બંદોબસ્તનો દેખાવ માત્ર સચવાતો હશે; પરંતુ રાજધાનીથી દૂર આવેલા આજુબાજુના પ્રદેશોમાં અરાજકતા અને અંધાધુંધી પ્રવર્તતી હશે. અખો કહે છે:

" કર્મ કરે ને ફળની આશ, એ તો હરિમાર્ગમાં મેવાસ. "
(છપ્પા ઈશ્વર અંગ-૧૭૭)

અને

" ટીલાં ટપકાં કાઢે ખાસ, જાણ્યો મારગ પણ છે મેવાસ. " (૨૧૦)
કુટકળ અંગમાં બે સ્થળે ચોરોનો નિર્દેશ છે.

" ઓળખ્યા ચોર તે સાવચેત થયા, વળતી દે તો કુશળ રહ્યા."
" અચેતને લૂટી ગયા ભાઈ, સાવચેતને ઘેર આનંદ વધાઈ. " (૧૮૬)

અને

" ચોર શાહની ચિન્તા કરે, અખા વળતો શાહ ચોરથી ડરે,
ડર્યો શાહ તે પારે થયા જખ મારીને ચોરજ રહ્યા. " (૧૬૬

## સમાજની રૂઢિઓ અને માન્યતાઓ

(૧) આભડછેટ—છૂતછાત તે કાળમાં જોરમાં હશે. આજે વિજ્ઞાન-સ્વાતંત્ર્ય અને વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનામાં પણ એ રૂઢિ જનતામાં એવી ને એવી જ પ્રબળ છે. અખો કહે છેઃ

" આભડ છેટ અંતરે અંગ— "

(૨) બાળલગ્નની પ્રથા એ કાળે પણ સામાન્ય હશે. અખો કહે છે.—

" નાર નાનડી હતું પ્રસૂત, વળતી વાધે નહીં અદ્ભુત. " (૧૨)

દૃષ્ટાન્ત તરીકે એણે આવું ઉદાહરણ આપ્યું છે એટલે આ પરિસ્થિતિ સામાન્ય હશે એમ માનવા કારણ છે.

(૩) જ્યોતિષ પરની લોકોની આસ્થાની—અંધ શ્રદ્ધાની અખાએ સચોટ મશ્કરી કરી છે.

॥ હરિજનને ગ્રહ કરતો શું કરે, જે ગ્રહ બાપડા પરવશ ફરે,
રાહો શુક ને લહો શનિ, ગ્રહપતિએ ઓ ખોય આપણી. ॥
(છપ્પા-ઈશ્વર અંગ-૨૦૧)

(૪) મન્ત્રમાં લોકોને શ્રદ્ધા હશે અને એના જુગુપ્સાકારક પ્રયોગે ઇષ્ટસિદ્ધિ સુધી લોકો કરતાં હશે

" એક મેલો મન્ત્રી તે બીજો કુતર્ક, સાધકને સુખે મૂકે નર્ક." (૨૨૧)

(૫) હલકી ધાતુમાંથી સોનું બની શકે એવી માન્યતા હશે અને એનો લાભ લઈ ધૂર્ત લોકો સાધારણ જનોને ઠગતા હશે.

" રસાયન કેને નવ મળે, ધૂર્ત વિત્ત લેઈને પળે. " ( ૪૪૬ )

( ૬ ) અજ્ઞાન શ્રદ્ધાળુ લોકો કથા સાંભળવામાં બહુ પુણ્ય માનતા હશે અને એ શ્રોતામંડળીમાં અખાએ કંઈક અનાચારનાં તત્ત્વો જોયાં હશે, માટે જ એ કુટકળ અંગમાં કહે છે—

" આંધળો સસરો ને શણગટ વહુ, એમ કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઈ ને સમજ્યા કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું. "

(૭) તીર્થ કરવાનો બહુ પ્રચાર હશે. તીર્થ અંગમાં એનો નિર્દેશ જડે છે. અખો એક સ્થળે હરિદ્વાર આગળના ગંગાના પ્રદેશનું વર્ણન કરતો હોય એમ લાગે છે.

## આનંદનાં અને રમતગમતનાં સાધનો

દી. બ. નર્મદાશંકર જણાવે છે કે—" સમાજમાં વિનોદને સ્થાન હતું. ચામખેડાના ખેલ, કાષ્ઠપુતળીના ખેલ, અને નાટક કરનારી ટોળીઓના ખેલ થતા હતા. અખો તે ખેલ જોઈ માર્મિક વચનો બોલતો હતો. "

(૧) પરંતુ ખાળા ચામડામાં ભરાઈને નટ દીવાની મદદથી જુદી જુદી ગોઠવણથી જુદા જુદા આકારો (ભાત્ય અનૂપ) દેખાડતો હશે. એટલે કોઈ યાન્ત્રિક કરામત તરીકે જ આ ખેલને ઓળખાવી શકીએ.

" ખાળી ચર્મ કેરાં બહુ રૂપ, નટ દેખાડે ભાત્ય અનૂપ;
ચામખેડામાં બેઠો છપી, રમી રૂપ છપાવી લે ખમી.
ખેલ ચાલે જે દીપક વડે, તેને અખા કોયે નવ અડે. " (૧૫૦)

અહીં અમુક યાન્ત્રિક કરામતનો જ નિર્દેશ છે, નાટક કરનારી ટોળીઓનો નહિ. વળી,

" કળને ભરાવી ચેતન વિષે, માટે તે નાટક છે અખે. " (૫૫૩)
" નિરાધાર નાટક અટપટું, સ્વતઃ સિદ્ધ દિસે સામટું.
ઉત્પત્તિ સ્થિતિ લય સહેજે થાય, પ્રવાહ તણી પેરે ચાલ્યું જાય." (૧૫૫)

વેદાન્તમાં આ વિશ્વને નાટક સાથે ઘણીવાર સરખાવવામાં આવે છે. એટલે અખાએ એ જ કલ્પના અહીં એમ ને એમ ઉતારી હોય અથવા નટ લોકો આવા ચામખેડાના, અંગ કસરતના અને બીજી શારીરિક અને જાદુઈ કરામતના ખેલો કરતા હોય, તેથી કે ગમે તેમ અખાએ આવા સામાન્ય ખેલોના અર્થમાં વ્યવહાર કર્યો છે. નાટક ભજવનારી ટોળીઓનું કે ભજવાતાં નાટકોનું સૂચન કોઈ સ્થળે મળતું નથી. આ ચામખેડાની રમત વ્યવસ્થિત અને મોટા પાયા ઉપર હશે.

(૨) આ ઉપરાંત માંકડાં અને સાપ લઈને મદારી લોકો ગામેગામ ફરતા હશે

> " જેમ ઓઅરમાં વાજે સાદ, એકલો ગારુડી પૂરે નાદ
> માયાના મર્કટ સહુ લોક, પલકે સુખ ને પલકે શોક. " (૩૦૨)

અને

> " કપિને જેમ સાણમાયો નરે, ભીખ મગાવે ચૌટે ચૌવટે " (૫૫૮)

(૩) કાષ્ટની પુતળીના ખેલનો અવાજ કયાંક કયાંક મળે છે. ઉ. ત.

> " જેમ કાષ્ટની પુતળી નાચે નરી-" (૬૯૩)

(૪) લગ્નના વરઘોડા વખતે આતશબાજી ફોડવાનો રિવાજ હશે ઉ. ત.

> " એ ગોટપ સઘળી જાય ટળી, આતશબાજી પલકે બળી "
> "જેમ વરઘોડો મળી સહુ બીના, પલકે રહીને થાયે ફના."(૮૯)

(૫) સારા વારતહેવારે, પર્વે અથવા કોઈ પ્રસંગ હોય ત્યારે અમુક વર્ણોમાં ( રજપૂત, કણબી અને બીજી હલકી જાતિઓમાં ) કસુંબા કાઢવાનો રિવાજ હશે. અખો કટાક્ષ કરે છે—

> " એક અફીણ બીજો સંસારી રસ, અધિક કરે તેમ આપે કસ
> જેમ જેમ અધિક ખાતો જાય, અંગે અક્કલે હીણો થાય
> જો મૂકે તો મૂવે સરે, નહી તો અખા તે ખાતો મરે. " (૨૧૬)

## આરોગ્ય અને વૈદકના નિર્દેશો

અખાએ કેટલેક સ્થળે ઔષધોના નિર્દેશો કર્યા છે, તે કુતૂહલ ઉપજાવે તેવા છે. ઉ. ત.

> " ગોળે મરે ક્યાં ગોધે વખ ... " (૩૧)

રસાયન આદિ શોધવાનો શાસ્ત્રોક્ત વિધિએ શોધન કરવાનો અને એમાંથી માત્રાઓ અને ભસ્મો બનાવવાનો પ્રચાર હશે. વળી,

" અખા ખસ જેમ સંસાર્યે થાય, ઘસી કેદી તો સમૂળી જાય "
અને, (૧૧૭-૪૧૮)
" જેમ હરી-કવાથ રોગીને વિષે, ત્યાખા આરોગી સર્વે ભખે. " (૩૧૪)

તેમજ,

> " કડવે રોગ કાપવાનો જાય, અખા મીઠાશે રોગ બમણો થાય "
> " રોગીને તો કડવુ ઘટે, લીંબડો પીધે રોગ આંખિયો મટે. "
> (૮૩૧ ૭૩૨)

એટલે ભસ્મો અને માત્રાઓ બનાવવાનો તેમજ જ્વરમાં સીંબડાની અંતરછાલ વગેરે કડવાં કાષ્ઠાદિક આપવાનો અને 'કરી' પાળવાનો .ચાર હશે.

## મુસ્લિમ સંપર્ક અને મુસ્લિમ જીવન

અખાના સંગ્રહસ્થાનમાં કેટલાંક સમકાલીન મુસલમાનોનાં પણ ચિત્રો મળે છે. એમાં એમનો સ્વભાવ, એમની કેટલીક ખાસિયતો, એમની શિકાર કરવાની રીતો, ગાનારીઓનો શોખ વગેરે ઠીક આલેખાયા છે.

" અખા પશુ જેમ મવનને હળે, મહાજન મૂકી તે સંગી મળે." (૧૯૫)

તેમજ,

" જેમ અધકેલાં કુકકુટને કષ્ટ—" ( ૩૫૮ )

વગેરેમાં મુસલમાનોને સામાન્ય ને સહજ જીવહિંસાનો ઉલ્લેખ છે.

ચિત્રશાળાઓ ( ૫૫૨ ), પાંજરાઓમાં વાઘને પૂરવાનો શોખ (૫૯૧ ), બાજ વડે પક્ષીઓનો શિકાર (૫૯૨), ઊંટની સવારી ( ૬૩૩ ), લીલાં વૃક્ષોની ઓથે રહીને પશુઓનો શિકાર ( ૬૫૪ ), અને હલકી ગાનારીઓનો શોખ ( ૭૪૪ ), અને જાહેર વેશ્યાવાડો ( ૫૯૬ ) એ બધુ મુસલમાનોના કાળનું અને કોમનું લાક્ષણિક છે.

અખો ક્યારેક તે સમયની ન્યાય કરવાની પ્રથાનો નિર્દેશ કરે છે. દાવો, નિરદાવો ( ૧૮૯ ), કાજી, કબ્જ ( ૩૦૬ ). અહલ પણ સવ્વાશેર, દાવાગીર ( ૩૪૧ ) વગેરે શબ્દો તે વખતની ન્યાયની પ્રણાલી સૂચવે છે.

આ પ્રમાણે અખાના સંગ્રહસ્થાનમાં ગુજરાતના વહાણવટાના અને આર્થિક જીવનના અવશેષો, રમતગમતનાં ને આનંદના સાધનોની યાદી, સમકાલીન સમાજની રૂઢ માન્યતાઓનાં સ્મરણો, ને મુસ્લિમ જીવનનાં ચિત્રો આપણને લાધે છે. ઉપરના તૂટક ને છૂટા છવાયા નિર્દેશો ઉપરથી સત્તરમી સદીનું સમૃદ્ધ છતાં પરાધીન અને વ્હેમી ગુજરાત આપણે ઝાંખુ ઝાંખુ પણ પ્રત્યક્ષ કરી શકીએ છીએ.

આચાર્ય આનન્દશંકર ધ્રુવ

# "भागवतोत्तमः"

सूत्र

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ ( भागवतम् )

ભાષ્ય

( રાગ ધન્યાશ્રી )

ઘણી ઘણી કહું છું ભક્તિ વિશેષજી, જે ન દેખે હરિ વિના રેખજી;
દેખે સઘળા હરિના વેષજી, તે જન કેહેનો ન કરે ઉવેખજી.

( પૂર્વછાયા )

ઉવેખ ન કરે કોયનો, આત્મા વિલસી રહ્યો;
જેહને શ્રી ભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જેને કહ્યો.
ભાઇ ભક્ત તે જે એમ જાણે, જાણીને હ્રદયે ધરે;
સ્વામી માહારો રહ્યો સઘળે, અહર્નિંશ ચિંતન એમ કરે.
ભુવન ત્રણમાં રહ્યો પૂરી, પૂરણ સ્વે પરમાત્મા;
પોતે તો પ્રભુજી નિરંતર પણ ભેદ દેખે ભ્રાન્તમાં.
માહરો રામ રમે છે સહુ વિષે, એમ જેને હીસે મન;
હરિ કહે એ સાંભળે હરિ, હરિને સોંપે તન.
નિત્ય રાસ નારાયણ કેરો દેખે તે અનંત અપાર;
જિહાં જેહવો તિહાં તેહવો, નારાયણ નરનાર.
ગદગદ કંઠે ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરું તે પાત્ર.
નવનીત સરખું હૃદે કોમળ, કહ્યું ન જાયે હેત;
આંખ માંહે અમૃત ભરિયું, હરિભક્તિ કેરું ક્ષેત્ર
ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ;
બંધ્યું મન રહે તેહનું, શીયળ [illegible]સારી કામ.
જેમ જારે લુબ્ધી યુવતી, તેનું મન રહે પ્રીતમ પાસ;
અહર્નિંશ રહે આલોચતી, ભાઇ એહવું મન હરિદાસ.
કહે અખો સહુ કો સુણો, હરિ લક્ષ લાગો ચિંતને;
મનન જેહને માહરનું, તે સેવે હરિ—ગુરુ—સંતને.

( અખે—ગીતા )

## વાર્તિક

મનુજ—આત્માના ઊંડામાં ઊંડા ભાવો શબ્દમાં પ્રદર્શિત કરી શકાતા નથી. જો થોડેક અંશે પણ એ કાર્ય સિદ્ધ કરવાનું સામર્થ્ય મનુષ્યવાણીમાં હોય તો તે ક્રાન્તદર્શી કવિની વાણીમાં જ છે, અન્યત્ર ( ગદ્યમાં ) નથી. માટે ઉપરના શ્રીમદ્ ભાગવતમાંથી ઉતારેલા પરમ ગંભીર સૂત્રનું ભાષ્ય કવિ—અખાના—મુખેથી જ શ્રવણ કરાવી, એ સંબંધી કેટલાક પ્રાસંગિક વિચાર અત્રે વાર્તિકરૂપે આરંભીશું.

" જે સર્વ ભૂતમાં ભગવત્—આત્માને જુવે છે અને ભગવત્—આત્મામાં સર્વ ભૂતને જુવે છે, તે ઉત્તમ ભાગવત—એટલે ભગવજ્જન—સમજવો." —આ રીતનો આપણો ઉપર બતાવેલો વેદાન્ત સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત ઇતરમતના સિદ્ધાન્તો કરતાં ઘણે દરજ્જે ચઢીઆતો છે એમ આપણે માનીએ છીએ, અને એ માનવું યથાર્થ છે. પરંતુ જ્યાં સુધી એ- ઉપર સંભવતા કેટલાક આક્ષેપોનું સમાધાન ન થાય ત્યાં સુધી આપણો સિદ્ધાન્ત જ શ્રેષ્ઠ છે એમ માની બેસવું એ તત્ત્વાન્વેષણને ઉચિત ન ગણાય, માટે એવા કેટલાક આક્ષેપોનો આ સ્થળે વિચાર કરવો પ્રાપ્ત થાય છે.—

૧ પૂર્વોક્ત સિદ્ધાન્ત ઉપર એક પ્રશ્ન તો એ ઊઠે છે કે " જુવે છે "—શબ્દવાચ્ય દૃષ્ટિજ્ઞાન—માં જ " ભાગવત "ત્વની પરિસમાપ્તિ કરવી એ યોગ્ય છે ? સમ્યગ્—જ્ઞાનને સદાચરણને સ્થાને મૂકી શકાય ખરું ? જ્ઞાન અને ક્રિયા એ બે ભિન્ન શક્તિઓ છે. અને માત્ર જ્ઞાની થઇને વિરમવું અને નિષ્ક્રિય રહી કર્તવ્ય કરવામાં ચૂકવું એ દોષ નથી ?

ભગવજ્જન જ્ઞાન ઉપરાંત કર્મની આવશ્યકતા છે એ સત્ય છે. વળી જ્ઞાન ( અમુક અર્થમાં.) અને ક્રિયા એ બે ભિન્ન શક્તિઓ છે એ પણ નિર્વિવાદ છે. મનુષ્ય સત્—કર્મનું જ્ઞાન મેળવ્યા છતાં પણ અસત્—પથમાં પ્રવૃત્ત થાય છે એ સર્વ વિદિત છે અને એથી એ સૂચવાય છે કે જ્ઞાન અને ક્રિયા એ બે એક પદાર્થ નથી. ' Video mebiora probogue, deteriora sennor,' " I see and approve of the better things, I follow the worse. " " the spirit is willing, yet the flesh is weak. " " The good that I would I do not: but the evil which I would not that I do. " ઇત્યાદિ વચનો પણ જ્ઞાન અને ક્રિયા વચ્ચે વારંવાર થતા વિરોધની જ સાક્ષી પૂરેછે. પરંતુ આ શ્લોકની માફક જે વિદ્વાનો જ્ઞાનમાં કર્તવ્યકરણની, 'ભાગવતત્વ'

# " भागवतोत्तमः "

सूत्र

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ ( भागवतम् )

भाष्य

( રાગ ધન્યાશ્રી )

વળી વળી કહું છું ભક્તિ વિશેષણ, જે ન દેખે હરિ વિના રેણજી;
પેખે સઘળા હરિના વેષજી, તે જન કેહેનો ન કરે ઉવેખજી.

( પૂર્વછાયા )

દ્વેષ ન કરે કોયનો, આત્મા વિલસી રહ્યો,
જેહને શ્રી ભગવત ગાયે, ગીતા ઉપનિષદે જેને કહ્યો.
ભાઈ ભક્ત તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે;
સ્વામી માહારો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે.
ભુવન ત્રયમાં રહ્યો પૂરી, પૂરણ સ્વે પરમાતમા;
પોતે તો પીયુજી નિરંતર પણ ભેદ દેખે ભાવમાં.
માહરો રામ રમે છે સહુ વિષે, એમ જેને ઊલસે મન;
હરિ કહે એ સાંભળે હરિ, હરિને સોંપે તન.
નિત્ય રાસ નારાયણ કેરો દેખે તે અનંત અપાર;
જિહાં જેહવો તિહાં તેહવો, નારાયણ નરનાર.
ગદ્‌ગદ કંઠે ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંસુ જાઇ હેત હૃદય, પ્રેમ કેરૂં તે પાત્ર.
નવનીત સરખું હૃદે કોમળ, કશું ન જાયે હેત;
આંખ માંહિ અમૃત ભરિયું, હરિભક્તિ કેરૂં ક્ષેમ
ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ,
રખુ મન રહે તેહનું, શીથળ સંસારી કામ
જેમ જારે લુબધી યુવતી, તેનું મન રહે પ્રીતમ પાસ;
અહર્નિશ રહે આલોચતી, ભાઇ એહવું મન હરિદાસ.
કહે અખો સહુ કો સુણો, હરિ લક્ષ લાગો ચિંતને;
મનન જેહને માહત્નું, તે સેવે હરિ—ગુરુ—સંતને.

( અખે—ગીતા )

## વાર્તિક

મનુજ—આત્માના ઊંડામાં ઊંડા ભાવો શબ્દમાં પ્રદર્શિત કરી શકાતા નથી. જો થોડેક અંશે પણ એ કાર્ય સિદ્ધ કરવાનું સામર્થ્ય મનુષ્યવાણીમાં હોય તો તે ક્રાન્તદર્શી કવિની વાણીમાં જ છે, અન્યત્ર (ગદ્યમાં) નથી. માટે ઉપરના શ્રીમદ્ ભાગવતમાંથી ઉતારેલા પરમ ગંભીર સૂત્રનું ભાષ્ય કવિ—અખાના—મુખેથી જ શ્રવણ કરાવી, એ સંબંધી કેટલાક પ્રાસંગિક વિચાર અત્રે વાર્તિકરૂપે આરંભીશું.

" જે સર્વ ભૂતમાં ભગવત્—આત્માને જુવે છે અને ભગવત્—આત્મામાં સર્વ ભૂતને જુવે છે, તે ઉત્તમ ભાગવત—એટલે ભગવજ્જન—સમજવો. "—આ રીતનો આપણો ઉપર બતાવેલો વેદાન્ત સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત ઇતરમતના સિદ્ધાન્તો કરતાં ઘણે દરજ્જે ચઢીઆતો છે એમ આપણે માનીએ છીએ, અને એ માનવું યથાર્થ છે. પરંતુ જ્યાં સુધી એ ઉપર સંભવતા કેટલાક આક્ષેપોનું સમાધાન ન થાય ત્યાં સુધી આપણો સિદ્ધાન્ત શ્રેષ્ઠ છે એમ માની બેસવું એ સત્યાન્વેષણને ઉચિત ન ગણાય. માટે એવા કેટલાક આક્ષેપોનો આ સ્થળે વિચાર કરવો પ્રાપ્ત થાય છેઃ—

૧ પૂર્વોક્ત સિદ્ધાન્ત ઉપર એક પ્રશ્ન તો એ ઊઠે છે કે " જુવે છે "—શબ્દવાચ્ય દૃષ્ટિજ્ઞાન—માં જ " ભાગવત "ત્વની પરિસમાપ્તિ કરવી એ યોગ્ય છે ? સમ્યગ્—જ્ઞાનને સદાચરણને સ્થાને મૂકી શકાય ખરું ? જ્ઞાન અને ક્રિયા એ બે ભિન્ન શક્તિઓ છે, અને માત્ર જ્ઞાની થઇને વિરમવું અને નિષ્ક્રિય રહી કર્તવ્ય કરવામાં ચૂકવું એ દોષ નથી ?

ભગવજ્જનને જ્ઞાન ઉપરાંત કર્મની આવશ્યકતા છે એ સત્ય છે. વળી જ્ઞાન (અમુક અર્થમાં.) અને ક્રિયા એ બે ભિન્ન શક્તિઓ છે એ પણ નિર્વિવાદ છે. મનુષ્ય સત્—કર્મનું જ્ઞાન મેળવ્યા છતાં પણ અસત્—પથમાં પ્રવૃત્ત થાય છે એ સર્વ વિદિત છે અને એથી એ સુસ્પષ્ટ છે કે જ્ઞાન અને ક્રિયા એ બે એક પદાર્થ નથી. ' Video meliora proboque. deteriora sequor,' " I see and approve of the better things, I follow the worse. " " the spirit is willing, yet the flesh is weak " " The good that I would I do not: but the evil which I would not that I do. " ઇત્યાદિ વચનો પણ જ્ઞાન અને ક્રિયા વચ્ચે વારંવાર થતા વિરોધની જ સાક્ષી પૂરે છે. પરંતુ આ શ્લોકની મારફત જે વિદ્વાનો જ્ઞાનમાં કર્તવ્યકરણની, 'ભાગવતત્વ'

આદિ ભાવનાઓની, પરિસમાપ્તિ કરે છે તેમનું તાત્પર્ય ક્રિયાવિરહિત જ્ઞાન વિષયક હોય એમ લાગતું નથી. સોક્રેટિસે જ્ઞાન અને સદાચરણને એક માન્યાં હતાં એમ કહેવાય છે. પણ ખરું જોતાં એ પ્રતિપાદનની મતલબ એવી હતી કે કેમ એ શંકાસ્પદ છે. સ્પીનોઝા—જે સોક્રેટિસ પછી જ્ઞાન અને સદાચરણની એકતા પ્રતિપાદન કરનાર વિદ્વાનોમાં મુખ્ય છે—તેના ગ્રન્થો જોતાં તો આ વિષયમાં બિલકુલ સંદેહ રહેતો નથી. એ જ્ઞાનના "adequate" (પૂર્ણ) "inadequate" (અપૂર્ણ) એમ વિભાગ પાડે છે, અને માત્ર વિચારાત્મક જ્ઞાનને એ 'અપૂર્ણ' જ્ઞાન કહે છે. વેદાન્તશાસ્ત્ર આ બે પ્રકારના જ્ઞાનને 'પરોક્ષ' અને 'અપરોક્ષ' એવાં વિશેષણથી વ્યવહરે છે. જ્ઞાન અને ક્રિયાને સર્વથા વિભિન્ન ન ગણતાં એમને એક ચૈતન્યવ્યાપારના અવાન્તર ભેદ માનવામાં લાભ એ છે કે ચૈતન્યની શક્તિઓ એક એકથી સર્વથા અસંબદ્ધ નથી, પણ એક એકમાં અનુસ્યૂત છે અને સર્વની આત્મામાં અખંડતા છે એ માનસશાસ્ત્ર (Psychology) ના સિદ્ધાન્ત સાથે સંગતિ રહે છે

'જ્ઞાન' શબ્દના અર્થમાં ક્રિયાનો સમાવેશ કરવા સાથે હૃદયના ભાવ (પ્રેમ) નો પણ સમાવેશ કરવાનો છે, અર્થાત્ પ્રકૃત શ્લોકમાં 'પશ્યતિ=જુવે છે' પદ વડે જે દૃષ્ટિ વિવક્ષિત છે તેમાં મન–હૃદય–અને–ક્રિયાશક્તિ–સાધ્ય જ્ઞાન ભક્તિ અને કર્મ ત્રણે આવી જાય છે અને આ વ્યાખ્યાનને શ્રીમદ્‌ભાગવતનું મુખ્ય તાત્પર્ય વિચારતાં પુષ્ટિ મળે છે. આ રીતે મન, હૃદય અને ક્રિયા ત્રણે વડે ભૂતમાત્રમાં જે આત્મસ્વરૂપ ભગવાનનું દર્શન કરે છે તેજ ખરો–સંપૂર્ણ અર્થમાં—'ભાગવત' એટલે ભગવજ્જન છે એમ ઉપરના સૂત્રનું તાત્પર્ય છે.

૨ એક બીજો પ્રશ્ન એ થશે કે જો ભૂતમાત્ર ભગવત્ સ્વરૂપ છે તો દુષ્ટ પ્રતિ અનાદર અને તિરસ્કારને અવકાશ ક્યાં રહ્યો? આ શંકાનું સમાધાન સહજ છે વેદાન્તમતમાં ભગવત્–સાક્ષાત્કાર સિવાય અન્ય સર્વ ભાવ અનિષ્ટ છે એ ખરું, પરંતુ ભગવત્‌ની સર્વમયતાને લીધે એનો સાક્ષાત્કાર વિશ્વના પ્રત્યેક પદાર્થમાં થવો જોઇએ, અને તેથી દુષ્ટ પ્રતિ તિરસ્કારમાં પણ એ સાક્ષાત્કાર થઇ શકે એ સ્પષ્ટ છે. દુષ્ટ પ્રતિ તિરસ્કારમાં ભગવત્ સાક્ષાત્કાર ઉપદેશવાનો હેતુ એવો છે કે ઉક્ત તિરસ્કાર કેવલ તિરસ્કારરૂપે વેદાન્તને અનિષ્ટ છે, પરંતુ એજ ભગવત્–સાક્ષાત્કારરૂપે ઇષ્ટ છે અને અમુક સ્વરૂપે એ અનિષ્ટ છે એમ અંતરગત તાત્ત્વિક નિયમનું પ્રતિપાદન કરે છે. વળી અત્રે સમજવાની એક બીજી બાબત એ છે કે હૃદયના અનિષ્ટ ભાવોમાં

ભગવત્‌–સાક્ષાત્કારનું માત્ર આરોપણ કરવાથી એ ઇષ્ટ બને છે એમ વેદાન્તનું માનવું નથી. અર્થાત્ ઉક્ત સાક્ષાત્કારની બુદ્ધિ રાખી ગમે તે પાપ કરવામાં આવે તે અપાપ થઇ જાય છે એમ નથી. પરમાત્મા સત્યસ્વરૂપ હોવાથી આવું અસત્ય આરોપણ ભગવત્–સાક્ષાત્ સ્વરૂપ કોઇ શકતુંજ નથી. પણ તિરસ્કાર જે સ્થૂલદૃષ્ટયા હંમેશાં મલિન માત્ર ભાસે છે તેમાં યોગ્યતાદિ કારણને લઇ જ્યારે અવશ્યકર્તવ્યતા સમજાય છે, ત્યારેજ એમાં ભગવત્–સાક્ષાત્કારનો પ્રસંગ આવે છે; અને એવે પ્રસંગે એમાં સદોષતા નથી. આ રીતે વિચારી જોતાં સમજાશે કે વેદાન્તમતમાં તિરસ્કારાદિ વૃત્તિને અવકાશ છે અને નથી—ભગવદ્દર્શનરૂપે છે, તિરસ્કારરૂપે નથી.

૭. આપણે અનેક વાર જોઇ ગયા છીએ કે જીવ સર્વ જીવરૂપે એક છે, તિરસ્કારરૂપે એક છે, એમ વેદાન્તનું કદાપિ કહેવું નથી; કિન્તુ સર્વ જીવની પરમાત્મામાં એકતા છે એટલુંજ કહેવું છે. તથાપિ એ વાતનું વિસ્મરણ કરી અદ્વૈત સિદ્ધાન્તને ગમે તેમ કલ્પી એના ઉપર આક્ષેપ કરવામાં આવે છે. અમારૂં એમ કહેવું નથી કે એ આક્ષેપ કરનારાઓને વેદાન્તનું આ રહસ્ય અજ્ઞાત છે; અજ્ઞાત નહિજ હોય, અને નજ હોવું જોઇએ. પણ એ આક્ષેપની તાત્પર્યકૃતિમાં તો ઉપર બતાવેલાં બે વિચારનાં સ્વરૂપો વચ્ચે વિવેક થતો નથી જ. આવો એક આક્ષેપ હમણાં–ગયા 'જ્ઞાન સુધા' પત્રના અંકમાં–"કર્તવ્યબુદ્ધિ" એ નામના લેખમાં જોવામાં આવ્યો છે. ત્યાં એક લેખક

બની શકે એવો ભેદજ નથી. એના જ્ઞાનમાં–હોઈ શકતી નથી. એ અભેદજ્ઞાન તે સ્વાર્થત્યાગ નથી, તેમજ એ અભેદ જ્ઞાનથી સ્વાર્થત્યાગની વૃત્તિને ઉત્તેજન મળતું નથી.'

અત્રે માની લીધો છે એવો અદ્વૈત સિદ્ધાન્ત કયા પ્રતિષ્ઠિત વેદાન્ત ગ્રંથમાં જોવામાં આવ્યો ? તત્‌–તદ્‌–વ્યક્તિરૂપે ચૈતન્યનો ભેદ વેદાન્તને અમાન્ય છે ? એક વ્યક્તિએ બીજી વ્યક્તિના સુખ માટે પોતાના સુખનો ત્યાગ કરવો એ વાતને તત–તદ્‌–વ્યક્તિની પાછળ એકતાનું તત્ત્વ સ્વીકારવાથી શો બાધ આવે છે ? બાધ આવતો નથી એટલું જ નહિ, પણ કર્તવ્યભાવના પરિનિષ્પન્ન થવા માટે એવું તત્ત્વ સ્વીકારવાની જરૂર [illegible] એ વિષે ગયા માર્ચ માસના અંકમાં થોડીક ચર્ચા અમે કરી ગયા છીએ. અને એ ઉપર યોગ્ય આક્ષેપ થશે તો તે વિચારવા અને આક્ષેપમાં સત્ય લાગશે તો તે સ્વીકારવા પણ અમે તૈયાર છીએ. હાલમાં તો આ સ્થળે એટલું જ સ્મરણ કરાવવું બસ થશે કે અદ્વૈત વેદાન્તમાં આક્ષેપકારે માની લીધો છે તેવા અર્થમાં સ્વ અને પર એક પદાર્થ નથી, પણ એમના ભાસમાન ભેદમાં તત્ત્વદૃષ્ટિએ જોતાં જે અભેદનું તત્ત્વ રહેલું છે એ જ સ્ફુટ કરી આપવાનો એનો યત્ન છે.

સ્વભાનોમિંથી ઉલસે છે. વળી, ત્યાગબુદ્ધિમાં જ એ કર્તવ્યનું તત્ત્વ સમાએલું હોય તો સ્વર્ગાત કોઈ પણ પ્રકારનું કર્તવ્ય સંભવે જ નહિ. કેવલ સ્વાર્થમાં કે કેવલ પરાર્થમાં કર્તવ્ય રહેલું નથી. એ સુપ્રસિદ્ધ વાત છે. તો પછી પરાર્થેજ—સ્વાર્થે નહિ પણ પરાર્થેજ—પ્રવૃત્તિ થવી જોઈએ એવો આગ્રહ કરવાને કાંઈ કારણ જણાતું નથી. માટે ત્યાગબુદ્ધિ નહિ પણ ઉન્નત પ્રયાણ કે એવું જ બીજું કોઈક શાસ્ત્રીય તત્ત્વ કર્તવ્યભાવનાનું સારભૂત સ્વરૂપ માનવું યોગ્ય છે.

આ તત્ત્વનો વિરોધી સ્વાર્થ તેજ અનિષ્ટ સ્વાર્થ છે. જ્યાં અભેદ હોય ત્યાં ત્યાગ સંભવે નહિ એમ વિવક્ષિત હોય તો એ કહેવું ખોટું છે. કારણ કે જે અર્થમાં સ્વાર્થ અનિષ્ટ છે એ અર્થમાં સ્વાર્થનો ત્યાગ થવા અદ્વૈત વેદાન્તમાં અવકાશ છે જ. અને પરોક્ષ અભેદને અપરોક્ષ કરી આપવો એ એનું પ્રયોજન છે. સ્વથી પર બીજું કોઈ છે જ નહિ એમ જ્યારે વેદાન્ત કહે છે ત્યારે ' સ્વ ' શબ્દનો અર્થ ' સ્વાર્થ ' શબ્દ અંગભૂત ' સ્વ '–શબ્દ ના અર્થથી જુદો જ છે. આ બે સ્વ—શબ્દ વચ્ચે એક પાશ્ચાત્ય વિદ્વાને બતાવ્યું છે તેમ, " Self " ( મોટા S વાળા અને " Self " ( નહાના s વાળા ) વચ્ચે જેટલો ભેદ છે તેટલો ભેદ છે. અર્થાત્ સ્વથી પર બીજું કોઇ છે જ નહિ એમ જ્યાં કહેવામાં આવે છે ત્યાં સ્વ શબ્દનો અર્થ ભૂત માત્રનો સ્વ ( આત્મા ) એવો પરમાત્મા છે; અને સ્વાર્થ શબ્દમાં અંગભૂત સ્વ શબ્દનો અર્થ અહંકારાસ્પદ રાગદ્વેષાવચ્છિન્ન બદ્ધ ચૈતન્ય એટલે જીવાત્મા છે.

વેદાન્ત જે આત્માનન્દ ઉપદેશે છે તે સ્વાર્થ, કે પ્રત્યેક સારાં ખોટાં સર્વ કૃત્યમાં થતો આત્માનન્દ નથી; પણ આત્માનું જે વિશુદ્ધ બ્રહ્મ પરમાત્મભૂત સ્વરૂપ, તે સ્વરૂપનો અનુભવ થતાં જે આનન્દ થાય છે તે છે. આ આનન્દ પરાર્થ–વિરોધી નથી, કિન્તુ પરાર્થ–ઉપપાદક છે.

પરના આત્માને પોતાનો આત્મા સમજી લઈ ત્યાગ કરવાથી કર્તવ્ય આચરણમાં શી હાનિ આવે છે એ અમારાથી કલ્પી શકાતું નથી. અત્રે પરાર્થ સ્વાર્થનું સ્વરૂપ ધારણ કરે છે એમ, સ્વ શબ્દનું ઉપરનું વિવેચન ધ્યાનમાં લીધા પછી કહી શકાશે નહિ. કારણકે વેદાન્ત જ્યારે પરાર્થને સ્વાર્થરૂપે નિરૂપણ કરે છે ત્યારે એનો આશય " Universal Benevolence " ( સ્વાર્થ—વૃત્તિ ) ને " Enlightened self interest" ( ડાહી સ્વાર્થ વૃત્તિ ) માં પર્યવસાન પમાડવાનો નથી. પરાર્થનું સ્વાર્થરૂપે

નિરૂપણ વેદાન્તમાં જુદા જ તાત્પર્યનું સ્વ છે. અને પરનો અર્થ પરિણામમાં સ્વાર્થ જ છે એમ વેદાન્તનું કહેવું હોત, તો 'જ્ઞાનસુધા'એ બતાવેલું દૂષણ લાગુ પડત. પણ સ્વ અને પર ઉભયનું, એ જેનાથી પર અને અંતરમાં રહેલા ભગવદ્‌રૂપી તત્ત્વ સાથે, તાદાત્મ્ય છે, અને એ તત્ત્વ સર્વનું આત્મ ( સ્વ ) મૂલ તત્ત્વ છે એમ સ્વ અને પરની એકતા પ્રતિપાદન કરવામાં વેદાન્તનું તાત્પર્ય રહેલું છે. આમ વિચારતાં સ્પષ્ટ જ છે કે સર્વનું આત્મભૂત જે અદ્વય પરમાત્મ તત્ત્વ છે તેનો સાક્ષાત્કાર સ્વાર્થત્યાગમાં થઈ શકે છે અને તેથી સ્વાર્થત્યાગને અદ્વૈતવેદાન્તમાં અવકાશ સારી રીતે રહે છે.

વળી સ્વાર્થત્યાગ કરી કર્તવ્ય-કરણમાં આનંદવું એ એ લેખક ઇષ્ટ ગણે છે. એ વાતની ઉપપત્તિ પણ પરના આત્મા ને સ્વના આત્મા સાથે એક કર્યા સિવાય થઈ શકતી નથી. સ્વાર્થત્યાગમાં આત્મલોપ થતો ન હોય તો સ્વાર્થત્યાગથી આનન્દ કેમ આવે? પરના આનંદથી પોતાના આત્માને આનન્દ ક્યારે થાય? જ્યારે પોતાનો અને પારકાનો આત્મા એક અભિન્ન અનુભવાય ત્યારે. 'અભિન્ન અનુભવાય' એટલે તત્ત્વત અભિન્ન અનુભવાય એમ અર્થ છે. આ તાત્ત્વિક અભેદ આપણા જ્ઞાન નીતિ આદિ સર્વ વ્યવહારના મૂલમાં પ્રતિષ્ઠિત છે. આ અભેદ વિના પદાર્થ પદાર્થની સાથે સંબન્ધ ન ધરાવી શકે, અને જડ ચિદાત્મક સર્વ જગત્ વિશીર્ણ થઈ જાય. પદાર્થને એક બીજાથી સર્વથા ભિન્ન માની એમની વચ્ચે સંબંધ માનવો એ અયુક્ત છે; કેમકે પદાર્થ ભિન્ન હોઈ પછી સંબદ્ધ થતા નથી, પણ સ્વભાવથી જ સંબદ્ધ છે અને આપણે કેવલ આપણી ભેદમયી કલ્પના ( abstraction ) વડે જ એમને વિખૂટા પાડી ભિન્ન માનીએ છીએ: વસ્તુત તેઓમાં ભેદ નથી. આ વાત વેદાન્ત ભેદમાં અભેદરૂપે—એટલે વ્યાવહારિક ભેદની પાછળ પારમાર્થિક અભેદરૂપે—પ્રતિપાદન કરે છે.

જ્ઞાનસુધા કહે છે કે " એ અભેદ જ્ઞાનથી સ્વાર્થત્યાગની વૃત્તિને ઉત્તેજન મળતું નથી. " અમને તો લાગે છે કે જે વખતે આ વાક્ય લખાયું તે વખતે આથી તત્ત્વજ્ઞાનની બીજી કેટલીક પરિભાષા ઉપર પણ કેવો સખત પ્રહાર થાય છે એ વાત તદ્દન ભુલાઈ ગઈ છે. એવા જ્ઞાન-સુધામાં " આત્મઘાત " અને " આત્મપોષણ " એ નામે બે ઉત્તમ વિષયો આવ્યા છે જેની પરિભાષામાં સ્વાર્થત્યાગ એ "આત્મ પોષણ"માં અને સ્વાર્થાનુસરણ એ "આત્મઘાત"માં આવે છે. આ સ્થળે " આત્મ " શબ્દના પ્રયોગથી સ્વાર્થત્યાગની

વૃત્તિને ઉત્તેજન મળવામાં કોઈ બાધ આવે છે ! "Higher Self" અને "Lower self" અથવા "True Self" અને "False self" અથવા "Rational self" અને "Irrational self" એમ વિભાગ પાડયા પછી Higher, True Rational self નો જે અર્થ (ઇચ્છાનો વિષય) તે સ્વાર્થ અને Lower, False, Irrational Self નો જે અર્થ (ઇચ્છાનો વિષય) તે સ્વાર્થ:—આ લેખકની તર્કસરણિએ ચઢીએ તો તો પરમાં આત્મબુદ્ધિ રાખી પરાર્થપરાયણ થવામાં દોષ છે એટલુંજ નહિ, પણ પરમાં ભ્રાતૃભાવ રાખી પરાર્થે પ્રવર્તવું એ પણ ખોટુંજ છે. પરમાં પરભાવ-બલ્કે દુશ્મનભાવ રાખીને એનું કલ્યાણ કરવા પ્રવૃત્ત થવાય તોજ કર્તવ્ય કર્યું ગણાય ! કેમકે ભ્રાતૃભાવ પણ કંઇક તો સ્વલક્ષી છેજ. અમે નથી ધારતા કે જ્ઞાનસુધાના વિદ્વાન લેખક આટલે સુધી પણ જવા ખુશી હોય, ત્યારે અમે દર્શાવેલા એમના અને આપણા મત વચ્ચે જે ભેદ છે તે ખરું જોતાં સ્વાર્થ અને પરાર્થના વિરોધથી નહિ પણ સર્વાર્થ અને પરાર્થના ભેદથી મપાય છે એમ કહી શકાશે; અને જ્ઞાનસુધાનો પ્રકૃત વિષયમાં સર્વ ભ્રમ 'સ્વ' શબ્દના બે જુદા જુદા અર્થ વચ્ચે વિવેક ન કરવામાંથી ઉદય પામે છે એ આથી સ્પષ્ટ છે. આ પ્રમાણે આપણા સૂત્રાર્થ ઉપરના ત્રણ આક્ષેપનો પરિહાર થતાં નીચેના સિદ્ધાન્તો અબાધ સ્થાપિત થાય છે:—

1. દૃષ્ટિ—એટલે—જ્ઞાન—શબ્દના અર્થમાં જ્ઞાન કર્મ અને ભક્તિ ત્રણેનો સમાવેશ કરવાનો છે.
2. તિરસ્કાર—હનનાદિ ક્રિયા, જે સાધારણ રીતે જોતાં પાપરૂપ છે, તેમાં પણ કર્તવ્યબુદ્ધિ પ્રાપ્ત થતાં ભગવત્સાક્ષાત્કાર થાય છે.
3. સ્વાર્થત્યાગમાં અભેદાનુભવ થઈ શકે છે, અને તેથી કર્તવ્યપરાયણ થવું એ પૂર્વોક્ત સૂત્રમાં નિર્દેશેલા "તત્ત્વમસિ" આદિ મહાવાક્યાર્થના અનુભવને વિરોધી નથી. કિંતુ અનુરોધી છે.

વાંચનારને સહજ લક્ષમાં આવી ગયું હશે કે આ ત્રણ સિદ્ધાન્ત એજ શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ઉપદેશનો પણ મુખ્ય સાર છે. અને એનું સ્પષ્ટીકરણ કરવા માટેજ આ વાર્તિકમાં અમુક ત્રણ આક્ષેપોનોજ વિચાર કરવા યત્ન કર્યો છે.

(સુદર્શન, મે ઈ. સ. ૧૮૯૯.)

કવિ શ્રી. અરદેશર ફ્. ખબરદાર (ગેપાઝ )

# લખા ભગતના છપ્પા

## કવિ અને કવિતા અંગ

માક્ષરોના વાઢા કઇ પડયા, ત ત્રીઓ ત્રરપીડે ચડયા,
નિજ મિત્રોનાં કરે વખાણ, અન્ય બધાંની હાણાહાણ;
લખા એ સમજી લેજો સહુ, ઘેર દીકરી ને પરઘેર વહુ ! 1

× ×

તું તારો નિરખી લે વેશ, કાં બની બેસે આપ ગ્રદેશ ?
પૂમડું કાને ખોસી ફરે, તેથી નદી અત્તારી ઠરે,
સરવર તીરે આ પણ જાય, લખા ન તે સૌ હંસ ગણાય ! 2

× ×

સહજ વસે વાણી ચૈતન્ય, તો જ બને કવિતા ત્યાં ધન્ય,
ઘસી ઘસી દે છોલી કપાળ, કવિતા નહિ ઉતરે કો કાળ,
લખા પ્રયત્ને પૂતળું થાય, પણ નહીં અંદર જીવ મૂકાય ! 3

× ×

કોણ વાદળમાં વીજળી ભરે ? કોણ હરણીને અંજન કરે ?
ક્યાંથી સુગંધ પામી કસ્તુરી ? કેમ ઇક્ષુને મળી માધુરી ?
મેઘે કેમ ધનનું સૌન્દર્ય ? લખા એ સર્વ સહજ આશ્ચર્ય ! 4

× ×

ભારી જબરો કરો પ્રયત્ન, નહીં બને કુદરતનું રત્ન,
સાક્ષરતા મથી કવિતા કરે, પણ પેલી કવિતા નહી વરે;
લખા ન મર્મ ફીર આણિયો, આભાને તે લે કોણ વાણિયો ? 5

× ×

સોળ સ્વરો વ્યંજન છત્રીશ, વાણીનો વિસ્તાર વણીશ,
જ્યાંના ત્યાં મહી રહે ગૂથેલ, તે તો સૌ ધાન્યીના બૅલ,
લખા ત્રેપનનો કેડે પાર, ત્યાં વાણી વીજળી ચમકાર ! 6

× ×

કવિ થયો તો વાણી જીત, બાકી તો વાણીની રીત,
ભાવ વિચાર ને કલ્પન નવું, નહી કો પણ ઉચ્ચકાવે ભવું;
લખા વાણી સિદ્ધિ એક પામ ! ક્યાં રામાયણ વિણ રહે રામ ?

× ×

જગ્યુ ગુણુથી કવિતા વિસ્તાર, ભાવ કલ્પના અને વિચાર;
પણ આત્મા તો છે રસવાણુ, તે વિણુ એ મૃત દેહ પ્રમાણુ;
લખા કાવ્યનું એ ચૈતન્ય કે જડ જેવાં લક્ષણુ અન્ય. ૮

× ×

હું નહીં સાક્ષર કે વિદ્વાન, કવિને રહે કવિતાનું જ તાન;
મુજમાં કાવ્ય ને કાવ્યે હુંય, એ અદ્વૈતે પર ન કશુંય:
કવિ કવે તે કવિતા, લખા ! કવિતા લખે તે કવિ નહિ સખા ! ૯

+ +

કવિની કવિતા એવી જાણ, રવિની રવિતા સિદ્ધ પ્રમાણ;
સૂરજમાંથી કિરણો ફૂટે, સાગરમાંથી મોજાં ઊઠે;
કિરણો પકડી ભેગાં કરો, મોજાં ઝીલી ખાડો ભરો.
નહીં એ રવિ કે સાગર થાય, લખા ખરા કવિ એમ પરખાય. ૧૦

× ×

કોઈ કહે પદ્યે શું થાય ? રસ વાક્યજ કવિતા કહેવાય;
કો કહે કવિતા અર્થપ્રવાહ, જેમ તેમ ગોઠવી પડવું રાહ;
કો કહે જુદું કવિતામાધુર્ય, કો દાખે ડોલનચાતુર્ય;
લખા અશક્તિનાં એ વેવલાં, વૃષ્ટિ કરે છે શું નેવલાં ? ૧૧

■ ×

ઊડનારો આકાશે ચડે, તરનારો પાણીમાં પડે;
સડે ન વાયુ કે જળસાથ, નિજ નિજ કળા હસે નિજ હાથ;
પણ ન બંધન કવિતા તણાં, લખા એ તો રાંડયાં કવિપણાં ! ૧૨

× ×

કવિપદ લેવા મંથન કરે, પણ વાણી સિદ્ધિ નહિ વરે,
કવિ જન્મે ત્યાં કવિતા ફૂટે, કવિતા ફૂટતાં વાણી છૂટે;
નહીં બોલે જીભે જીવતી, લખા એ ભીંત ચીતરી સરસ્વતી ! ૧૩

× ×

ચિત્ર ચીતારો જે ચીતરે, કલ્પનમાં રહ્યું ઊતરે કરે :
રંગ પૂરે કે રેખા ઘાટ, આપે વસ્તુ ઉતારે પાટ;
શું ચીતર્યું તે ખોળવા પડે, લખા ચીતારો તે શું રડે ! ૧૪

× ×

દુનિયા અસલી રૂપ જણાય, સૃષ્ટિ અને બ્રહ્માંડ લખાય;
વૃષ્ટિ અને વરસાદ રાંકડા, બિચારા અને પાઠય ફાંકડા,
સાક્ષરતા શી ગુજરાતીમાં ? લખા સીતા રૂડી કે પ્રતિમા ? ૧૫

× ×

નથી દોષ ગુર્જર જનતણો, ભાર વધ્યો સાક્ષરનો ઘણો;
ગૂંગો બોલે આખું અબ્દ, નહીં સમજે જન તેનો શબ્દ,
લોકહૃદય નીરસ શેં કહે ? ખુલ્લું બોલે તો સહુ લહે;
પદે પદે બોલાવે ક્યાંય, અખા એક ગૂંગાની માય ? ૧૬

× ×

મહાસાક્ષર ચોળાને ચીર, સાત વર્ષે રાંધી રહે ખીર,
સાકર બદલે કાંકર ભરી, ખાય જબે નહીં તે ઉતરી.
શેડાં બહુ આવે ' જ ' વચેટ, નામ બડું પાડ્યું સોનેટ :
અખા મિયાની ભેંસ એ થાય, તેને કેમ ઉણું કહેવાય ? ૧૭

× ×

ગયા પરણવા પેલાભાઈ, ભૂલ્યા સસરાનું ઘર ક્યાંહી !
જાનૈયા બોલાવ્યા પૂઠે, ચાલે ચાલે ને માર્ગ ન ખૂટે,
અખા ઘેલાની જાને જવું, ભૂખે મરીને હડધૂત થવું. ૧૮

## દશવિધ વિવેચક અંગ

દશવિધ કહું વિવેચક હવાં, સુણજો લક્ષણ જૂનાંનવાં;
વૃક્ષ કહો પણ જાતો ઘણી, ચંદન બાવળ થોરિયા તણી.
રૂપ રંગ ને ગુણજાત બોલ, અખા ક્યાં મણિ ને તૃણનાં તોલ ?

× ×

ઘૂકવિવેચક છે અહીં ઘણા, કાગવિવેચકની નહીં મણા;
વૃષભવિવેચક પણ બહુ દીસે, બાજવિવેચક નિજ બળ હીસે;
કોકિલવિવેચક અણઘરા, અખા સર્પવિવેચક પૂરા

× ×

ઘરુવિવેચક છે કેટલા, શિયાળવિવેચક પણ તેટલા,
મર્કટવિવેચક બહુ કૂદે, પણ એ કોઈનું શુદ્ધ ન કરે,
સત્યવિવેચક છે બહુ જૂજ, અખા જતાવું સૌની સૂજ.

× ×

ઘુડવિવેચક સત્ય ન વદે, સદા અધ આપે રહે મદે,
છે અંતરમાં તેજોદ્વેષ, કૂડ વદી ઉપજાવે કલેશ,
દીન વિજયમાં વશ નિજ જુવે, અખા એ રજનીમાં રજ ધૂવે

× ×

કળાવિવેચક હોય ચતુર, દરથી વિશ્વ બતાવે થર;
નિજ જેવા બહુ ભેગા કરે, શોરબકોરે પાનાં ભરે,
એક સુણે ને રાજી થાય, અખા એ શઠ પાસે શો ન્યાય ?

× ×

વૃષભવિવેચક સહુ તે કહેવાય, સ્કંધે આડું ઘસડયો જાય;
પછળથી ગુરુ ખેંચે દોર, ઉપર મારનું નૃત્ય અઘોર;
મુનિ શા બ્હકયા ડોલે ફૂલી, લખા એને સુખ પારકી ભુલી !

× ×

બાજવિવેચક કહીયે આસો, ભેદઅભેદ ન સમજે કશો;
બળિષ્ઠ પરો પણ રહે બહુ ક્રૂર, મારી દે લઘુ કોમળ ઉર;
છે વનરાજ સમી નિજ રીત, લખા એ બળિયા ભૂલ્યા બીત.

× ×

કોકિલવિવેચક ઉર શ્યામ, પીઠે રહી છુપવે નિજ નામ;
ટહુકે ઉડતો ડ્પરે ફરે, ઉત્તર દેતાં વધુ કૂ કરે;
અન્ય ઉપર ઢોળી દે દોષ, લખા ન કોઇને દે સંતોષ.

× ×

સર્પવિવેચકની એ જાત, શીખવે તેનીજ કરતો ઘાત;
નિત્યે વાંકી વાતો કરે, ઝેર ભરી કીનામાં ફરે;
લખા છછુંદર એ કદિ ગળે, કર્મ પછી એનાં સૌ ફળે.

× ×

'વકવિવેચક કહિયે સોય, પહેલું શોધનું ધુરાજી હોય;
દંત ચઢી પંથી પર ધસે, કાંચન મળતાં પાછો ખસે;
લખા એ અજવેરી સાક્ષાત, પણ વકવિવેચકની એ વાત !

× ×

શિયાળવિવેચક ખંધો ઘણો, ખળતામાં ચઢતો ચોમણો;
કુટિલપણે હાંખે નિજ જાળ, છળે કેહના મોડે માન;
વદે નંદે પણ રત સાર, લખા ભામતાં પણ નહિ વાર !

× ×

મર્કટવિવેચક [illegible] તેહ, લખલખની લાગી બહુ લેહ;
સાર અસાર કે સત્ય અસત્ય, સમજ્યા વિણ કરતો નિજ નૃત્ય;
લખા ગુરુથી સૌ ચાંદાં કરે, મહંટકોટે મણિ શા ઠરે !

× ×

સત્યવિવેચક તે છે ખરો, જેને નહીં મહનો આકરો;
વ્યોમ સમુ ભાખ રહે ગાન, હંસસમું ગુણગ્રાહક પાન;
વિનય વિવેકે સઘળું કસે, લેખ—રહસ્ય પ્રકાશી રસે;
લખા ફળે ઉદારે વૃક્ષ, સત્ય - વિવેચક તે પ્રત્યક્ષ.

× ×

ખટલક્ષણથી બાંધી પ્રથા, ખરા વિવેચકના ગુણપથ',
સાગર, પૃથ્વી ને ફરકું, મેઘ, હંસલો ને સૂપડું;
લખા એ ખટના ગુણ સધરે, તેજ વિવેચક પ્રજ્ઞિપલ ઠરે.

× ×

દશવિધ એમ વિવેચક લખ્યા, નવે જાય એમાનાં બકયા;
નવસેં ગણ્યો નવી ગણાય, ત્યારે સત્ય વિવેચક થાય;
નહિ હો લખા એ માથાકૂટ: એ જોડા સ્વીપર કે બૂટ !

શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે

# અખો અને પ્રેમાનંદ

હાસ્યરસની દૃષ્ટિએ વેરાન જણાતા એ પ્રાચીન પ્રદેશમાં એક રસિક જનની દૃષ્ટિને સંતોષે એવાં બે કુંજધામ છે અને એ કુંજધામ તે અખાના છપ્પાઓ તથા પ્રેમાનંદનાં આખ્યાનો.

પ્રાચીન કાળમાં, એક જ યુગમાં થઈ ગયેલા આ બે કવિઓની પૂર્વે કે તેમની પછી પણ કોઈ સમર્થ હાસ્યકાર પાક્યો નથી, તેનો બદલો એ બંનેએ મળીને સારા પ્રમાણમાં વાળી આપ્યો છે. આખા પ્રાચીન કાળમાં હાસ્યરસના ઝરણાને વહેતું એ બેએ જ રાખ્યું છે.

'જ્ઞાનીને કવિમાં ન ગણીશ' એમ કહેનાર તત્ત્વચિંતક અખાએ કેવળ રસનિષ્પત્તિ અર્થે પ્રવૃત્તિ નથી કરી. એની કવિતામાં વિનોદ કરતાં કટાક્ષ ઘણો વધારે છે. એનો હેતુ વાચકને આનંદ આપવા કરતાં વસ્તુની હાસ્યજનકતા દર્શાવવાનો વધારે છે. પરંતુ એ કાર્ય જે સચોટ, વેધક ને મર્મવેધી કટાક્ષદ્વારા એ સાધે છે તેને લીધે એમાં હાસ્ય પ્રકારનો રસ આપોઆપ આવી જાય છે. જીવનના સમગ્ર એકેએક પ્રદેશનું અવલોકન કરી, દૃષ્ટાન્ત, ઉપમા આદિ માટે તેમાંથી બહુજ સમુચિત વસ્તુની પસંદગી કરી હૃદયમાં સોંસરી ઊતરી જાય એવી સચોટ વાણી વડે એ ધર્મ, સમાજ, રૂઢિ, ગુરુઓ આદિના દંભ ઉઘાડા પાડે છે.

પ્રેમાનંદે કરુણ ને શૃંગારની સિદ્ધિમાં જેમ અપૂર્વ પ્રતિભા દર્શાવી છે, તેમ હાસ્યરસનું નિર્માણ કરવામાં પણ એણે ઉત્કૃષ્ટ કલાચાતુર્ય દાખવ્યું છે. અખાની પેઠે એનો પ્રવૃત્તિહેતુ સમાજના દંભ ઉઘાડા પાડવાનો નથી, પણ સમાજનું ચિત્ર આલેખી, તે વડે રસનિષ્પત્તિ સાધવાનો છે.

તાદૃશ, રસભર્યું ને આમિક નિરૂપણ કરી સર્વ કોઈ માણી શકે એવા મધુર હાસ્યપ્રવાહને વહેતો કરે છે.

હાસ્યને માટે એ વિવિધ પ્રકારનાં પાત્રો શોધી કાઢે છે, તેમને કઢંગી સ્થિતિમાં આણે છે, કવચિત્ ભોળિયા ને ઓઘાદોઘા જેવા, તો કવચિત્ લાલચુ પણ એમને ચીતરે છે. પરંતુ એ સર્વ પ્રસંગે પોતાના પાત્ર તરફનો સમભાવ એ જાળવી રાખે છે. સંસ્કૃત સાહિત્યનો વિદૂષક આપણા પ્રેમભાવને પાત્ર થાય એવો ભાગ્યેજ લાગે છે.

પ્રેમાનંદનાં હાસ્યરસિક પાત્રો તો આપણને ગમી જાય એવાં છે જ્ઞાનની વાતો કરી પેટની ભૂખ ટાળવાને પ્રયત્ન કરતો સુદામો; સમજ કરતાં પેટનું સ્થાન પ્રધાન છે ને 'અન્ને ઊભો સકળ સંસાર' એવી અદ્યતન નહિ, પણ અદ્યતનતમ, સાહિત્યકારને પણ ખુશ કરે એવી વસ્તુવાદી વિચારસરણી વડે પતિની સર્વ દલીલોનો સચોટ રદિયો આપી એ શરમાળ જીવને સહાય મેળવવા માટે પરાણે કૃષ્ણ પાસે મોકલતી સુદામાની પત્ની.

દુનિયાદારીની રીતભાતથી અજાણ પણ શામળિયાને ભરોસે સંસારનું ગાડું હાંકયે રાખતો, દીકરીનું મોસાળું કરવા વૈષ્ણવજનોને સાથમાં લઈ મોસાળામાં લઈ જવા માટે તુલસીપત્ર ને માળા સિવાય બીજી સર્વ સામગ્રીની ઉપેક્ષા કરતો, દીકરીના રોષ ને સંતાપે બનેનું એકસાથે કારણ બનતો નરસિંહ મહેતો; એની મશ્કરી ઉડાવતી નાગરી ન્યાતની સ્ત્રીઓ.

દમયંતીને વરવા માટે પોતાને નળ તરીકે ઓળખાવીને સંતોષ ન માનતાં, બાપનું નામ પણ બદલીને 'વીરસેનસુત' કહેતા કામવ્યાકુળતાથી ભાન ભૂલેલા દેવો; એ જમાનામાં પણ પુનર્લગ્ન માટે ઉત્સુકતા દર્શાવી અકાળે જન્મી, પડેલા સુધારક હોવાની શંકા જન્માવતો ઋતુપર્ણ.

પેટીમાં કૃષ્ણે છુપાવેલી ગુપ્ત વસ્તુ પેટી ઉઘાડીને બતાવવા માટે સુભદ્રાને જાતજાતની લાલચ આપતી ને ખુશામત કરતી, તથા એમાં સંતાડેલી વસ્તુ જણાઈ જતાં આપેલી લાલચ ને વચનો પર સરળતાથી પાણી ફેરવતી એની ભાભીઓ;

અપૂર્વ સ્વાભાવિકતા ને સચ્ચોટતાથી અંકિત થયેલી આપણા ગુજરાતના તે કાળના સમાજજીવનનો તાદૃશ ચિતાર આપતી પ્રેમાનંદની આ પાત્રસૃષ્ટિ સહેજે ભૂલાય એવી નથી. પાત્રાલેખન ને પ્રસંગવર્ણન એ બે દ્વારા પ્રેમાનંદ હાસ્ય નિષ્પન્ન કરે છે તે ઉપરાંત અંગ્રેજીમાં જેને dramatic irony કહે છે તે યુક્તિનો પણ એ બહુ ચાતુર્યભર્યો ઉપયોગ

કરે છે. એમાં પાત્રના મનમાં કંઈ સમજે ને વાચક એમાંથી જુદો જ અર્થ તારવી શકે એવાં દ્વિઅર્થી વચનોના પ્રયોગ વડે એમાં ચમત્કૃતિ સાધવામાં આવે છે. પોતાને હણવાની પ્રતિજ્ઞા લઈને આવતા દાનવનું કાસળ કાઢવા કૃષ્ણ વૃદ્ધ વિપ્રનો વેશ લઈ એને મળે છે, ને 'હું તો તારા પિતાનો ગોર છું' એમ એને કહે છે, દાનવને આ છેતરતો તો નહિ હોય એવો વહેમ આવે છે તેનું નિરસન કરવા વિપ્રવેશધારી કૃષ્ણ કહે છે 'હું જો તને છેતરતો હોઉં તો મને મામો માર્યાનું પાપ, મણિ ચોર્યાનું પાપ. અરે ' કૃષ્ણે જે અનેક પાપો કરેલાં છે તે બધાનો ભાર મારે માથે!' આ વચનોથી શ્રદ્ધાળુ દાનવ બિચારો છેતરાય છે, પણ વાચક તો જાણે છે કે કૃષ્ણ સાચું જ કહે છે. પોતાના જ પાપનો ભાર પોતાને માથે લેવા ઉપરાંત વિશેષ એ કંઈ કરતા નથી.

અખા અને પ્રેમાનંદ બન્નેના હાસ્ય વચ્ચે ઘણો ફેર છે. પ્રેમાનંદનો હાસ્યરસ જેને 'પરિહાસ' કહેવાય એવા પ્રકારનો છે. અખાનો 'ઉપહાસ'ની જાતનો છે. બન્નેના પ્રવૃત્તિ હેતુ પણ જુદા છે. પ્રેમાનંદ રસનિષ્પત્તિ માટે, શ્રોતાઓનું મન રંજન કરવાના એક માત્ર ઉદ્દેશથી હાસ્યને આણે છે; અખો માનવજીવનમાં ધર્મ, રૂઢિ વગેરેના ઓઠા હેઠળ પેસી ગયેલા દંભને ખુલ્લો પાડવા કટાક્ષનું સર્જન કરે છે. પ્રેમાનંદ હાસ્યરસનો ઉપયોગ એના આખા કાવ્યને ઉપકારક થાય, અન્ય રસને પુષ્ટ કરે એ માટે કરે છે; અખો એને શસ્ત્ર તરીકે વાપરે છે.

હાસ્ય એ પ્રેમાનંદને મન સાધ્ય છે, અખો એને માત્ર સાધન ગણે છે. પ્રેમાનંદ ગાગર પર ટકોર મારી મીઠો રણકાર ઉપજાવે છે; અખો હથોડાનો સબળ પ્રહાર કરે છે; પ્રેમાનંદ જનસ્વભાવમાં રહેલી નિર્બળતાનું ચિત્ર રજૂ કરે છે; અખો માણસની બેવકૂફી દર્શાવે છે. પ્રેમાનંદ રસ સર્જન કરતાં કલાકારને ઉચિત તટસ્થતા સાચવે છે, ચિત્તની પ્રસન્નતામાંથી એની વાણીનો પ્રવાહ વહે છે; અખો સમાજના રોગ ને રોગીઓને ખુલ્લા પાડતો પુણ્યપ્રકોપ અનુભવે છે ને લાવારસ જેમ ફોડતો વાક્પ્રહાર વરસાવે છે. પ્રેમાનંદનો રસપ્રકાશ વ્યવહારસૃષ્ટિના પદાર્થોને અપૂર્વ રસે રસતી ને સુકોમળ ભાવ ઉત્તેજતી પ્રસન્નજ્યોત ચન્દ્રિકાના સરખો છે; ત્યારે અખાના કટાક્ષનો તાપ, સૃષ્ટિનું સાચું ને વિરૂપ સ્વરૂપ ખુલ્લંખુલ્લું પ્રકટ કરતા મધ્યાહ્નના પ્રચંડજ્યોત ભાસ્કરના પ્રકાશ જેવો છે.

પ્રેમાનંદ અલંકારનો શોખીન છે. દમયંતીના સ્વરૂપવર્ણનમાં એ અલંકારોનો હમલો કરે છે—અને એ હમલો એવો મોટો થાય છે કે એમાં

પુષ્પના ઢગલામાં દેવતાની પેઠે, દમયંતી પોતે ઢંકાઈ જાય છે. પરંતુ હાસ્ય નિર્માણ કરવા માટે એણે અલંકારોનો ખાસ આશ્રય નથી લીધો. અખો તો ઉપમા ને દૃષ્ટાંત વિના વાતજ કરતો નથી. એને જે જે કહેવાનું છે તે એ ગમે તે ખૂણે-ખડેથી કોઈ પદાર્થ, પ્રાણી કે વ્યક્તિને શોધી કાઢી તેનો દૃષ્ટાંત તરીકે ઉપયોગ કરીને સમજાવી દે છે, અને દૃષ્ટાંત ને દાર્ષ્ટાંતિકને 'ને' શબ્દથી જોડી ચમત્કાર સાધે છે. ચોમાસું ચરેલો માતેલો સાંઢ, સામસામે બેસીને સૂર્યની નિંદા કરતાં ઘૂવડ, ઘરડો અથવા ગળિયો બળદ, પ્રસૂતિની સ્થિતિએ પહોંચેલી 'નાનડી નાર' કેડે પાણો બાંધી તરવા મથતા ગુરુ, આંખનું કાજળ ગાલે ઘસતાં સાસુ વહુ ઇત્યાદિ પશુ, પંખી, માનવની ચેતનસૃષ્ટિ ઉપરાંત અંધારો કૂવો, સળગતું શહેર વગેરે જડસૃષ્ટિના પદાર્થો—એ બધા તરફ અખાએ નજર દોડાવી છે. આવા વૈવિધ્યભર્યાં, જીવનના લગભગ એકેએક ક્ષેત્રને સ્પર્શતાં ઘરગથ્થુ ને સાંભળતાં વારને હૃદયને ચોટ લગાડે એવાં દૃષ્ટાંતો અખાની પેઠે આપણા બીજા કોઈ કવિએ આપ્યાં નથી; એટલુંજ નહિ, કદાચ આખી દુનિયાના સાહિત્યમાં આવાં દૃષ્ટાંતો એક સ્થળે મળવાં વિરલ હશે.

નેવું ટકા સફળતા તો અખો એનાં દૃષ્ટાન્તની પસંદગી વડે જ પ્રાપ્ત કરી લે છે ને બાકીના દશ ટકા ગુજરાતી ભાષાના સચોટમાં સચોટ શબ્દો કાઢી પૂરા કરે છે. પ્રેમાનંદ રસોચિત શબ્દો પસંદ કરવામાં ઉત્તમ કૌશલ દાખવે છે; દયારામ ગુજરાતી ભાષાના શબ્દોમાં કેટલું માધુર્ય રહેલું છે તેની પ્રતીતિ કરાવે છે, જ્યારે અખો આપણી ભાષાના શબ્દો કેટલા ચોટદાર, ધારદાર, તાકયું નિશાન પાડનારા હોઈ શકે છે એનું ભાન કરાવે છે. ઓછામાં ઓછા શબ્દો વાપરી વધારેમાં વધારે અસર ઉપજાવવાની એના જેટલી શક્તિ હજી બીજા કોઈ લેખકે બતાવી નથી.

એના જેવાં સચોટ ને ઉત્કૃષ્ટ સૂત્રાત્મક વાક્યો (epigrams—શ્રી. ફિરોજશાહ મહેતા જેને 'ચબરાકિયાં' કહે છે તે) આપણી ભાષામાં બીજા કોઈએ રચ્યાં જાણ્યાં નથી. 'માતેલો સાંઢ ચોમાસું ચર્યો, વટકણી વહુએ દીકરો જણ્યો;' 'કહ્યું કશું ને સાંભળ્યું કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું;' 'ધર્મ તણો અંધારો કુવો, ઝઘડો ભાંગી કોઈ ના મુવો;' 'આભડછેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી;' 'ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ' ઇત્યાદિ અનેક વાક્યો આપણી ભાષામાં કહેવતરૂપ, ચલણી સિક્કા જેવાં બની ગયાં છે.

—◆—

શ્રી. ઉમાશંકર જોશી

# ઉપમાકવિ અખાનું હાસ્ય

અખાની રસ ઉપજાવવાની મુખ્ય પદ્ધતિ તે ચિત્રો ઉઠાવવાની છે. અમે તેવા સૂક્ષ્મ મનોગતને એ જાદૂઈ સરળતાથી પ્રત્યક્ષ કરી દે છે એમાં એની આ ચિત્ર રચવાની શક્તિનો જ મોટો ફાળો હોય છે ચિત્ર પણ આપણા અનુભવની સાદી વસ્તુઓની મદદથી ઉપમા, દૃષ્ટાંત, રૂપક કે એવો કોઈ અલંકાર યોજીને ઉઠાવે છે માયાને લીધે થતા અને જીવ એ એની વચ્ચે ઈશ્વરની આડશ થઈ એ સમજાવવા કાચના મંદિરની, અને માયાની સંસૃતિનો ખ્યાલ આપવા સામસામાં દર્પણોની એણે આપેલી ઉપમાઓ 'અનુભવબિંદુ'માં આપણે જોઈ ગયા છીએ. એક કાચમંદિરની ઉપમા જ અખાની ઉચ્ચ કાવ્યશક્તિનો ખ્યાલ આપવા પૂરતી ગણાય.

અસમાન દેખાતી વસ્તુઓમાંથી સામ્ય શોધી કાઢવું અને નિરૂપવું એને કવિની મુખ્ય શક્તિ તરીકે એરિસ્ટોટલે ગણાવી છે. બીજા શબ્દોમાં કહીએ તો (કવિના બાણમાં ઉપમા એ પ્રમુખ અસ્ત્ર છે) આ જ વાત આપણા એરિસ્ટોટલ, આચાર્ય શ્રી હેમચંદ્રે 'કાવ્યાનુશાસન'માં हृद्यं साधर्म्यमुपमा શબ્દોદ્વારા કહી છે સાધર્મ્ય બતાવવું એટલું જ નહિ, તે 'હૃદ્ય'-પણ હોવું જોઈએ એ એમના કથનની વિશેષતા લક્ષ્યમાં લેવા જેવી છે

ઉન્મત્ત મનને ઠેકાણે લાવવા સાધક યોગ કરવા બેસે છે, ત્યાં ખરડું કાઢતાં ઊંટ પેસી જવા જેવું થાય છે. ત્યાં અખાએ મનને 'છૂટી પીંડુ' સાથે સરખાવ્યું છે

> જેમ છૂટી ઘીંડુ મારતી ફરે અધારે બાથે દેવ વિસરે.
> અખા તે ત્યાંથી કયીં લપાય, ત્યાં સિદ્ધિરૂપી લાગી બલાય. (૧૪૦૬, ૨)

પેલી રખડુ ગાયનું જોર કંઈક નરમ તો પડ્યું. પણ બંધનમાં હતી એવામાં એને બગાઈની નવી પીડા વળગી. એટલે કે સાધકનું ઉન્મત્ત મન એકાન્ત યોગસાધનાથી કંઈક શાંત તો થયું, પણ ત્યાં એને 'સિદ્ધિ' ચટકો ભરવા લાગી સાદી ઉપમા અને સાદું રૂપક યોજીને કવિએ પોતાની વાત સીધા ચિત્રાંકિત કરી બતાવી છે

મૂર્ખ અને પંડિત બંને સરખા છે એ વાત એ ઉપમાથી કહે છે

> જેમ શિલા એક ટાંકી ચીતરી અણઘડી બીજી મેલે ભરી
> બે નાખી ઊંડા જળ વિષે પણ સરખી બેઉ તરવા વિષે
> પંડિત મૂરખ સરખા નીવડે (૩૯૮ અ, ૬)

મોટાઓનાં વચનોની એ ઉપમાથી રેવડી ઉડાડે છેઃ

" જેમ તલમાં કોદરા ભળ્યા,
પીંડ ન થાય ન થાય ઘાણી, કહે અખો એ વાતો જાણી.'

વ્યાસ અને વેશ્યાને એ જોડાજોડ મૂકી દે છેઃ

'વ્યાસ વેશ્યાની એકજ પેર, વિદ્યા બેટી ઉછેરી ઘેર;
વ્યાસ કથા કરે અને રહે, ગણે દ્રવ્ય આદરે જડે.' (૬૩૭ અ. ૪)

વ્યાસે વિદ્યા અને વેશ્યાએ બેટી, અથવા વ્યાસે વિદ્યારૂપી બેટી, ઉછેરી એમ અર્થ ગોઠવી શકાય. એ રીતે લાઘવથી અખાએ ઉપમા યોજી છે.

ઉપમા યોજવામાં અખાની એક વિલક્ષણતા છે એ 'જેવું' ને બદલે 'ને'—'અને' મૂકીને દૃષ્ટાંતની માળા રચતો હોય એવો ડાક કરે છે. દા. ત. 'વૈદ્ય, ટેક છે આડી ગલી, પેઠો તે ન શકે નીકળી' એમ એ કહે છે. વૈદ્ય અને ટેક તે આડી ગલી 'જેવાં' છે એમ એને કહેવું છે. આ પ્રકાર એને સારો ફાવતો લાગે છે.

અણુસમજ્યો જીવ ને બીજું ઝાંખરું, જ્યાં હેળે ત્યાં વળગે ખરું.
કુબુદ્ધિ જીવ અને કપાસ, તે પીલ્યાવોણ્યા નાવે રાસ,
અજ્ઞાની ને ઊંટ બચકું, ઝાલ્યું મૂકે નહિ મુખથકું '

'એક' આ અને 'બીજું' પેલું એમ કહીને ઉપમા યોજવાની પણ એને ટેવ છેઃ

'એક અફીણ, બીજો સંસારી રસ, અધિક કરે તેમ આપે કસ.'

અખાએ ઉપમાઓ વાપરવામાં છૂટો હાથ રાખ્યો છે. જોકે એમને હાથમાં 'સાહિત્ય દર્પણ' રાખીને તપાસવા બેસવામાં અન્યાય થશે. અખાને અલંકારની પડીજ ન હતી, કારણ કે એ કહે છે તેમ—

'અખા એ વસ્તુ ગૂંગાને ગોળ, ત્યાં ઉપમા તે માયાની રોળ '

છતાં માર્મિક ઉપમાઓની કેટલીકઃ—

જ્યમ નાર નાનડી હર્યું પ્રસૂત, વળતી વાધે નહિ અદ્ભુત,
તુંબડું જ્યમ મહિયું મરે, જે તે પેસે તે સો તરે.
પારો ગુપ્ત તે રોગ નિગમે, પછી ભોજન ભાગ્યું તે જમે.
ત્યમ નિરાશી મળે નારાયણ.
અખા જગ જેમ સાઠની વાય, ધરી ફેરી તો સમૂળી જાય.
જેમ વાયાની વળણે લાગે લાય, પણ રાણું જમણું ન ગણે વાય,
ત્યમ ઊંચ નીચ ન ગણે નારાયણ.

> વચે વહરી વરંગ ખુલખુલા, બિંદુવિકાર છતુને નહિ કદા.
> એમ પરમાત્મા જાણે પિંડ.
> જેમ જિંભાટે ભાજન કાચું રહ્યું, ન સર્યું કામ માટીનું ગયું.
> જેમ ઊંડા કૂવો ને ફાટી બોખ,
> જેમ આંખનું કાજળ ગાલે ઘસ્યું,
> જ્ઞાન વિના ભક્તિ તે અશી, જસતે શ્વાને જેમ છોડે નથી.
> જેમ સૂણ આવી આંધળામાં હણે, તો અર્જુન તેથી નવ બળે;
> તેમ સુખ દુઃખ સઘળા જીવને, તેમાંથી કાંઇ નથી શિવને.
> પાને પોચે લખિયા હરિ. જેમ વેળુમાં ખાંડ વિખરી;
> ઘંત ખાધી મોટ થઈ.

ઉક્તી ઉપમા કેટલી આકર્ષક અને સચોટ છેઃ.

અખા પાસે અવલોકનશક્તિનું ભાથું અખૂટ છે, તેમાંથી રૂપક અને દૃષ્ટાંતની મદદથી અખાએ ઘણાં સુંદર અને ચમત્કૃતિયુક્ત ચિત્રો દોરાવ્યાં છે. આ ચિત્રો માત્ર ગ્રામજીવનની સૃષ્ટિનાં જ છે એવું નથી. 'દિન ઉછળતી ને કહેરો ગજે' (ઉછળતી—શબ્દથી ચિત્ર કેવું ઊઠી આવે છે એ જુઓ !) થી માંડીને અનળપંખી કે કુચાકુ પંખી (૫૮૮) સુધી એની કલ્પના ફરી વળે છે. એની કવિતાના અલંકારો પરથી દેખાય છે કે દરેક જીવનના અખાના અનુભવનો ફલક બીજા કોઇ પણ કવિ કરતાં સંકુચિત નથી. બહુ જ સરળતાથી સામાના મનમાં ઠસી જાય એ રીતે એ દાખલો ગોઠવી દે છેઃ

> મરતાં પહેલાં જાને મરી, અણ કાઢ્યું જળ રહે નીતરી.
> અખા ઈશ્વરને નૈં છેતરે, લોભે હતો, નહેલો ખરે.
> તો અખા તે હરિશું શી હોડ, હરિણીશી ઉજ્જોવ તે કોડ.
> અળગું નથી અખા શું કહ્યો, આકાશને કેમ લાગે રહ્યો ?
> જો એ રે વાઈ વાવતું મૂળ, પેઠ ચોળા ઉપજ્યું શૂળ.
> નાનાં કાટડી સઘળા પિંડ, મધુ કહિએ વેરાટ બ્રહ્માંડ.
> પોતે પોતાને કરવો સાદ, એ તો અખા પ્રતાનિ-વાદ.
> અખા બાજકની પેરે થયું, ખારાં સાટે ખાણું ગયું.
> અખા માયા [redacted] ક્લેશ, ખાતાં ખાંડ ને ચાવતાં રેત.

આવાં પાણીદાર વર્ણનો અખામાં ઠેર ઠેર મળે છે. પૈસાથી જ પૈસો આવે [redacted] તેમ આત્માથી આત્મા મળે; વ્યાજ જેમ છૂટા વગર ચૂકવી શકાય નહિ તેમ સંસ્કૃતરૂપી મૂડીની સાથે પ્રાકૃતનું છૂટું પણ જોઇએ; ભક્ત તો તે જે પ્રોછી ભજે, હેતરાં બાંગે

ન તાંદુલ તજે; મલિનતાથી દાળવા ઇચ્છનારા ભૂલી જાય છે કે 'મેલું વદેલું ફાટી જાય; આંધળીને પાયરતાં વાણું વાય, આંધળો સસરો ને શણઘટ વહુ, કથા સાંભળવા ગયાં, ત્યાં પેલાએ કહ્યું કંઇ ને એ સમજ્યાં કંઇ ને આંખનું કાજળ ગાલે ઘસવા જેવું કરી આવ્યાં;—વગેરે ઘરગથ્થુ વસ્તુઓની મદદથી અને ઘરગથ્થુ વાણીમાં અખો કેમ દાખલા પ્રયોજતો તે બતાવે છે પ્રશ્નથી પણ એ ઘણીવાર કામ કાઢી લે છે; રૂઢપણે ધર્મ સાધવા જાઓ છો, પણ 'કોહ્યું કાષ્ઠ સોદો થાય ? પ્રતિબિંબ કેમ બિંબને સહે ?' 'તું તીરથ કાં સાચું જએ, કાં પોતાને પ્રતિબિંબે રુવે ? 'પુતળીને કેમ જુએ યક્ષ ? ' સાગર આગળ શું ફૂદે કૂપ ?

આ રીતે એણે ઉપજાવેલાં ચિત્રોમાં અખાની લાક્ષણિક શક્તિ જેની પરાકાષ્ઠાએ પહોંચેલી જોવા મળે છે એવું ઉદાહરણ તે, નીચે પકડાયો જાળમાં ભલે પડે પણ પંખી તો ઉપર મુક્તપણે ઊડયું જાય છે એની સાથે જ્ઞાનીની કળાની કવિએ કરેલી સરખામણીમાં મળે છેઃ

'પંખી ઓછાયો પડિયો જાળ, પણ પોતે ઉડે અલગ નિરાળ;
અખા જ્ઞાનીની એવી કળા, વર્ત્યાં જાય તે ઉપરછલા.

અને એવું બીજું ઉદાહરણ મોતીના વેહમાં વીજળી પરોવવાની એણે કરેલી પ્રગલ્ભ કલ્પનામાં મળે છે.

ક્યાંથી અવસર પામ્યો વળી, મોતીવેહે પરોવ્યા વીજળી !

કેવું મનોરમ ચિત્ર છે ! આપણને એ જાણે કે પ્રતીત કરાવે છે કે મહાન કવિઓ ઉપમા આદિ અલંકારને તેજસ્વિની કલ્પના વડે ગૂંથે છે ત્યારે મોતીમાં સૂત્રસ્થાને વીજળી પરોવી દેવા જેવું આશ્ચર્ય જ કરી રહ્યા હોય છે. આ એકજ કલ્પના અખાને નિર્વિવાદ કવિપદનો અધિકારી ઠરાવવા બસ નથી ?

અખાનું ખડખડાટ હાસ્ય એ આપણા સાહિત્યનું મહામૂલું ધન છે. સરળ અને સચોટ વાણીમાં અને ઘણું ખરું તો હાસ્યજનક ચિત્રો દોરીને જેવો એણે હાસ્યરસ જમાવ્યો છે તેવો આપણા સાહિત્યમાં બહુ ઓછા લેખકોએ સિદ્ધ કર્યો છે. અખાની પૂર્વજીવનની રચનાઓ, એકલા ધાર્મિક જ દંભો નહિ પણ સમગ્ર સામાજિક સંસ્થાઓના દંભો સામે પ્રહારાત્મક ટીકારૂપે યોજાઇ હતી. એટલે આરંભની કૃતિઓમાં ઉપહાસ અને કટાક્ષના રૂપેજ હાસ્ય આપણને મળે છે. આત્માનુભવની સભરતા અનુભવ્યા પછી એના હાસ્યનું રૂપ પણ કુદરતી રીતે બદલાઇ જાય છે. અખો લોકપ્રિય છે તે

પ્રથમ પ્રકારના હાસ્યને લીધે, પણ એની મોટાઈ તો બીજા પ્રકારને લઈને જ છે એમ કહેવું જોઈએ.

પહેલાં આપણે પ્રથમ પ્રકાર જોઈએ. આ કટાક્ષમય પ્રકારનો અને અટ્ટહાસ્યપર્યંતના ઉપહાસનો પ્રકાર ખેડવામાં અખો અજોડ છે એમ કહીએ તોય ચાલે. એના નમૂના કયા ગુજરાતી વાચકને કંઠે નથી!

તિલક કરતાં ત્રેપન થયાં, જપમાળાનાં નાકાં ગયાં.
કથા સુણી સુણી ફૂટયા કાન.
એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ.
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન.
વૈષ્ણવ વેષ ધારીને ફરે, પ્રસાદ કાજે પત્રાવળાં ભરે.
રાંધ્યાં ધાન વખાણતા જાય, જેમ પીરસે તેમ ગ્રાસ્યાં ખાય.
કીર્તન માંહીં લોટે લોટ, અખો કહે ગુણાનીધું ઓટ.
ન્હાયા ધોયા ફરે ફુટડા, ખાઈ પીને થયા ખૂંટડા.
મારી મૂછ મુખ વાંકા બોલ, ઢોલ વાગતે ઢીલા ઢોલ.
અખા ચરણાંગી નણસી જાયે, ભૂંડાં ભગત ઉઘાડાં થાયે.
ખાટા થેને તે ખાટી વળો, કાં પાટા પે ગોવિંદ ટળો?
કપટને ખડપરવા કે, તું ભળશે આવી ભીડ શે:
જેણે ઢોલ ઘણા ગાજે, ત્યાં ઝીણી વાત કાને નવ પડે.

જ્યાં જોઇએ ત્યાં ફડફડ સામે સામાં ઊઠ્યાં ઘૂડ;
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ જઇ ચાંચજ ધરે.
અમારે હજાર વરસ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા ?
દેહાભિમાન હતું પા શેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરુ થયો ત્યાં મણમાં ગયો.

આવા ' ડાહ્યા આવ્યા ને ભૂલા જાય ' ( ૨૧૪ ઊ ) એવા મહાપુરુષોની એણે ઠીક ઠીક ખબર લીધી છે.

માત્ર એક પંક્તિથી રસિક રીતે અર્થનો ઉજાસ કરી દેવાની અખાની શક્તિ ' ઊંઘમાં રામ ખમણ્યો નથી ભર્યો ' ( ૩૭૦ ધ ) જેવા દાખલાઓમાં દેખાય છે.

' શબરી સંસ્કૃત શું ભણી હતી બાઇ ? કયા વેદ વાંચ્યા કરમાબાઇ ?
વ્યાધ તે શું ભણ્યો'તો વેદ ? ગણિકા શું સમજતી હતી ભેદ ? ( ૭૧૯–અઇ )

એવા સીધા પ્રશ્નોમાં પણ એજ શક્તિ છે. કથા કરનાર વ્યાસો વિશે એ પૂછે છે તે કેવું સચોટ છે !

જો ભણે વાંચ્યાની પેર, અખા, કાં ન વાગે પોતાને પેર ?
અખા વેસી કેમ ટાળે વ્યથા, જે નિત્ય વાંચે મંદલાની કથા ?

કોઇ વાર એકાદ ઉદ્ગારથી સદીઓથી ચાલતા આવતા કોઇ વહેમનું હાસ્યાસ્પદ રૂપ ઉઘાડું કરી દેખાડે છે.

પણ મુવો તે ભૂત ન થાય, અખા માણસ અવગત કહેવાય ! ( ૫૧૦ ઊ ઊ

અને મૂર્તિપૂજકોને સંભળાવવામાં તો એણે બાકી જ મૂકી નથીઃ–

ઘડનારો નમવાને પડ્યો, ને ઘડ્યો કહે છે કે ' મને કાંઇ દે ! '
આ અખો અવળ એમ પૂછે છે કે તારી તે બેઉ કૂડી છે કે શું ?

કોઈ વાર નમોક્તિથી–પણ એ અર્થબોધ કરાવે છેઃ–

' મૂઢ વણ કંઇ મહીપતિ થયા, મૂઢ વણ કંઇ લોક જ રહ્યા,
મૂઢ વણ કંઇ કરાવે મહંત, મૂઢ પણ કંઇ ભેખ અનંત.
મૂઢ વણ કંઇ ધનવંત ઘણા, હીરા માણેકની નહીં કંઇ મણા,
–અખા રહેણી અંકે લખ્યો નહિ એક, એમ એકડા–વહોણી મીંડાં અનેક.(૭૨૩)

અખાએ સામાન્ય જનસ્વભાવ ઉપર પણ હાસ્યરસના છાંટા દ્વારા સારો પ્રહાર પાડ્યો છે. ખાસ કરીને જથ્થ સ્વભાવ ( Mob Psychology ) નું એણે કરાવેલું દર્શન કેટલું યથાર્થ છે !

' તારે તાર એમ ચાલ્યો શોર, ત્યાં કોણે દીઠો તો ચોર, ( ૩૧૫ ય ધ ) –

એનાં દષ્ટાંતો પણ હાસ્યજનક ચિત્રોથી ઘણી પડે છે. ' શાકર આગળ શું કરે કૂપ ' ( ૬૭૮ ઊ ) જેવાં ચિત્રો હઠીલાપણા (The Ludicrous)ના એના ખ્યાલના નિદર્શનરૂપ છે. ઉપરાંત,

' કરવો મેરવ, જાય તાહારે ન હરિયે ઘસતી '

અને

' કહે અખો એ બે ન બને સેંધો કે તાલ ' ( પૃ. ૧૮૮ )

એ પંક્તિઓમાંનાં દષ્ટાંત અખાની આગવી શક્તિના ઉત્તમ પુરાવારૂપ છે.

એ સામાની દયા કરતો કરતો પણ હસ્યા વગર રહી શકતો નથી. એના કેટલાક નમૂના ગણે છેઃ ' અખા બાળકની પેરે થયું, ભોગ સાટે ધરાણું ગયું ' એ તો આપણે જોયું છે; પણ સોરઠામાં ( ૬૪ ) એક બીજું ચિત્ર છે જે સંભારી સંભારીને છ મહિના સુધી હસી શકાય. ધીરેકથી એ કહે છે, ' અખ્યા તારે ગોદણ સહિત ગોળો ગયો '!

આમ કોઈ વાર અખો અટ્ટહાસ્ય કરે છે, તો કોઈવાર હોઠ દબાવી મૂકીને ખાઈ જાય છે. ઘણાં એને દાંત કચકચાવીને બોલતો આપણે સાંભળીએ છીએ, તો પછીવાર પછી મૂછમાં આછું આછું હસતો ટેકડી કરતો એને જોઈએ છીએ. એક વખતે હાથમાં ચણાના ખારમાં પાયેલો કરડો કારડો લઈને ઊભેલી એની રુદ્રમૂર્તિ નજરે પડે છે, બીજી વખતે અણુછરનની બે પરસ્પર કશા સંબંધ વગરની ચીજોને જોડાજોડ મૂકીને અણધારી રીતે આપણને હસવાની ફરજ પાડતો દીસતો જેવો એ લાગે છે. ગાદૂગરની પેઠે આસાનીથી ગમે તેમાંથી હાસ્ય બહાર લાવે છે.

' કેટલોક ઠેકાણે ' જ કટાક્ષ, જ્યાં એ માનવોની વિકૃતિઓથી અકળાઈને તીખી વાણીમાં છતાં પરમ સહાનુભૂતિથી પ્રેરાઈને સ્ફુરેલો હોય ત્યાં, પંચગંભરી પ્રકોપની કોટિએ પહોંચે છે. અખાએ એ ભરનો કટાક્ષ ઠીક ઠીક ઠેઠ્યો છે. હલકી કોટિના કટાક્ષનાં નમૂના પણ અખામાંથી સહેજે મળી રહે છેઃ ' જેના શિષ્ય મર્દભ અને ગુરુ કુંભાર ' ( ૬૫૪ ઊ ) ' બીજા ગુરુ ને ધ્યાનમાં વધુ ' ( ૨૯૯ આ )—એને સાહિત્યિક પરિભાષાની સમજનો ઉપયોગ કરવાની લાયક કટાક્ષ કહી શકાય, બાકી છે શુદ્ધ ગાળાગાળી.

હાસ્ય આપવાની એક મુખ્ય રીત જાણીતી એ છે કે ઊંડીને આંખે વળગે એવી, છતાં ઉપેક્ષા પામતી 'વસ્તુને'સામાના ધ્યાન પર લાવવાનો પ્રયત્ન એ કરે છે; તો એ ક્રિયામાં ઉપદેશ કરતાં વિશેષ તો હાસ્યનું તત્ત્વ પ્રવેશ પામે છે

એનું 'વહે ઢીંકે ને કટારી કેડે' ચિત્ર ૭૪ જુઓ. માણસ મોઢેથી વઢે છે, હાથથી મુક્કા મારે છે, પણ મૂરખો કમરે કટારી ખોસેલી છે તેનો ઉપયોગ કરતો નથી. તે એને સૂઝતું જ નથી આમ પ્રત્યક્ષ વસ્તુની પણ માણસ કેવી રીતે ઉપેક્ષા કરે છે ને નાહક દુ:ખી થાય છે તે બતાવીને અખો 'સૂઝ'નું માહાત્મ્ય દર્શાવે છે. અખો એટલેજ સૂઝ. આ સૂઝનો અભાવ નિરૂપતાં એ થાકતો નથી:

'પડછંદા નર માન્યો નરે, જેમ બોલે તેમ ઉત્તર કરે.'

મૂળ તપાસી જોયું અખે, મારો ભ્રમ પૂર્યો મુજ વિષે (૬૯ છ.)

'હાથથી નાખીને દૂર લેવા ગયો, જાણે શું વસ્તુ નવ હોય આંહી.'

આવી અજ્ઞાનની આડ ઉભો રહ્યો. (૫૬ ૭૦)

હું તીરપ કો સામે જુએ, પોતાને પ્રતિબિંબે રુવે! (૪૦૩ અ આ.)

આ ચિત્રો ઉપદેશનાં છે, પણ તે ચિત્રોમાં હાસ્યની આછી ઝલક છે જ. અને અહીં આપણે અખાની સુખ્મ સિદ્ધિના મ પર્શમાં આવીએ છીએ.

# અખાજીની પ્રણાલિકા

કહાનના સંપ્રદાયનું ઝાડ મહાત્મા અખાજી સુધી આવી રીતે પહોંચે છેઃ-

ૐ પરમહંસ સ્વામી શ્રી બ્રહ્માનન્દજી ( શ્રી કાશીપુરી)




અખાજીને બ્રહ્માનંદ સ્વામી કાશીમાં મળ્યા અને તે પછી અખાજીની જેટલી વાણી પ્રસિદ્ધ થઇ છે તેટલીજ બીજી અપ્રસિદ્ધ વાણી આ સંપ્રદાયના ભજન ભંડારમાં છે, અને એમાં બહુ અદ્ભુત વાતો છે. સંતોની વાતોજ અદ્ભુત છે—સંતો જાતેજ અદ્ભુત છે. બ્રહ્માનંદ સ્વામીના ચાર શિષ્યોઃ—બૂટાજી, ગોપાળ, અખાજી અને નરહર. એક આવી સાખી સંતોમાં પ્રચલિત છેઃ—

અખાએ કર્યો ડખો, ગોપાળે કરી ગેલ;
બૂટે કર્યો ફૂટો, નરહરને હજી શીખવા મેલ.

ૐ હરિગુરુ સંતનકી જય જય ॥ હરિગુરુ ૦॥

અખાજી (ઇ. સ. ૧૭૦૫) અને કલ્યાણદાસજી (ઇ. સ ૧૮૨૦) વચ્ચે ૧૧૫ વર્ષ થયાં. કલ્યાણદાસજીને આજે ૧૦૦ વર્ષ થયાં ॥ ॐ ॥ હરિગુરુ ॥

અખાજી પછી લાલદાસજી તેમ લાલદાસજીની સાથે અખાજીની પાસેથી ઉપદેશ મળ્યો હોય એવા એક બીજા વિદ્યાધર સ્વામી થયા છે અને લાલદાસજીમાંથી જેમ હરિકૃષ્ણજી અને જીવણદાસજી, તેમ વિદ્યાધરમાંથી પણ એક લાંબી ડાળ ચાલે છે, અને એમાં ઘણા સંતોનાં નામ આવે છે.

જીવણદાસજી પછી પણ વખતગિર અને પછી બીજાં નામો આવે છે, તેમજ હરિકૃષ્ણજી પછી જીતા મુનિ નારાયણનું નામ આવે છે, તેમ બીજાં ઘણાં નામો આવે છે અને એ દરેકની નીચે લાંબાં ડાળ અને પાંખડાં ચાલે છે; અને આ પ્રમાણે આ અખાજીનું ઝાડ એવું તો મ્હોટું ગંભીર અને ઘટાદાર **અક્ષય વૃક્ષ** થાય છે કે એમાંથી ગુજરાતના મોટા મોટા ભક્તોનાં, સંતોનાં અને આચાર્યોનાં આપણને દર્શન થાય છે.

વિદ્યાધર, હરિકૃષ્ણજી, જીવણદાસજી અને જીતા મુનિ નારાયણ (જેમનું આશ્રમસ્થાન સુરત અશ્વિનીકુમારને સામે આરે, ઉત્તરેશ્વર નજીક છે) એમના ડાળનો વિસ્તાર જબરો છે-શાખા પ્રશાખાઓ ઘણું ફેલાયલી છે; પણ આપણે એ બધા વિસ્તારી વિગતમાં નહીં ઉતરીએ. માત્ર એ બધા હરિગુરુ સન્તોનું આપણે અદબદ સ્મરણ કરીશું અને એમનો જયજયકાર ગાશું:—

હરિગુરુ સંતનકી જય જય ।
હરિગુરુ સંતનકી ૦

ડૉ. મંજુલાલ મજમુદાર.

# ખેતીની પરિભાષામાં આખાનું પદ

## દષ્ટાંતોનો ઉપયોગ

કોઈ પણ વસ્તુ સમજાવવા માટે, દષ્ટાંતોનો ઉપયોગ કરવાથી, વાત મનમાં એકદમ ઠસી જાય છે. ઉપમા, રૂપક વગેરે અલંકારોનો ઉપયોગ આ માટે જ છે. સામાન્ય વ્યવહારમાંથી લીધેલાં ઉદાહરણો મન ઉપર સચોટ અસર કરે છે; કારણ કે તે તે પદાર્થો રોજના પરિચયના હોય છે. આ હકીકત ધ્યાનમાં રાખી, કવિઓ અને લેખકો અનેકાનેક બંધબેસતાં રૂપકોદ્વારા પોતાના સિદ્ધાંતને દૃઢ કરે છે.

આવાં રૂપકોની કેટલીકવાર લાંબી સંકલના ગોઠવવામાં આવે છે. એવી રૂપકગ્રંથીઓ—જેને અંગ્રેજીમાં Metaphor (મેટાફર) કહે છે—તેવી લગભગ દરેક દેશના સાહિત્યમાં ઉપલબ્ધ છે આવી રૂપકગ્રંથીઓ જ્યારે કોઈ આખા વસ્તુનું નિરૂપણ કરવામાં યોજાય છે ત્યારે Allegory (ઍલીગરી) કહેવાય છે.

રૂપકગ્રંથીને સ્વાભાવિક લાગે તેવી રીતે ગોઠવવી એ અઘરામાં અઘરી કલા છે. સંસ્કૃત 'ભાગવતપુરાણ'માં દેહનગર અને તેના અધિષ્ઠાન આત્મા સંબંધી "પુરંજનકથા" નું ઉદાહરણ એ આખું સળંગ રૂપક છે. તેવુંજ કૃષ્ણમિશ્રનું "પ્રબોધચંદ્રોદય નાટક," યશપાલનું "મોહ-પરાજય "વગેરે ગણાવી શકાય.

અંગ્રેજીમાં બનિયનનો "Pilgrim's Progress" (યાત્રીઓનો સંઘ અથવા ભક્તપર્યટન) એવું જ એક લોકપ્રસિદ્ધ રૂપક છે. ગુજરાતી ભાષામાં પંદરમા શતકનું જયશેખરસૂરિનું 'પ્રબોધચિંતામણિ' એ સંસ્કૃત 'પ્રબોધચંદ્રોદય'ને મળતું જૂનામાં જૂનું રૂપક છે. એમાંનું રૂપક પાત્રગુણ્ય-મૂલક છે પ્રેમાનંદ કવિનો 'વિવેકવણઝારો'—અથવા ખરું નામ છે તે પ્રમાણે "કાયમન વણઝારો"—સંવત ૧૭૫૭ ના અરસામાં રચાયેલો છે; એમાં વેપારીનું રૂપક ઉપદેશરૂપે ઘટાવેલુ જીવરામ ભટ્ટની "જીવરાજ શેઠની મુસાફરી" સં. ૧૮૦૦માં રચાયલી છે: તે પણ વાણિજ્યયાત્રાને, ઉપદેશ માટે રૂપક તરીકે ઉપયોગમાં લે છે. એટલે આ છેલ્લાં બે રૂપકો વાણિજ્યમૂલક છે.

આ પ્રકારનાં સમગ્રરૂપો ઉપરાંત, કેટલાક કવિઓ ન્હાનાં પદોમાં ટૂંકાં રૂપકો ગોઠવી, પોતાના ઉપદેશને વિશેષ હૃદયંગમ બનાવે છે. ભક્ત કવિ

નરસિંહ મહેતાનું "સંતો ! અમે વહેવારિયા શ્રીરામનામના" વાળું વેપારીની પરિભાષાવાળું પ્રસિદ્ધ પદ, કવિ દયારામનું "મનજી ! મુસાફર રે ! ચાલો નિજ દેશભણી" એ મનને ચાલેલા મુસાફર તરીકે વર્ણવનારું 'પ્રશ્નોત્તરમાળા'ભર્યું' કાફીનું પદ, તથા ધીરાભક્તનું "ખબરદાર મનસૂબાજી ! ખાંડાની ધારે ચઢવું છે."—એ, મનને કાચાનગરીના સુબા તરીકે વર્ણવનારું ઉપદેશાત્મક પદ—એવાં ઘણાં સુંદર પદો સાહિત્યમાં ઉપલબ્ધ છે. દેહને રથનું રૂપક આપી, ઇંદ્રિયોરૂપી અશ્વથી તે ખેંચાય છે અને મનના હાથમાં તેની લગામ રહે છે એવી ઉપમા, 'ગીતા' માં છે.

કેટલીકવાર આ રૂપક સર્વસામાન્ય—Commonplace—બની જાય છે ત્યારે તેમાંથી ચમત્કાર જતો રહે છે. એવાં સામાન્ય બની ગયેલાં રૂપકોમાંનું એક 'સંસાર' સંબંધીનું છે. સંસારને સંતો "સાગર" કહે છે.*

જીવન—સમુદ્રમાં આપણું વહાણુ અનેક લાલચો પાસે થઈને હંકારવાનું હોય છે. વિષયદ્વીપની વિશ્વમોહિનીઓ વહાણુને ખરાબે ચઢાવવા તૈયાર હોય છે. તેથી તેને લગતાં રૂપકો કેટલાક ઘટાવે છે. કોઈ સંસારને 'ધરમાળ' કહે છેઃ કોઇ તેને 'પંખીનો મેળો' કહે છે. કોઇ તેને 'મુસાફરખાનું' કહે છે.

વળી કોઇ વરેણ્ય, સંસારને અનેક જીવોનો 'લાંબો પ્રવાસ' ગણે છેઃ કોઇ એને 'વણજારાનો વહેપાર' ગણે છેઃ કોઇ એને 'સાત્ત્વિક અને તામસ વૃત્તિઓનું યુદ્ધસ્થાન કહે છે.' તેમ કોઇ જીવનપ્રવાહને 'નદીના પ્રવાહ' ની ઉપમા આપે છે.

આમ જુદાં જુદાં રૂપકો ઉપદેશને અસરકારક કરવા કવિઓ યોજે છે.

## ખેતીનું રૂપક

પ્રસ્તુત પદમાં ગામડાના ખડતલ જીવનથી પરિચિત એવા સમાજને ખેતી અને ખેતીવાડીને લગતી પરિભાષાદ્વારા, અખા જેવાવેદાંતી કવિઓએ સામાન્ય જનસમાજની સપાટી પરથી નીચા ઉતરી, પોતાનો અણમૂલ ઉપદેશ

---

* મીરાંબાઈએ ભવસાગરને તરી જવા માટે કોઈ વહાણુની જરૂર સ્વીકારી નથી; ગુરુપ્રતાપથી એમને મન તો—

"ભવસાગર સબ સૂક ગયો હૈ,
ફીકર નહી મોહે તરનનકી !
—મોહે લાગી લટક ગુરુચરનનકી."

—સાગર સુકાઇ જ ગયો, તો પછી ડૂબવાની બ્હીક નહી, અને પગે ચાલીને પણ તે ઉપરથી જવાય એવું એ સદેશ છે.

રેલાવ્યો છે. 'ક્ષેત્ર' 'ક્ષેત્રજ્ઞ' અને એવા એવા શબ્દો ગીતાના વાંચકોને પરિચિત છે. એજ જ્ઞાન આ પદમાં નીચેના ત્રણે કવિઓએ,—અને ખાસ કરીને અખાભક્તે,—ખેડૂતોની ભાષામાં ઉતાર્યું છે તે, સાહિત્યની ખેતી કરનાર વાંચકોને ઉપકારક થશે એમ માની આ નિમિત્તે પ્રકટ કરવાની તક હું લઉં છું.

: ૧ :

## સાંતીડું *

સાંતીડું જોડીને ચમકાવીએ
રૂડાં રામનાં બીજ લઇ વાવિયે—

[૧]દયો થયો બે બળદિયા રે તારાં [૨]પ્રેમનાં જોતર વાળ
રાશ લેજે ગુરૂજ્ઞાનની, ઘડેજે [૩]સત પરોણો હાથ—
—સાંતીડું૦

પહેલી ગણ [૪]પધોરની પ્રાણી તારાં કાળનો ગુર્ડો કાઢ
બીજી ગણ નાખો બહુનામીની, તારાં પાપ સમૂળાં જાય
—સાંતીડું૦

ત્રીજી ગણ ગુરુ નામની, પ્રાણી ' તૃષ્ણા—બેડી ટાળ
ચોથી ગણ ચતુર્ભુજની, [૫]તારાં ખેતર આવે તાર
—સાંતીડું૦

ઓરી લેજે બહુનામીનું, તારી પ્રેમની ઓરણી બાંધ
નામ લેજે શ્રી રામનું તારે કુશળ નાવે સાથ
—સાંતીડું૦

આઠકતી આવી વાવણી, પ્રાણી ' સત્યની ઓરણી સાથ
પાંચ આંગળીએ પૂરજે, તારે લાગે લેખાં થાય
—સાંતીડું૦

ઉગીને જ્યારે ઓપે ચકચુ, પ્રાણી ' વાડની કર વેલ
ચારે દિશાએ રાખ સુરતા એથી પાકશે ફારેલ
—સાંતીડું૦

---

* આ પદ ખૂબ લોકપ્રસિદ્ધ હોવાથી તેના અનેક પાઠાન્તરો પ્રચલિત તેમાંથી મહત્ત્વના નીચે આપ્યા

(૧) 'દયાધર્મના ડોળિયા' (૨) 'ધુણ્યના' (૩) 'સત્' (૪) 'પ્રેમનામની' પધારિયે (૫) 'તારું ખેતર ચોખ્ખું થાય'

પાક આવ્યો, હવે પાકશે પ્રાણી ! મનનો [૬]મેડો નાખ :
ગોફણ લેજે જ્ઞાનની, ત્યાંથી પ્રેમના ગોળા ફેંક :
—સાંતીડું૦

[૭]ધણી તો આવ્યો હાળવા પ્રાણી ! હાળ ભલેરી થાય :
ખાવો, પીવો ધન વાવરો; એના ભોગ ભગવાનને જાય :
—સાંતીડું૦

[૮]માણુ આજે હવે જ્ઞાનનું પ્રાણી ! હૈયાની હું-પદ ટાળ :
અખો કહે પ્રભુ ભજ્યા વિણ, નહીં ઊતરો ભવપાર :
—સાંતીડું૦

—અખો ભક્ત

: ૨ :

## બેલીડા ઊઠો

બેલીડા ! ઊઠો ઉતાવળા થઈ:
વાવણિયા ! જોડો ખેતરમાં જઈ—

ધરમ ને નિયમના બેઠી જોડીને બેઠા : અનુભવ હળને લઈ :
મોહમાયાનાં ઢેફાં રે ભાંગો, શમનું ખાતર દઈ—બેલીડા૦
અમરનામની ઓજું કાઢો તમે, સુરત શેઢાપર જઈ;
વાંક અંતરનો કાઢો વિવેકથી, ખોટનું ખાતું નહીં—બેલીડા૦
જ્ઞાન ધ્યાનના કણ મોંઘેરા લેજો, તનમન નાખ્યું દઈ;
અનુભવ ખેતરમાં વાવો વિવેકથી, ગુરુગમ ઓરણી લઈ—બેલીડા૦
જ્ઞાનના અંકુર ઊગ્યા ખેતરમાં, ધીરપ[૯] ઢૂંઢણી થઈ:
કૂડ કપટનાં કાઢો પારેવડાં, મન રખવાળો રહી—બેલીડા૦
મોક્ષનાં કણસલાં પાક્યાં ખેતરમાં, ખબર ધણીને થઈ:
દાસ દયો કહે એવી કરજો કમાઈ જેથી ભવની ભાવટ ગઈ—બેલીડા૦

—દાસ દયો

---

૬ 'માળો', ૭ 'હાળીડો,' ૮ આખી કડી નવી મળી આવે છે:—
"આ ધનજોબનને જાતા રે, ભાઈ ! જરા ન લાગે વાર :
કહે અખો તમે ચેતજો રે ભાઈ ! ચેતો ચેતનહાર—સાંતીડું૦"

: ૩ :

## જીવા પટેલિયાને.+

( રાગ સારંગ )

જીવા પટેલિયા રે ! તું તો મનની ખેતી કરજે:
મનની ખેતી કરજે, એમાં વિવેક-વાડો ભરજે—જીવા પટેલિયા રે૦
સંશય રૂપી સુકું વેણી, ધીરજ ઢગલી કરજે:
ઝેર જંતુને ઝુમારી લેજે, કાંટા બાળી દેજે—જીવા પટેલિયા રે૦
ગુરુગમ રૂપી ગાડાં જોતરી, ખાંતે ખેતર લેજે:
પ્રેમતણા તું પૂંજા પાડી, સરખા વેરી દેજે—જીવા પટેલિયા રે૦
ધર્મ તણા તું ધોરિ સધને, બુદ્ધિ બીઆણુ લેજે:
'સોહમ્' ઓરણી કમજે બાંધી, મન મૂઠીમાં લેજે—જીવા પટેલિયા રે૦
નિર્મળ થઇ નિંદામણું કરવા, દયા-કહાડીવાં કરજે:
કામ, ક્રોધના ઢફલા કાઢી ખેતર ચોખ્ખું કરજે—જીવા પટેલિયા રે૦
ફિકર તણું તું ફાળિયું કરીને, તૃષ્ણા ઉડાડી દેજે:
*ગોકુળના સ્વામીને ભજીને, ભવસાગરથી તરજે—જીવા પટેલિયા રે૦

—ગોકુળદાસ

વિવરણ:

ઉત્તમ પાક તૈયાર કરવાને જેવી રીતે ખેડુત, ખેતરને સારી રીતે ખેડીને તૈયાર કરે છે, તેમાં સારાં બી વાવે છે, પછી વૃક્ષને સંભાળે છે; અને રાત-દિવસ સાચવવા રહે છે ત્યારે જ સારો પાક મેળવી શકે છે—તેમ, મોક્ષરૂપી પાકની પ્રાપ્તિ માટે આ શરીરરૂપી ક્ષેત્રને ખેડવાની વિધિ તથા તેને યોગ્ય રીતે સંભાળવાની વિધિ, ભગા ભક્તે ખેડુતની સરળ અને સીધાસટ લોકભાષામાં આ પદદ્વારા ઉપદેશી છે ગીતા, અધ્યાય ૧૩. શ્લોક ૨ માં "इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।" એમ શરીરને 'ક્ષેત્ર' કહીને જ ઓળખાવ્યું છે

**સાંતીડું**—એક બે બળદથી ચાલતું હળ. ઢચોમચો–દયા અને માયા, પ્રીતિ: ભૂતમાત્ર ઉપર અનુકંપા થવી તે; પરંતુ તેમાં વિવેક હોવો ઘટે

+ આ પદ, વડોદરાના જાણીતા લોકસાહિત્ય-પ્રચારક શ્રી. ચંદુલાલ ગિરધરલાલ પરીખ, બી. એ. એલએલ. બી. એમણે મેળવ્યું હતું. તેમના સૌજન્યથી અહીં તે પ્રગટ થઇ શક્યું છે.

* 'ગોકુળ' –ઇંદ્રિયોના સમૂહના સ્વામી આત્મા—એમ પણ અર્થ થઈ શકે; એ વિશેષનામ ન પણ હોય.

ઉપનિષદ્‌માં શરીરને રથ જોડે સરખાવ્યું છે: ઇંદ્રિયો તેના ઘોડા છે: મન તેની લગામ છે: અને આત્મા તેનો સારથી છે. ચેતન સારથી વગર નિશ્ચેતન રથનો કંઇ પણ ઉપયોગ નથી. તેને અનુસરતું સાંતીડાનું રૂપક અહીં કવિએ ઘટાવ્યું છે.

હળને ચલાવવા માટે, જોડેલા બન્ને બળદને સમજાવીને હાંકવા હોય તો ધાર્યું કામ આપે; અહીં ' દયા ' અને ' માયા 'નો સમજપૂર્વક, જ્ઞાનપૂર્વક ઉપયોગ કરવાનું કવિએ સૂચન કર્યું છે. દયા તથા પ્રીતિ અસ્થાને દર્શાવવાથી અનિષ્ટ ફળ મળે છે–એ ધ્વનિ છે.

જોતર–( સં. યોક્ત્ર ) જે પાટો બળદને ગળે આવી રહી જૂંસરી સાથે બન્ને પાસથી બંધાયલો હોય છે તે.

રાશ– ( સં. रश्मि: પ્રા. रस्सि; હીંદી रस्सी: ) દોરડું; લગામ. રાશ અને પરોણો એ બળદને અંકુશમાં રાખે છે. આપણી દયા અને માયા અપાત્રે, અકાલે કે વિમાર્ગે વરસીને નિષ્ફળ કે અહિત કરનાર ન નીવડે તેને સારુ ગુરુ–( પ્રાજ્ઞ ) જ્ઞાનની લગામ અથવા અંકુશ હાથમાં રાખવા સૂચવે છે; અને સાથે સત્–સત્ત્વગુણ રૂપી અણીદાર હથિયાર હાથમાં રાખવા ભલામણ કરે છે; કારણ કે ગુરુનું જ્ઞાન ત્યારે જ કામ લાગે છે જ્યારે મનુષ્યનું ચિત્ત સત્ત્વ–સાત્ત્વિક ગુણથી વ્યાપ્ત હોય છે. રજસ્‌તમસાવૃત જીવોના હૃદયને ગુરુનો ઉપદેશ જરા પણ પલાળી શકતો નથી.

ગાળુ–(સં. गुण આવૃત્તિ; गुण् ગણવું) જેટલી વખત એકને એક જમીનને સાંતીથી ખેડવામાં આવે તેટલી તેને ' ગણ દીધી ' કહેવાય છે. સાધારણ રીતે ઓછામાં ઓછી બે ' ગણ ' તો ખેડુત દે છે જ. ચાર ગણ દે ત્યારે ખેતર તદ્દન ચોખ્ખું થાય છે.

ઘુંડાં–ઘાસના ગુમડાનો જથ્થો, જડિયાં. કાળનાં ઘુંડાં–જન્મોજન્મથી મેળવેલા માયાના સંસ્કાર.

**સત્યની ઓગણી**–જે જે કાર્ય કરતાં તેમાં સત્યનો જ આશ્રય લેવો. કારણ કે જેવું વાવે તેવું ઉગે; તેથી સત્યના આધારવાળું જ કામ હાથ ઉપર લેવા જેથી તેનાં ફળ પણ મીઠાં જ ઉતરે.

**પાંચ આંગળિયે**-પૂરજે—સંપૂર્ણ ભાવથી, ખરેખરા જિગરથી કામ કરજે.

**વાડ**–ખેતરનું રક્ષણ કરનાર વાડ છે; તેમ દેહરૂપી ક્ષેત્રનું રક્ષણ કરનાર નીતિની વાડ છે. જૈન કવિ ઉદયરત્ને "નવવાડની સજ્ઝાય" (સ્વાધ્યાય) નામનું ઉપદેશકાવ્ય રચ્યું છે. તેમાં કમ કઇ નવવાડથી દેહનું રક્ષણ કરવું જોઇએ તે સમજાવ્યું છે. સત્યના માર્ગથી ચળાવનાર પ્રલોભનો સામે "વાડ" કરી લેવાની તેથી ખાસ જરૂર છે. ચારે દિશા તરફથી આવતા વિકારોને, આવે તેવાજ રોકી દેવા માટે "સુરતા"–ચોક્કસ ધ્યાન-રાખવાની જરૂર છે; અને એ પ્રમાણે બાહ્ય વાતાવરણથી અંદરની વૃત્તિઓ અસ્પૃષ્ટ રહેશે ત્યારે ખેતરમાં જાણે રૂપાનીજ રેલ આવી હોય તેવો કિંમતી પાક ઉતરશે–ચિત્તની વૃત્તિઓ અડોલ એવી સામ્યાવસ્થા અનુભવશે

**ધૈંક આવ્યો**–ચિત્તવૃત્તિનો સારો નિરોધ થયા પછી મનુષ્યને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થશે, એ સિદ્ધિઓનો જો સદુપયોગ થશે, અને હલકા અર્થે નહીં વપરાય તો પતન નહીં થાય ખેતરમાં ધૈંક આવે છે એટલે કણના ડુંડામાં દૂધ ભરાવા માંડે છે; એટલે પશુ પંખીઓ તે તરફ આકર્ષાય છે. બહારના અનાહૂત લોકોની આંખ ધૈંક ખાઈ જવા તરફ દોડે તેમને રોકવા, હાંકી કઢવા તથા ઉરાડી મુકવા માટે માણસે ખેતરમાં માળો નાંખીને રહેવું જોઇએ અને હમેશાં સાવધ રહેવું પડે છે.

**ગોફણ...ફેંક**–સદ્ અસદ્ વસ્તુના વિવેકરૂપી જ્ઞાનથી તારી બુદ્ધિને સતેજ કરજે, અને એ પ્રમાણે જાગેલી બુદ્ધિની મદદથી સર્વ ભૂતમાત્ર ઉપર કેવલ પ્રેમજ બતાવજે; કદી કોઇનો તિરસ્કાર કરીશ નહીં પક્ષીનો જીવ લે તેવા ગોળા ગોફણમાં ભરાવી ફેંકવાને બદલે. જ્ઞાનની ગોફણદ્વારા પ્રેમના ગોળા ફેંકવાનો ઉપદેશ અહીં સંત કવિએ કર્યો છે

**મનનો માળો (મેડો) નાખ**–મનને માળાપર ચડાવવું, એટલે તેને વશ કરવું; કારણ. બંધ અને મોક્ષનું કારણ મન જ છે.

**દાળવું–કાપવું**, વાઢવું. **દાળ–કાપણી**, બાગબટાઇના વહીવટમાં સરકારનો ભાગ નક્કી કરવા ખેતરમાંથી થોડા ઘાસ કાપી આખા ખેતરના

પાકનો અંદાજ બાંધવામાં આવતો; તે પ્રમાણે જ્યારે માલિક ' હાળ ' જોવા આવશે ત્યારે તેને લાગશે કે તેને ભાગે બહુ અનાજ આવશે. તેમ અંતકાળે શરીરનાં સારાં નરસાં કાર્યની ગણત્રી થશે ત્યારે કેવળ સારાં જ કૃત્યો હિસાબમાં જડી આવશે.

ભોગ ભગવાનને જાય—ગીતામાં ઉપદેશ્યા પ્રમાણે ( અધ્યાય ૯, શ્લો. ૨૭ ).

" જે કરે, ભોગવે જેહ, જે હોમે, દે જ દાન જે;
જે તપે તપ, કૌન્તેય ! તે મને અર્પ સર્વ તું. "

—તે તે બધું પ્રભુને સમર્પીને, પ્રસાદી રૂપે લેવાથી પાપ લાગશે નહીં. એટલે કે દેહ જે જે કાર્ય કરે તે બધાનાં ફળ પ્રભુને જ સોંપવાં—તો કર્મનો લેપ થશે નહીં

' હું પદ '—છેલ્લો ઉપદેશ, દેહભાવ ભૂલી જવાનો છે ' હું કરું છું ' એ ભાવના ટળી જતાં, ' મારાથી કંઇક થાય છે ', ' પ્રભુ મારી દ્વારા અમુક કાર્ય કરાવે છે '—એ ભાવના આપણી જોઈએ તો ભવપાર તરવાની જરા પણ શંકા રહેશે નહી.

ડૉ. મંજુલાલ મજમુદાર

# અખાભક્ત અને અસ્પૃશ્યતા

## ચાર વર્ણ

હિંદુઓના મૂળ ચાર વર્ણના લોકો એક બીજાને સ્પર્શ કરતાં અભડાતા નથી; પરંતુ 'અંત્યજ' નામથી ઓળખાતો લોકવર્ગ, વર્ણ-હિંદુઓને મન 'અસ્પૃશ્ય' ગણાય છે. "આ 'અસ્પૃશ્ય વર્ગ' કેનો બનેલો છે તે વિચારવાથી 'અસ્પૃશ્યતા'નું રહસ્ય જાણી શકાશે. ગીતાકારે જણાવ્યા પ્રમાણે ઈશ્વરે ચાર વર્ણ બનાવ્યા છે. તેમાં પાંચમો વર્ણ 'અંત્યજ'નો ક્યારે અસ્તિત્વમાં આવ્યો તે જાણવું જરૂરનું છે.

એ તો સ્પષ્ટ છે કે મનુષ્યોના વ્યવસાય અથવા ધંધાને લઈને અમુક વર્ણ ઊંચો, મધ્યમ કે નીચો ગણાય છે. એક પ્રાચીન ગુજરાતી કવિએ કહ્યું છે કે

'નીચ કર્મે નીચ કહાઈ, વર્ણ અઢારે હિંદુમાંહી.'

પ્રવાસી અલબેરુનીએ પોતાની નોંધમાં સ્મૃતિકાળના અંત્યજ અથવા અસ્પૃશ્યની માત્ર આઠ જાત ગણાવી છેઃ મોચી, વાઘરી, ગાંછી, ધોબી, વણકર, ઘાંચા, મેલી વિદ્યા જાણનાર અને નટલોક—એટલા શદમાલ અથવા

ઉતારવામાં આવ્યા છે. હાલે કરીને આ જ લોકો ‘ અસ્પૃશ્ય ’ ગણાયા છે. તે સિવાય ‘ અસુર ’ ‘ દૈત્ય ’ અથવા મ્લેચ્છ’ વર્ણ ગણાવીને, પરધર્મીઓ અને પરદેશીઓનો પણ આ અસ્પૃશ્ય, અંત્યજ વર્ણમાં સમાવેશ થયો છે.

ઇસ્વી સન ૧૫૦૯માં મુનિ લાવણ્યસમયે ‘ વિમલપ્રબંધ ’ નામે જૂની ગૂજરાતીમાં વિમલમંત્રીનું ચરિત્ર રચ્યું છે. તેમાં વર્ણ સંબંધી વિચારતાં એમણે લખ્યું છે કે :

‘ [૧]કંદોઇ, [૨]કાછી ને [૩]કુંભાર, [૪]માળી [૫]મદનિયા [૬]સુત્રાર;
[૭]ભિઇસાઇત, [૮]તંબોળી સાર : નવમું નારુ સુણિ [૯]સોનાર.
[૧]છાંછા, [૨]છીપા નિ [૩]લુહાર, [૪]મોચી, [૫]ચર્મકાર વ્યવહાર.
એ બિહુ ઉવરિ બોલ્યા સહિ, પંચજ્ઞાતિ એ ‘કારુ’ કહી.
નવ નારુ નિ કારુ પંચ, વર્ણ ચ્યારિ લેઈ પ્રપંચ;
એતલઈ મિલ્યા વર્ણ અઢાર, ચાલઇ સકલ લોકવ્યવહાર. ’

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર—એ મૂળ ચાર વર્ણમાં નવ નારુ અને પાંચ કારુ ઉમેરતાં ‘ અઢાર વર્ણ ’ બનેલી છે.

## શૂદ્ર વર્ણ

હિંદના પ્રાચીન ઇતિહાસનું અવલોકન કરતાં જણાય છે કે પાંચ છ હજાર વર્ષ પૂર્વે આર્યો સિંધુનદીના અને પછી ગંગાયમુનાના વચ્ચેના પ્રદેશમાં આવી વસ્યા. એ સમયમાં તેઓ પોતાની બુદ્ધિ અને સંસ્કૃતિના બળે અનાર્ય પ્રજાને જીતી, તેમને ‘ શૂદ્ર ’ નામ આપ્યું; અને એ રીતે ઉદારતા બતાવી, તેમને પોતાના વર્ણાશ્રમના વાડામાં દાખલ કર્યા.

એ શૂદ્રો નોકર તરીકે ઘરમાં રહેતા; અને તેમને કુટુંબના એક આપ્તજન જેવા જ ગણવામાં આવતા; પરંતુ થોડોક કાળ વીત્યા પછી ઉચ્ચ વર્ણો માટે જીવનના અને આચારવિચારના કડક નિયમો ઘડાયા. પ્રતિલોમ લગ્નને નિંદ્ય ગણ્યાં; અને બ્રાહ્મણ—સ્ત્રી તથા શૂદ્ર—પુરુષથી ઉત્પન્ન થયેલી સંતતિને ‘ ચાંડાલ ’ તરીકે ઓળખાવી. આવી જ રીતે શ્વપચ, પતિત, મૃતપ વગેરે જાતિઓ અસ્તિત્વમાં આવી.

આ જાતિઓના હલકા આચારવિચારને લીધે, તે બધાં સાથે વહેવાર રખાવો બંધ થયો. આગળ જતાં શૂદ્ર વર્ગના પણ બે મુખ્ય ભાગ પડયા. ઉચ્ચ શૂદ્રો સાથે આર્યોનો સંબંધ અબાધિત રહ્યો; તેમની કન્યા આર્યો પરણતા રહ્યા; અને કુટુંબના ભાગ તરીકે એક જ ઘરમાં એ રહી શકતા થયા.

બીજાને, શૂદ્રના નીચા વર્ગને, ગામ બહાર રહેવું પડ્યું; અને તેમની સાથે કોઈ પણ જાતનો સાક્ષાત વ્યવહાર અશક્ય બની ગયો. આ સંબંધમાં પાણિનિના शूद्राणामनिर्वासितानाम् । (૨–૪–૧૦) એટલે નગર બહાર રહેનારા શૂદ્રો સંબંધી—એ સૂત્ર ઉપરનું ભાષ્ય સારું અજવાળું પાડે છે ધંધાને લીધે, આમ અસ્પૃશ્યતાનો જન્મ થયો જણાય છે चाण्डाल श्वपचानां बहिर्ग्रामात्परिश्रयः । એટલા મનુના વચન ઉપર આખી અસ્પૃશ્યતાની ઇમારત રચાયેલી છે.

## વિરાટ પુરુષનાં અંગ

વેદ, હિંદુસમાજને વિરાટ સ્વરૂપે આલેખે છે વિરાટ સ્વરૂપનું મુખ બ્રાહ્મણો, બાહુ ક્ષત્રિયો, સાથળ વૈશ્યો અને ચરણ શૂદ્રો આ કલ્પનામાં ઊંડું રહસ્ય સમાએલું છે. ચારે વર્ણનું સંગઠન આ જ દૃષ્ટિએ થઈ શકે. વિરાટ ભગવાનમાં વિરાજતા હિંદુસમાજનું આ એક નિર્મળ દર્શન છે જેમ કોઈ પણ અંગ હલકું કે નીચ ન કહી શકાય તેમ સમાજશરીરમાંનો કોઈ પણ વર્ણ ઉચ્ચ કે નીચ ન ગણાય.

'શ્વાન, શ્વપચ ઓ બ્રાહ્મણ જોય, રામથકી અળગો નવ હોય;
તાર એક ને ચેતન એક, નામ, રૂપ, ગુણ કર્મ અનેક
આપે અખા વસાવે ભેદ, એમ સમજ તો પડે ઉછેદ.
—અખાકૃત છપ્પો ૩૧૯

ભૂત પંચનો આ સંસાર, મૂરખ વહે તે વર્ણઅહંકાર.
સાત વસાવા વર્ણવિર્ણ, કોઈ મસ્તક હસ્ત કટિ ચર્ણ
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શૂદ્ર હરિનો પિંડ અખા કોણ ક્ષુદ્ર ?
—અખાકૃત છપ્પો ૨૭૧

વળી એ કહે છે।

આદિ બ્રહ્મથી કીટપતંગ, ચૌદ લોકની સૃષ્ટિ
ઊંચ નીચ તેમાં નહી, દેખો આતમદૃષ્ટિ.
—અખાકૃત પદ ૯૨ મું

આ પ્રમાણે બધા વર્ણોમાં વ્યાપ્ત એવો પ્રભુ તો એક છે - તો પછી

વર્ણાશ્રમ શું વળગે ? અંધ ! જાતિ એ માયાનો ફંદ
લહેરે વળગ્યો કો નવ તર્યો, નિજબળ આવ્યું તે ઊગર્યો
હાડ ચર્મ કાં દેખે ? મૂર ! અખા બ્રહ્મ રહ્યો ભરપૂર
—અખાકૃત છપ્પો ૪૧૩'

કોઈ પણ મનુષ્ય જન્મથી ક્ષુદ્ર નથી, જન્મથી ઊંચનીચ નથી, પરં તેના ગુણકર્મથી તે તેવો થાય છે તેથી કોઈ પણ જીવ જન્મથી જ અસ્પૃશ્

છે ને તેને અસ્પૃશ્ય દશામાં જ મરવું પડે છે—એવો બિલકુલ હિંદુ ધર્મ નથી. સૌમાં વ્યાપી રહેલો એવો આત્મા એક જ છે. અખો કહે છે :

આત્મા એક છે રે હો. એક ઉદક એક ખાણ;
બાહેર આવ્યા પછી ઉત્તમ મધ્યમની થઈ ખેંચાતાણ,
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર, વિધવિધના વિચાર
સાર જોતાં સોનું એક છે. એના ઘાટ ઘડયા બે ચાર.
હાથે હસ્તીના દાંડ પહેરી, નિત્ય સુવાસણ નહાય
ન્હાવણ ચોકા નિત્ય કરે: પેખો એ પ્રગટ અન્યાય :
આચારીને સદા અવગતિ, મૂલ ન જોતાં મર્મ :
અખા આત્મ ચિંત્યા વિના, એ કો દિ' ન ખૂટે કર્મ.
—અખાકૃત પદ ૩૩ મું

ઊંચ ખરા તે જાય ન જાણ્યા, નીચ તે નોહે નીચ નિર્વાણ:
ઊંચમાં રામ બમણો નથી ભર્યો, અને નીચ પિંડ કાલો નથી કર્યો
કહે અખો સ્વપ્નામાં બકયો, જેમ તે તેમ જોઈ ન શકયો.
—અખાકૃત છપ્પો ૩૭

માટે જ પ્રાણીમાત્ર ઉપર સમદૃષ્ટિ રાખવાનું શાસ્ત્રો કહે છે. નરસિંહ મહેતાએ કહ્યું છે કે

પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન.

જો ગીતા શીખવે છે તે વાત સાચી હોય તો બ્રાહ્મણ અને ભંગીની વચ્ચે ભેદ નથી—તો કોઈને અસ્પૃશ્ય ગણવો એ પાપ છે. પરંતુ બ્રાહ્મણભંગીના અભેદનો કોઈ એવો અર્થ ન કરે કે બ્રહ્મજ્ઞાનનો માર્ગ બતાવનાર બ્રાહ્મણ ચિરસાતંઘ મટી જાય છે. તે તો પૂજ્ય જ રહે છે. પણ અભેદનો અર્થ એ કે બ્રાહ્મણ અને ભંગી બંને આપણી સેવાના અધિકારી છે.

## વર્ણાશ્રમવ્યવસ્થા

વર્ણાશ્રમના મૂળમાં શ્રમવિભાગ રહેલો છે. ત્રણે વર્ણ ભલે બ્રાહ્મણને પોષે તો તેના બદલામાં પોતે સંપાદન કરેલું બધું જ્ઞાન ત્રણે વર્ણને તેણે આપવું જોઈએ જે બ્રાહ્મણમાં શૂદ્રનો—સેવાનો—ગુણ નથી એ કંઈ બ્રાહ્મણ નથી. બ્રાહ્મણ તે કે જેનામાં ક્ષત્રિયના, વૈશ્યના અને શૂદ્રના બધા ગુણો છે: ને ઉપરાંત જ્ઞાન છે. શૂદ્ર કાંઈ જ્ઞાનથી કેવળ વિમુખ નથી. તેનામાં સેવા પ્રધાન છે. એટલે વર્ણાશ્રમધર્મમાં ઊંચનીચની ભાવનાને અવકાશ નથી. તેથી જ ઈશ્વરની દૃષ્ટિમાં સ્પૃશ્ય અને અસ્પૃશ્ય એવો ભેદ નથી. બ્રાહ્મણો બ્રાહ્મણ કહેવાય છે તે તેમના અક્રિયાતાપણાને લીધે નહિ, પણ તેમનામાં પોતાન

જ્ઞાનદ્વારા માનવજાતિની સેવાની શક્તિ છે; અને સેવાકાર્યમાં જાતને ધમી નાખવાની વૃત્તિ છે—તેને લીધે .

## સ્પર્શાસ્પર્શ વિચાર

આ પ્રકારની વર્ણવ્યવસ્થા નિરંતર જળવાઈ રહે તેને માટે, ઋષિમુનિઓએ ભિન્ન ભિન્ન ધર્મરૂપી કિલ્લાઓ ચણેલા છે. તેમાંનો એક દુર્ગ સદાચાર છે. કાયા, વાણી અને મનની શુદ્ધિનો એ રક્ષક છે. આ ત્રણ શુદ્ધિમાંની દેહશુદ્ધિના અંગરૂપે શાસ્ત્રકારોએ સ્પર્શાસ્પર્શ વિચાર કર્યો છે.

મનુ ભગવાને આજ્ઞા કરી છે કે

दिवा कीर्तिमुदक्या च पतितं सूतिका तथा ।
शव तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुध्यति ॥

ચાંડાળનો (શૂદ્રથી બ્રાહ્મણકન્યામાં ઉત્પન્ન થયેલાનો), રજસ્વલાનો, પતિતનો, સુવાવડીનો, મડદાનો અને તેનો સ્પર્શ કરનારનો સ્પર્શ થતાં, સ્નાનથી શુદ્ધ થવાય છે

આ જ અર્થનાં વાક્યો યાજ્ઞવલ્ક્ય, અત્રિ, હારિત, યમ, આપસ્તંબ વગેરે સ્મૃતિઓમાં છે. એ બધાં વચનોનો સાર એ જ કે શરીરની પવિત્રતા જાળવવી. શરીરની મલિનતા દેહાભિમાનવાળી સાધક દશામાં આત્મોન્નતિની આડે આવ્યા સિવાય રહે જ નહિ. માટે જ અસ્પૃશ્યતાથી બચવું એ એક પ્રકારનો આચારધર્મ ગણાય

तीर्थे विवाहे यात्रायां संग्रामे देशविप्लवे ।
नगरग्रामदाहे च स्पृष्टास्पृष्टं न दुष्यति ॥

ચોક્કસ સંયોગોમાં તો તે દોષ પણ શાસ્ત્રકારોએ ગણ્યો નથી. તીર્થમાં, વિવાહમાં, યાત્રામાં, સંગ્રામમાં, દેશમાં ઊથલપાથલ થતી હોય તે વખતે, નગર કે ગામમાં આગ લાગી હોય તે વેળાએ સ્પર્શાસ્પર્શનો દોષ નથી. આ શ્લોકનાં પાઠાન્તરોમાં, હટ્ટમાર્ગ એટલે બજારોનો માર્ગ પણ ઉમેરેલો જણાય છે

એટલે આ વચનો ઉપરથી, સ્નાન કરીને દરેક જણ દેહશુદ્ધિ જાળવી શકે અને વર્તનની પવિત્રતા જાળવવા માટે કોઈ ઉપર તિરસ્કાર કે દ્વેષ રાખવાની જરૂર નથી એમ સ્પષ્ટ જણાય છે

## વર્ણાશ્રમ અને અસ્પૃશ્યતા

આમ આપણે જોયું કે વર્ણાશ્રમ અને અસ્પૃશ્યતા એ બે વસ્તુ એક નથી, પણ ખૂબ ભિન્ન છે. વર્ણાશ્રમ એ ધર્મ છેઃ શાશ્વત છે, વ્યાપક છે, કુદરતને અનુકૂળ છે અને એ એક જાતની વ્યવહારવ્યવસ્થા છે. હિંદુ ધર્મનું તે એક શુદ્ધ બાહ્ય સ્વરૂપ છે.

પરંતુ અસ્પૃશ્યતા એ હિંદુધર્મનું દૂષણ છે; અધર્મ છેઃ હિંદુધર્મની એ અતિશયતા છે. હિંદુસમાજની પડતી વખતે આપદ્ધર્મ તરીકે તત્કાળને માટે દાખલ થયેલી એક વ્યવસ્થા હોવાનો સંભવ છે; તેથી એ સનાતન નથી. અસ્પૃશ્યતા એ આચાર છે, રૂઢિ છે.

વર્ણાશ્રમને અસ્પૃશ્યતાની ભાવના સાથે જોડી દેવાની મુલકુલ જરૂર નથી. આપણે કોની સાથે ખાવુંપીવું, કોની સાથે દીકરીની લેવડદેવડ કરવી એ કેવળ નોખો સવાલ છે. એ જ્ઞાતિસુધારણાનો પ્રશ્ન છે; તેમાં મતભેદને અવકાશ છે. તેમાં પસંદગીનો સવાલ રહે છે. અમે તેની સાથે ખાણાવહેવાર કે બેટીવહેવાર રાખવા આપણે બંધાયલાં નથી. પરંતુ પ્રાણીને અસ્પૃશ્ય ગણવામાં તો ખરેખરો દોષ છે, ચોખ્ખો અધર્મ છે.

અને તેથી જ અસ્પૃશ્યતાનિવારણ એટલે વર્ણાશ્રમનો નાશ નહિ, તેનો લોપ નહિ; પરંતુ તેની અતિશયતા દૂર કરી તેને બચાવ કરવાનો આશય છે. માનવજાતિની સેવા કરવા માટે આપણે અમુક માણસ સાથે ખાવાની અથવા અમુક માણસની સાથે આપણું દીકરાદીકરી પરણાવવાની જરૂર નથી; ખાવાપીવાના અને લગ્નના અંકુશોથી, સેવા કરવામાં કશો બાધ નડતો નથી.

## સનાતન હિંદુ ધર્મ

દરેક ધર્મનો વિચાર કરતાં તે બધાનો દરબાજો એક જ આવે છે. તેમ કેટલાક સિદ્ધાંત અચલિત જેવા માલૂમ પડે છે. અનુભવ તેનો અનાદર નથ કરી શક્યોઃ એ જ એનું સનાતનત્વ. દરેક સૂત્ર—જેને માટે શાશ્વતપણાન દાવો કરવામાં આવે—તેને સત્યરૂપી એરણ ઉપર, દયારૂપી હથોડાવતી ટી જોવું : જો તે નક્કર લાગે, ને તૂટી ન જાય તો જ તેને યોગ્ય માનવું. તેમ લાગે તો હજારો શાસ્ત્રવાદીઓની સામે ‘ નેતિ ’ ‘નેતિ’ ‘નેતિ’ કહ્યા કર જોઈએ. કારણ કે ભક્ત તુલસીદાસે અર્ધ દોહામાં કહી દીધું છે કે ‘દયા ધ કા મૂલ હૈ ’ અને સત્યાન્નાસ્તિ પરો ધર્મઃ (સત્ય સિવાય બીજો ધર્મ જ નથી —એ સનાતન વાક્યો છે. કોઈ પણ ધર્મે આ સૂત્રોનો ઇન્કાર નથી કર્યો.

હિંદુ ધર્મની વ્યાખ્યા કોઈ આપી શક્યું નથી—એવી તેની પ્રૌઢતા અને ઉદારતા છે. હિંદુ ધર્મને આજે કેટલીક રૂઢિઓ બાઝેલી છે. તેમાંની કેટલીક સ્તુત્ય છે; બીજી નિંદ્ય છે. ઈશ્વરે સર્જેલા કોઈ પણ પ્રાણીને અડતાં આપણે અભડાઈએ એવો વિચાર કરવો એ ધર્મ નથી રિવાજમાત્રને ધર્મને નામે ઓળખી લેવો તે દુરાગ્રહ અને વિચારાંધતા છે. રિવાજો સારા પણ હોય અને નઠારા પણ હોય. એ કંઈ સનાતન ધર્મના સિદ્ધાંતો ન હોય. આચાર અથવા રૂઢિ સારી રહે ત્યાં સુધી તેનાથી સમાજની રક્ષા થાય છે: પણ રૂઢિ જ્યારે માત્ર ઘાતિક જ થઈ જાય છે ત્યારે તેનો ત્યાગ કરવો જોઈએ. અમે તેના પણ દોષો સંઘરવાના આગ્રહમાં ચોખ્ખું ધર્માન્ધપણું છે; અને તેથી ધર્મની અવનતિ પણ છે.

## અસ્પૃશ્યતાની રૂઢિ

અસ્પૃશ્યતા એ રૂઢિ છે: અને તે નિંદ્ય રૂઢિ છે. તેનાથી ધર્મને નામે કે હજાર વર્ષનું પાપ હિંદુધર્મને માથે ચડ્યું છે અને હજી ચડતું જાય છે. એ રૂઢિને જ 'પાખંડ' કહી શકાય. એ પાખંડમાંથી નીકળવા વણું હિંદુઓએ પ્રાયશ્ચિત્ત કર્યે જ છૂટકો જે રૂઢિમાં સત્ય અને દયાનો અભાવ છે તે રૂઢિધર્મ ચોખ્ખું પાખંડ છે

મનુસ્મૃતિ આદિ શાસ્ત્રોમાંથી આ રૂઢિના ટેકામાં શ્લોકો ટાંકવા નિરર્થક છે, કારણ કે તે શાસ્ત્રોમાં ઘણા શ્લોકો ક્ષેપક છે ઘણાનો કંઈ અર્થ રહ્યો નથી. એવો એક પણ હિંદુ નહિ જડે જે મનુસ્મૃતિના બધા શાસનોનું પાલન કરતો હોય અથવા ઇચ્છતો હોય. જો તેમ કોઈ કરે તો તે ભ્રષ્ટ થાય એવું સહેજે સિદ્ધ કરી શકાય તેમ છે. વળી તેમાં કેટલાંક પરસ્પરવિરોધી વચનો પણ દેખાય છે.

સનાતન ધર્મની રક્ષા, શાસ્ત્રોમાં છપાયેલા બધા શ્લોકોને યોગ્ય ગણાવવાથી નથી થવાની; પણ તે શાસ્ત્રોમાં જે અચલિત સિદ્ધાંતો છે તે મુજબ વર્તન કરવાથી થવાની છે. સંસ્કૃત ભાષામાં છપાયેલ દરેક ગ્રંથને શાસ્ત્ર માની લઈએ તો પુણ્ય, પાપ સિદ્ધ થઈ શકે અને પાપ, પુણ્ય બની જાય માટે ગીતાની ભાષામાં કહીએ તો ગીતાના સ્થિતપ્રજ્ઞનું વચન એ જ શાસ્ત્રનો બુદ્ધિગ્રાહ્ય અર્થ થઈ શકે. પાંડિત્ય સાથે પ્રજ્ઞાને સ્થિર કરી રાગદ્વેષાદિને જીતીને શાસ્ત્રીઓએ શાસ્ત્રાર્થ કરવો ઘટે છે યુગની જરૂરિયાતો અને નીતિ ભાવના સાથે જેનો મેળ ન બેસે તેને વળગી રહેવું એમાં આપઘાત છે.

## 'સત્ય' નો ગજ

કારણ કે કોઈ પણ પ્રાચીન સ્મૃતિનું પ્રમાણ કલિયુગના વર્તમાનકાળમાં અભ્રાંત પ્રમાણ કે માર્ગદર્શક આધાર ગણી શકાય નહિ. હિન્દુધર્મનું તત્ત્વ શું છે—તે જોવા માટે એક સીધો અને સરલ ગજ આપણી પાસે પડેલો છે; એ ગજ 'સત્ય' નો. સત્યના માપમાં જે ન આવે તે તજવું: પછી ભલે તે મોટામાં મોટી સ્મૃતિમાં કેમ નહિ લખેલું હોય. એટલે જ જે કોઈ પ્રથાનો કોઈ માણસ બચાવ કરવા ઇચ્છતો હોય તેણે સિદ્ધ કરવું રહ્યું કે તે પ્રથા સત્યને અનુકૂલ છે. એટલું બતાવ્યા વગર તે માટે તે હજારો શાસ્ત્રોનાં પ્રમાણો આપે એ વ્યર્થ છે. નામમાત્રથી શ્રુતિસ્મૃતિ કહેવાતાં બધાં પુસ્તકો ધર્મવાક્ય થઈ જતાં નથી. ટૂંકામાં, શાસ્ત્રવચનોનો અક્ષરાર્થ કરીને તેના કાનને હણવું નહિ જોઈએ.

ઉપરના વિવેચન ઉપરથી જણાયું હશે કે અસ્પૃશ્યતા એ કેવલ આચાર-પરત્વે અને દૈહિક સ્થિતિપરત્વે જ રહેલી છે; અને તાત્કાલિક સ્નાન એ શુદ્ધિ માટે પૂરતું જણાવેલું છે. જેમ રજસ્વલા ચાર દિવસ અસ્પૃશ્ય રહે છે તેમ અંત્યજ પોતાનું મલીન કામ કરે છે તેટલો સમય જ અસ્પૃશ્ય રહે છે. બહુ બહુ તો સૂતકી, ચાંડાલ વગેરેને અડીને નહાવું એટલી શાસ્ત્રાજ્ઞા છે—એટલો જ સ્મૃતિપ્રોક્ત શૌચનો નિયમ છે: અને તે સમજાય તેમ છે.

પરંતુ તેટલા સારુ અને વ્યવહારુ વિચાર માટે એક નોખી અસ્પૃશ્ય જાતિ પેદા કરવી, તેને નોખા વાડામાં પૂરવી, જાનવર કરતાં પણ ત્યાજ્ય ગણવી, તેના ઓંજાળામાં એંઠું અને કોહેલું ખાવાનું ફેંકવું, તેનાં છોકરાંને ભણાવવા ના પાડવી, તેને વ્યાધિ થાય તો તે દૂર કરવા મદદ ન આપવી, તેને મંદિરમાં પેસવા ન દેવા, તેને કુવે પાણી ન ભરવા દેવું અને તેમનો, જિંદગીભરનો અસ્પૃશ્યોનો પાંચમો વર્ણ આ રીતે ઊભો કરવો તે કેવલ અત્યાચાર છે. સાદી શૌચની અને બાહ્યશુદ્ધિની વાત ઉપરથી આટલા જુલમ શા ? અલગ ઢેડવાડા શા ? ઢેડભંગીના બધેથી બહિષ્કાર શા ?

આવી અસ્પૃશ્યતાને ધર્મનું અંગ માનીને આપણે હિંદુધર્મની જડ ઉખેડવા બેઠા છીએ. આવી અસ્પૃશ્યતા આત્મઘાતક છે: એ અસહિષ્ણુતાની પરિસીમા છે.

## વિચાર વગરનો આચાર

જે અસ્પૃશ્યતાનું હિંદુસમાજમાં સેવન થઈ રહ્યું છે એ અસ્પૃશ્યતાને નથી સ્થાન ભાગવતમાં, કે નથી ગીતામાં; નથી વેદમાં કે નથી ઉપનિષદમાં. અરે,

અત્યારે તેને આચારમાં પણ સ્થાન નથી. કાયદો અસ્પૃશ્યતાને સ્થાન નથી આપતો; અદાલતોમાં જતાં, દવાખાનામાં જતાં, મનુષ્યો અસ્પૃશ્યોને અડે છે છતાં ભ્રષ્ટ થઈ જતા નથી.

આમ હકીકતમાં અસ્પૃશ્યતાની રૂઢિને કોઈ પાળતું નથી; અને મને કે કમને તેનો દહાડે દહાડે લોપ થતો જાય છે; રેલમાં, સરકારી નિશાળોમાં, તીર્થક્ષેત્રોમાં, અદાલતોમાં, દવાખાનાઓમાં અને કારખાનાઓમાં તેને સ્થાન રહ્યું નથી. ઊલટું આપણે અંગ્રેજોને ત્યાં તેમ જ મુસલમાનોને ત્યાં માન પામે છે; અને અંગ્રેજો તથા મુસલમાનોને અડતાં આપણે અચકાતા નથી. તેમનામાંના ઘણાની સાથે ભેટી આપણે માન પામીએ છીએ. ખ્રિસ્તી થયા પછી તેમને અસ્પૃશ્ય ગણવાની આપણી હિંમત પણ ચાલતી નથી. આમ જે રૂઢિ પાળી શકાય તેવી રહી નથી, જે શુન્યવત બની ગઈ છે, તેનો બચાવ શાણા હિંદુઓ, પોતાની જુદી માન્યતા હોય તો પણ ન કરે. મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદીને આપણે અસ્પૃશ્ય નથી ગણતા તો પછી હિંદુઓનું જ જે અંગ છે તેવા અંત્યજોને અસ્પૃશ્ય ક્યાં સુધી ગણ્યા કરીશું?

## અસ્પૃશ્યતાનિવારણ

જે સ્પર્શથી સામાન્ય લોકવ્યવહારમાં આપણે નથી અભડાઈ જતા એમ માનિયે છિયે તે સ્પર્શને, વિચારપૂર્વક પુણ્ય માનીને લોકો જુવે તો કોઈને વિરોધ કરવાનો રહે નહીં. ગીતાજી પણ એમ જ કહે છે. સમદર્શીને મન બ્રાહ્મણ, શ્વાન, અંત્યજ બધા સરખા છે તેથી જ નરસિંહ મહેતાએ ગાયું છે કે વૈષ્ણવમાં સમદૃષ્ટિ હોવી જોઈએ

જેમ ચાર વર્ણ એકબીજાનો સ્પર્શ કરતાં અભડાતા નથી તેમ જ અસ્પૃશ્યને વિષે પણ વરતવું—એનું જ નામ 'અસ્પૃશ્યતા નિવારણ.' એકબીજાને અડો નહિ ને 'અમુક મનુષ્ય અમુક જાતિમાં જન્મ્યો એ જ કારણથી અસ્પૃશ્ય છે'—એમ માનવું એ સૃષ્ટિના નિયમથી, દયાધર્મથી ને સત્યાગ્રહથી વિરુદ્ધ છે. અંત્યજસ્પર્શનો અર્થ એ જ કે શાંતિમય ધન જેવી સ્વચ્છ નીતિમાં જે ઝેર વ્યાપી ગયું છે તે કહાડી નાખવું. ઊંચનીચની ભાવના ભૂલી જવી ને ભ્રાતૃભાવના બધે દાખલ કરવી. આજે એ મોટો એટલો બધો વ્યાપી ગયો છે કે અંત્યજોમાં પણ એ ઊંચનીચ ભાવનાએ ઘર કર્યું છે.

અસ્પૃશ્યતા એ તો ઉચ્ચ વર્ણના હિંદુઓને સારુ આત્મશુદ્ધિને અર્થે કરવાનું પ્રાયશ્ચિત છે શુદ્ધિ અસ્પૃશ્યોની નહીં, પણ કહેવાતા ઉચ્ચવર્ણીની

પોતાની થવી જરૂરની છે. ટૂંકામાં, સ્પર્શ કરવામાં આપણે દોષ માનિયે છિયે તે માન્યતા નિકળી જવી જોઇએ. અત્યારે આપણા એક અંગને અસ્પૃશ્ય ગણીને આપણે બહેરૂં બનાવી દીધું છે; અને તેના દરદથી આખું શરીર પીડાઈ રહ્યું છે !

## બધા હિંદુઓ અસ્પૃશ્ય બન્યા છે

અંગ્રેજો આજે આપણને 'ભંગી' અથવા અસ્પૃશ્ય ગણે છે. વસાહતોમાં આપણને વહેપાર કરવાની જગા અલગ આપવામાં આવે છે. રહેવાના લત્તા અને મુસાફરી કરવાને રેલગાડીના ડબ્બા આપણે માટે જુદા હોય છે. આપણે એમને મન અસ્પૃશ્ય–'પારિયા' ગણાઇએ છિયે.

કેવળ અડકવા ન અડકવાના પ્રશ્ન ઉપર સમાજ કેવું વિચિત્ર વર્તન રાખે છે તે જોતાં નવાઇ લાગે છે ! અંત્યજ મુસલમાન થાય તો આપણે અડિયે, ખ્રિસ્તી થાય તો તેને સલામ ભરિયે, જે ખ્રિસ્તી અથવા મુસલમાનને અડે તેને અડતાં પ્રાયશ્ચિત્ત ન માનિયે–પણ તે અંત્યજને અડતાં આપણને સંકોચ થાય છે !

## 'હિંદુઓનું ખાસ સાયન્સ'

શ્રી. રામનારાયણ પાઠકે '<u>સ્વૈરવિહાર</u>' નામે કટાક્ષલેખસંગ્રહમાં આ સંબંધી ઠીક ટકોર કરી છે. તે ખરેખર અદ્‌ભુત છેઃ "ઢેડને અડેલી વસ્તુ અભડાય. ઢેડને હિંદુ અડે તે હિંદુ અભડાય; તે નહાય ત્યારે શુદ્ધ થાય. ઢેડને અડેલા પૈસા લેવા હોય તો તેના પર પાણીની છાંટ નાખવી જોઇયે. પાણીથી લોટ એંઠો થાય; પણ પાણીથી પૈસા ચોખ્ખા થાય. ઢેડને અડેલાં કપડાં ધોવાં પડે, પણ કોરાં કપડાંને માત્ર છાંટા નાખે તો ચાલે. ટોપી ઉપર છાંટ પણ ન નાખી શકાય, માટે તે મુસલમાનને અડાડો તો શુદ્ધ થાય. પણ નહાઇને તમે મુસલમાનોને અડો તો નહાવાની અસર નાબુદ થાય. જમવા માટે તમારે ફરીથી નહાવું પડે 'એંઠું' નો અર્થ પહેલાં માત્ર 'બોટેલું કે ખાધેલું' એટલે ઉચ્છિષ્ટ એવો થતો હતો; પણ પછીથી લોટમાં પાણી પડે, તે લોટ કે પાણી કોઇએ ખાધું ન હોય તો પણ તે એંઠું થાય છે એવી શોધ થઈ છે !"

## 'આભડછેટ'

અસ્પૃશ્યતાની ભાવના એટલે હિંદુ ધર્મ ઉપર વળગેલા મેલ. અખા ભક્તે લખ્યું છે કે કે આચારની ખૂબ ચોકી રાખવાથી માણસ ધર્મનું ખરું તત્ત્વ ભૂલી જાય છે. તેથીજ નરસિંહ મહેતાએ કહ્યું છે કે "કર્મનો મર્મ લેવો વિચારી;" છતાં માત્ર आचार: प्रथमो धर्मः । એવા પ્રકારની માન્યતાસમાજ-

માં ઘર કરી બેસવાથી, લોકો બાહ્ય આચાર પર ખૂબ ભાર મૂકવા લાગ્યા. અખાએ પોતાની કટાક્ષપૂર્ણ વાણીમાં કહ્યું છે કે—

" આભડછેટ અંત્યજની જાણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી
ભારે માંસ ભોગવે એ બેય, સૌને ઘેર આવી ગઈ રેહ;
અખા હરિ જાણ્યે જડ જાય, નહીં તો મનસા વાચા પેંઠી રહે કાય."

(છપ્પો)

બ્રાહ્મણ અને વૈષ્ણવો ખાસ કરીને શૌચ-અશૌચની વિચિત્ર ઝીણવટો પાળે છે. તેથી તેમને રાતદિવસ ' અડશો મા, તમે અભડાશો'—એની ઝંખના થયા કરે છે. પરંતુ સાચી જડતા કાઢવા માટે તો હરિનું જ્ઞાન મેળવવાની જરૂર છે નહિ તો મન, વાણી કે કર્મના માર્ગ દ્વારા—મર્મ ત્યાંથી અધર્મ પેંઠી જવાનો પૂરો ભય છે.

## મિથ્યા આચાર

વળી અખો કહે છે,

" પોતાનાં પડખાં નવ ધૂવે, હાડ ચામડાં મૂરખ ધૂવે
શુદ્ધ કેમ થાય જો ચામડું ? ગોળ્યું ચાહિયે એ વાંકડું;
હરિ જાણ્યા વિના ભૂલ્યા ભમે, અખા પાર ન પામે કદમે
ઈશ્વર જાણે તે આચાર, બીજા સૌ ઉપલા ઉપચાર "

(છપ્પો-૧૦, ૧૧)

" આચારી થઈ અળગા બેસે; વૃત્તિ સહાયે અભડાણી
સચ્ચિદાનંદ બ્રહ્મ લક્ષ્યાવિણ, શુદ્ધ કરે નહીં પાણી "

(પદ ૨૨)

" નિર્વિષયપણું તે સજીવન દશા, વિકારસહિત તે મુડદા જશા
મુડદાની આભડછેટ ઘણી, તે આભડછેટ કોઈએ નવ ગણી:
બીજાની આભડછેટ જોતા જાય, પોતાની આભડછેટ પ્રક્ષય ન થાય."

(છપ્પો ૭૩૪)

માત્ર દેહધર્મને અણઘટતું પ્રાધાન્ય આપવાથી પોતાનો આત્મધર્મ ભૂલી જઈને હિંદુઓએ અસ્પૃશ્યતાને વિકરાલ સ્વરૂપ આપી દીધું છે

## નવા યુગની નવી સ્મૃતિ થવાની જરૂર

ધર્મનું સ્વરૂપ હંમેશાં એકસરખું રહેતું નથી સમયના પરિવર્તન સાથે તેના બાહ્ય સ્વરૂપમાં ફેરફાર થતો રહે છે અને એ ફેરફાર યુગયુગના મનુમહારાજ

જેવા મહાપુરુષો અને આચાર્યોને હાથેજ થાય છે. જેમ આપણી જાતિઓ અને વર્ણો પહેલાં જેવાં હતાં તેવાં આજે રહ્યાં નથી તેમ આપણો સ્મૃતિ-પ્રોક્ત ધર્મ, તે દિવસે જેવો હશે તેવો આજને માટે, રહ્યો નથી. નવા યુગની નવસ્મૃતિ રચાવા માંડી છે એમ સૌ કોઈ કહી શકશે ભલે આજની પ્રવૃત્તિથી રૂઢિપૂજક સમાજને આઘાત પહોંચે; પણ એવી રીતે આઘાત ન પહોંચતો રહે તે સમાજની પ્રગતિ જ બંધ થાય. અનિષ્ટ રૂઢિ અને આચારનાં જાળાં વખતોવખત કપાતાં રહે તો જ સત્યનો સૂર્ય ઢંકાઈ જાય નહીં.

## ધર્મનાં બદલાતાં સ્વરૂપો

પહેલાંની પ્રકૃતિપૂજામાંથી કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગની જુદી જુદી પ્રણાલિકાઓ, દેશકાલની પરિસ્થિતિને અનુસરી, અસ્તિત્વમાં આવતી ગઈ છે. પછી સંતોનો સંપ્રદાય શરૂ થયો. તેમણે ચાંડાલ, શૂદ્ર તથા અસ્પૃશ્યો અને મ્લેચ્છોને પણ તેમના વાડામાં અપનાવી લીધા; અને વિશાલ હૃદયની વૈષ્ણવતા વ્યક્ત કરી. ઇસ્વી સનના બારમા સૈકાથી બાર જાતી આ ધાર્મિક મોજાની અસરથી શૂદ્રોનાં બંધનો છૂટવા લાગ્યાં.

વલ્લભાચાર્યના પુષ્ટિસંપ્રદાયમાં તથા ચૈતન્ય ભગવાનના મુખ્ય શિષ્યોમાં અંત્યજો તથા મ્લેચ્છોનાં નામ જોઈ શકાય છે. રામાનંદ, કબીર, તુલસીદાસ તથા તુકારામનાં ભક્તમંડળો તપાસશો તો તેમાં ભક્તિનાં દ્વાર સૌ કોઈને માટે ખુલ્લાં છે.

## મદ્રાસ અને બંગાળામાં અસ્પૃશ્યતા.

વૈષ્ણવ ધર્મની ઉત્પત્તિ જ દયામાં, જ્ઞાનમાં અને પતિતને પણ પુનિત કરવામાં રહેલી છે. વલ્લભાચાર્યે જે પશ્ચિમમાં કર્યું તે ચૈતન્યે પૂર્વમાં કર્યું છે. બંગાળામાં ચૈતન્યે લાખો અસ્પૃશ્ય મનાતાઓનો ઉદ્ધાર કર્યો. તેમણે અસ્પૃશ્યતાની જડને હલાવી, આજે મદ્રાસમાં જેમ અસ્પૃશ્યતાની એક અવધિ દેખાય છે કે—અંત્યજનો શબ્દ કાને પડતાં પણ જમવા બેઠેલા બ્રાહ્મણનું અન્ન અભડાઈ જાય છે, અને જાહેર માર્ગે અંત્યજથી પસાર થવાતું નથી, અથવા તો ગળામાં ટોપલી રાખી તેમાં થૂંકવાની ગોઠવણ કર્યા પછી જ પસાર થઈ શકાય છે—એ અવધિની સાથે, બંગાળાની હળવા પ્રમાણની અસ્પૃશ્યતા ખૂબ ધ્યાન ખેંચે છે. અહીંને અભડાવું શું એ તો ત્યાં કોઈ બહુ જાણતું જ નથી. બંગાળાની અસ્પૃશ્યતા એટલે 'અસ્પૃશ્ય પાસેથી જલગ્રહણ ન કરવું ને તેને હજામત તથા ધોબીની સેવા ન આપવી '

## ગુજરાતમાં અસ્પૃશ્યતાનિવારણ પ્રવૃત્તિ

ચૌદમી સદીના આપણા ભક્તકવિ નરસિંહ મહેતાને પ્રથમ વંદના કરિયે એ ભક્તકવિને વૈષ્ણવ વહાલા હતા. તેઓએ 'ઢેડવાડ'માં દૃઢ હરિભક્તિ જોઈ હતી. તુલસીક્યારો અને ગોમૂત્રથી લીંપેલું આંગણું તેમને પવિત્ર લાગતું હતું: અને સુરત ગણાતા નાગર ગૃહસ્થ

"જેવા રે અમો એવા રે, વળી તમે કહો છો તેવા રે
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા રે"

એવું ચોખ્ખું કહી દેતા હતા

ત્યાર પછી ઘણો કાળ વહી ગયો આભડછેટ અને વૈષ્ણવો આચારની છીછ બહુ પાળવા લાગ્યા ત્યારે અખાએ તેમને ટકોર કરી. વલ્લભસંપ્રદાય અને સ્વામીનારાયણ સંપ્રદાયે થઈ, અંત્યજો અને મુસલમાનોને પણ સંપ્રદાયના વાડામાં દાખલ કરી તેમના પ્રત્યે સદ્‌ભાવ દર્શાવ્યો

## વૈષ્ણવ આચાર્યની ભૂતદયા

શ્રી વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથજી ગોસ્વામીના "બસેં બાવન વૈષ્ણવો" સંબંધી "વાર્તાઓ"—એ પુષ્ટિસંપ્રદાયના વૈષ્ણવોનો ધર્મગ્રંથ મનાય છે. તેમાંની ૪૯ મી વાર્તા 'કુંજરીકી વાર્તા'—એ નામની છે. તેમાં અછૂત પ્રત્યેનો તેમનો કેવો દયાળુ વર્તાવ હતો તે સ્પષ્ટ કર્યું છે.

ગોકુલ જતાં માર્ગમાં એક કુંજરી નામે 'નીચી જાત' કહેવાતી, અસ્પૃશ્ય વર્ણની ડોશી તરસથી મરવા પડી હતી ગુસાંઈજીએ ખવાસને કહ્યું 'જો તપાસ કર, કોણ પડ્યું છે?' ખવાસે કહ્યું, 'પેલી ડોકરી તરસથી મરી રહી છે.' ગુસાંઈજીએ કહ્યું કે 'આપણી (માટીની) ઝારીમાંથી એને જળ પાવ.' ખવાસે કહ્યું, 'આપણી ઝારી છિવાઈ જશે' ત્યારે ગુસાંઈજીએ કહ્યું, 'ઝારી છિવાઈ જાયગી તો દૂસરી આવેગી, પરંતુ યાકે પ્રાન તો જાયેંગે'—ત્યારે પછી ખવાસે તેને જળ પાયું અને તે સચેતન થઈ.

પછી ગોકુલમાં એ, દિવસના મેવાની દુકાન માંડતી; અને વૈષ્ણવને ઓછે ભાવે વેચતી એમ સમજીને કે દ્વારા કંઈ ને કંઈ ઠાકોરજીની સેવામાં અંગીકાર થવાની તક તેને મળે છે. રાતે એ ગામબહાર નિકળી જતી; કારણ કે અકબરશાહે ગોકુલમાં જ વેચવાનું કરવા દેવાની પરવાનગી તેને આપી હતી.

## અખાભક્તનો સિદ્ધાંત

અખાભક્ત અન્ય દંભી આચાર્યની 'છોછ' ને ઠીક વગોવે છેઃ

'હામ ચામ રસમાં બન્નેની, બુદ્ધિ બહુ ભરમાણીઃ
કૃષ્ણવચનને કાન ધરે નહીં', વહાલી તે વિષય–કહાણી.
આચારી થઈ અળગા રે બેસે, વૃત્તિ સદાયે અભડાણી'
'સચ્ચિદાનંદ બ્રહ્મ' લહ્યાવિણ, શુદ્ધ કરે નહિં પાણી !'

—ગુજરાતી પદ, ૨૩

તેથી તેમનો છેલ્લો સિદ્ધાંત છે કેઃ–

'વર્ણ ધર્મ તું રહે મૂંઝાઈ, જેણે સર્વ પડે ત્યાંહાં વગે,
જાત વિચારે તે આત્મા, આશ્રમ તો તારો તુજમાં.'

—છપ્પો ૨૭

'વર્ણાશ્રમ વહેવાર, એ ભણ્યા વર્તન વિષેઃ
સિદ્ધાંત કેરો સાર, ત્યાંહાં અખા સરખું સહુ."

---

* મહાત્મા ગાંધીજીના અસ્પૃશ્યતા સંબંધીના વિચારોનું એકીકરણ 'હરિજન ભાગવત' નામથી થયું છે. તેનો આધાર આ લેખમાં મળ્યો છે.

ડૉ. મંજુલાલ મજમુદાર

# અખાના સમકાલીન

# અજ્ઞાત કૃષ્ણજીનાં પદો

અખા ભક્તે ખૂબ પ્રકાશમાં આણેલી એવી જ્ઞાનપરંપરાના મહાનદમાં, કેટકેટલાં અણપ્રીછેલાં અને ન-બૂઝેલાં એવાં કાવ્યઝરણાં ભળ્યાં છે તેનો તાગ હજી કોઈએ કાઢ્યો જણાતો નથી.

વડોદરા "પ્રાચ્યવિદ્યામંદિર"ના હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહમાં સં. ૧૭૧૭માં ઊતારેલી એવી એક "કૃષ્ણજીકૃત પદો"ની પોથી અંક ૮૧૫ની મોજૂદ છે તેની ઊતાર્યો સાલ ઉપરથી સહજ અનુમાન નિકળે છે કે તેમાંનાં પદો તે સમય પહેલાં અથવા તે જ અરસામાં રચાયાં હોવાં જોઈએ. આ પ્રતની નકલ પંદર વર્ષ ઉપર મેં કરાવી રાખી હતી. તેને આધારે આ નોંધ હું લખી શકું છું.

અખાભક્તની 'અખેગીતા'ની રચનાસંવત્ ૧૭૦૫ છે. તે ઉપરથી કહી શકાય કે કૃષ્ણજીનાં પદો તે સમયની જ પેદાશ હોવી જોઈએ.

'આ ગુટકામાં ૬૨ પદો ઊતારેલાં છે. તેમાંથી કૃષ્ણજી સંબંધી કંઈ પ્રકાશ મળી શક્યો નથી. છતાં આ પદોની રચનામાં અખાજીના ચિર-પરિચિત પારિભાષિક શબ્દો 'અણલિંગી' 'અણછતું' 'સમરસ' 'આપણપું', 'ઓટ', નિજપદ'—એવા, અહીં પણ મળી આવે છે.

આ અણખેડાયેલા પ્રદેશ તરફ નજર કરાવવા, તથા-એના અભ્યાસની કેડીને બતાવવા માટેજ આ ટૂંકી નોંધ, અત્યાર સુધી તદ્દન અજ્ઞાત એવાં સાધનોમાંથી આપી છે:

વાનગી તરીકે નીચે થોડાક પદ ઊતાર્યાં છે જેથી જિજ્ઞાસુને વિશેષ પ્રેરણા મળે.

'પ્રભાતિયાં' માં નરસિંહનાં જ્ઞાનનાં પદોની તાજગી ઝીલાય છે

## પ્રભાત

(ઝૂલણા)

હું ખરે તું ખરો, હું વિના તું નહિ,
હું રેહેશે ત્યાંલગી તુંય રેશે :
હું જતે તું ગયો, અનિર્વાચી રહ્યો
હું વિના ' તું ' તને કોણ કહેશે ?—હું ખરે૦
જ્યાં લગી સગુણ ત્યાં લગી નિરગુણ
કહે સદ્‌ગુરુ એ વાત સાચી :
સગુણ સંગતે, ગયો નિરગુણ શમી,
સુખ પૂરણ રહ્યો રે અનિરૂવાચી, —હું ખરે૦
જીવ ને શિવનો ન્યાય તે એક છે
જીવ હોયે ત્યાં લગી શિવ હોઇઃ
જીવ સમતે ગયો, શિવ સાંસો શમ્યો
ટળી ગયો ધ્યાતા ધ્યાન ધ્યેઈ. —હું ખરે૦
તાહરા માહરા નામનો નાશ છે,
નીર ને લૂણનું રૂપ જેતે :
કૃષ્ણજી અનુભવ સર્વ કાલે દીસે,
છે છતે છે છતે વસ્તુ પોતે. —હું ખરે૦



## પ્રભાત

(ઝૂલણા)

સ્વામીનું સુખ હતું ત્યાં લગી સૈયર !
જ્યાં લગી હવ હુતિ રાત્ય કેરીઃ
સ્વામીના સુખનો સ્વાદ ભાગી ગયો,
ઓચ્યંતો ઉદયો સૂર વૅરી–સ્વામીનું સુખ૦

એવા સૂરના તેજમાં સાવ સમરસ થઈ
તેજમાં પિયુ મારો ગયો સમાઈ
પિઉને પગલે હું રે જોવા ચડી,
પિઉને ખોળતે હું ખોવાઈ–સ્વામીનું સુખ૦
એવા અટપટા ખેલમાં આખ્ય ઉલટિ ફરી
હું જોતે હદ રહિ ગમ ખાઇ:
વાણીમાં અનુભવ એહ વ્યાપે નહિ
અનિર્વાચી ક્હ્યો નિગમ ગાઈ–સ્વામીનું સુખ૦
એવી અચિંત્ર વારતા કોય માને નહિ
જેને વીતી હોયે તેય જાણે
વસ્તુનો સાર સાવ સમરસ ભર્યો
અણછતો કૃષ્ણજી થઈને માણે–સ્વામીનું સુખ૦

પદ ૪

ઘોવે હેરી રે, ઉલજણ ઘોવે હેરી રે
આપાના આભાસમાંહે આખ હેરી રે
–ઉલજણ ઘોવે હેરી રે– ૧
સાખી પણે આવર્યો, ઊર્મિની જાલે રે
ધૃત વ્યાપિ ચૈતન હવ્યો, અહંતા આડે રે–ઉલજણ– ૨
ઈશ્વર ભાવના ગે જીવનના તાંણપલાંમાં રે
સંવેૈ.આત્મા અનંત ભાસ્યો ઇક્ષણામાં રે–ઉલજણ– ૩
શબ્દના બહુરંગી વૈખરી માહાલી રે:
પ્રત્યક્ષ વસ્તુ અંતર પાડિ પરોક્ષ ચાલી રે–ઉલજણ– ૪
પ્રીછયામાં પ્રભુ પાધરો, અણપ્રીછે વાંકો રે:
કૃષ્ણજી ઇંદ્રજાલની આડે આત્મા ઢાંકો રે–ઉલજણ– ૫

પદ ૭

પામર જીવે પોત ન પ્રીછ્યું, વાત નિ ભૂલે ઇચ્છ્યું રે,
નાંમ રૂપને લેઇ વળગી વાસના રે।

અંતઃકર્ણ નિવર્તિમાંના બહુવિધ તેં રંગ નાના રે,
આભાસમાંહિ વરસે ચિદાભાસના રે. ॥ ૧ ॥
આપણપુ વિસરિને ગયુ, જગદાકારે થયુ - રે,
અસંભાવમાં થૈ જે વિપરીત ભાવના રે।
ધૂમ્રે પાવક જેવો ઢાંકયો, દર્પણ મેલે ઝાંખો રે,
અહિયે આવરિ નાંખ્યો ચંદન બાવના રે. ॥ ૨ ॥
કલેશ ટાળે કર્મ નિવારે, ન કશાને અનુસારે રે,
પુરાનો સમાગમ પુણ્યે પામિયૈ રે।
અણુલિંગીને સંગ અનુસરતે, શ્રવણ મન ધરતે રે,
દરશન પરસન કરતે દુગ્ધા વામિયે રે ॥ ૩ ॥
અહંભાતનિ આંટી ભાગે, તમ થાય જમ આગે રે,
સાધન સરવે રહિ જાય પ્રજ્ઞાકારમાં રે॥
કૃષ્ણજી ભુલા ન પડયા ભાતે, મરજીવાની વાતે રે,
નિજ પદ પામો પરમ તત્ત્વ સારમાં રે ॥ ૪ ॥

પદ ૪૬

(રાગ—કેદારાની દેશી)

સમજાવ્યો ગુરુએ સાનમાં રે લોલ,
આંખડિ ખુલવિ જ્ઞાનમાં રે લોલ.
મનકે મનને રોકિયુ રે લોલ,
આત્મ દ્રષ્ટે અવલોકિયુ રે લોલ.
મુજમાં દિઠો મારો આતમા રે લોલ,
શુદ્ધ ચૈતન્ય પરમાતમા રે લોલ.
આપે આપણપાને ઇચ્છતો રે લોલ,
માયરુ પડિ ગયુ ઓળખતે રે લોલ.
વિધિ નિષેધ ને વાસનો રે લોલ,
ભ્રમ ભાગ્યો ચિદ્ વાસનો રે લોલ.

૮ ઊર્મિ આવરે ને એહને રે લોલ,
દેહનાં કૃત્ય સૌ દેહને રે લોલ.
આપે આપણપાને આવરો રે લોલ,
કૃષ્ણજી અણછતા ઉચરો રે લોલ.

## પદ ૮૦

સંસારરૂપી વલણ છે રિણ, આપણપું બાંધ્યું અણઈચ્છુઃ
પામરે પ્રગટ પોત ન પીંછુ, ભાત્ય ચિત્રામણે ભુલિયો રે—૧
પોત પીછયા નહિ, ભરમિયા ભાત્યેઃ જીવપણું જાણ્યું જુજવિ જાતે
વ્યાજ ચડિ ગયુ વાતનિ વાતે, તો મુલગામાંથિ ડુલિયા રે—૨
જીવપણાની જાડયમાં જડિયા, પરોક્ષભાવાન આડમાં અડીયા,
વૈખરીને વિશ્વાસે પડિયા, હ્યો વાગ્જાલની ડાટમાં રે—૩
આપ આપણે અનુમાને આણી, પરતંતર કરે તાણાતાણીઃ
વસ્તુ વિચારની વાત ન જાણી, તો ઊર્મિએ લીધા ઓટમાં રે—૪
અણછતા આભાસને પેખી, આવરણમાં થઈ ગાખ્ય અદેખીઃ
છે છતી વસ્તુને નાખી ઉવેખી, તો ઇશ્વર કહેનાં ઉકળે રે—૫
આશ્ચર્યવાત એ કોએક પાને, જેને શુદ્ધ લાગ્યા હોય કાનેઃ
ઉલજણ ભાગે કેવલ-જ્ઞાને, તો સમજણ આવે સુવલે રે—૬
મહાવાયક વિચારીને જોયે, એહ વિના ભાગે નહિ કોયેઃ
આત્મબોધનો અનુભવ હોયે, અધિકારીને પૂછતે રે—૭
શોભાયા સમરસને ચટકે, અવરાયા નહિ ઊર્મિને લટકેઃ
કૃષ્ણજી તત્વદર્શી ન ટકે, પાધરો મારગ પીછતે રે—૮

Shriyuta Govardhanram Tripathi

# AKHO, THE PHILOSOPHER

The three great poets who dawn upon our horizon with peace and quiet in seventeenth century, are Premanand, Samal and Akho. Each worked on his own original plan, each supplemented the work of the other and each excelled in his own great work. We are agreeably surprised to find that in th new epoch, religion and Bhakti no longer appropr ,te the whole field of poetry. But poetry now for the first time in the province grows up upon its own independent foundations, and itself emancipated and free, begins its own work towards the emancipation, enlargement and ennoblement of the minds and aspirations of men.

This is said, n't with a view to cast any aspersion against religion, but to dispel the local superstition which has for centuries made poetry the hand-maid of religion, as if it were not entitled to be its own mistress. It is as gaining us no small point in this direction that the works of these admittedly great and popular poets require to be properly explained to the people.

We shall begin with Akho, for his work as a poet was more destructive than constructive. The poetry which had first inspired and enlivened Mira and Narasinha, had passed into the hands of the priests and heads of the Vallabhacharya sect by this time. Krishna, or, as he is fondly called, Kanaiya, the ideas, imagery of whose early career had thrown a golden cloud of associations over the beautiful groves of Brij, was also idolised and enshrined in temples; and with this transmigration of the Deity from poetry to idol-

worship, the God in this new incarnation was made to travel into the heart of Mewar and Gujrat. The Mewar temple had not only its idol, but the idol had for its head-worshippers the ancestors of those whom we now call the Vaishnava Maharajas.

The relations between this Mewar idol and the Maharajas may, for the sake of brevity, be best expressed as having been similar in kind to those of the descendants of Shivaji and their ministers the Peshwas. The Gujarat headquarters of the idol were fixed at Dakor, and the Dakor temple has been fortunate in not having had its Peshwa. The Mewar temple seems to have risen into importance before the Dakor temple, and the poet Akho was, by birth and breeding, a pious devotee of the Mewar temple. But fiery minds can seldom resist the temptation of breaking through the prison-walls of birth and breeding, and they generally feel it their mission to break through the walls. The new field into which their minds issue, tries and taxes their originality and their power.

Akho was neither a Brahman nor a Banya. He was a goldsmith by caste, and his mind was unfettered by any hereditary predilections for the traditions of the Brahmans or the moral imbecilities of mercantile calculators. He wanted to think for practical purposes. When he had ideas, he managed to see that he had also words for his ideas, and his words are neither more nor less than his ideas. A practical philosophy is his method; and to find out the purest gold for the human soul is the all-absorbing aspiration of this goldsmith. He takes in hand thing after thing from what he finds among his surroundings, and rejects and destroys it

as worthless alloy. He succeeds at last in finding his gold in the philosophy of Shankar, and this he turns into fancy ornaments with exultations, and constructs his own system out of it.

Whether he destroys or constructs, he has a singular power of getting rid of the most inveterate superstitions of the land. The Vedantic fabric which he *constructs*, was fitted for the audience that he drew about him. But this fabric is after all derivative. His great originality lies in his destructive system.

He has a powerful wit for pithy and epigrammatic satire. His onslaughts are dreadful and never fail to hit the right nail on the head. For this purpose he coins new sayings and adages which, while they are entirely original, wonderfully appeal to latent but powerful sentiments of native life and, like several of Shakespear's expressions, have acquired a popular currency in the vernacular.

... ... ...

The constructive part of Akho is drawn from the Vedanta philosophy, and he himself says his philosophy should not be taken for poetry. Akho wants to rise and raise to The Highest Self, and the brilliant rays of this Highest Self, like the rays of the sun, are not a matter for description. They defy description, they are like the sky that cannot be weighed in any scales. They exceed the limits of the mind; and as for poor poets, theirs are simply the powers and arts of the mind, and these powers and arts must, of necessity, be confined within the limits of the mind. The Brahma extends beyond the mind and is beyond poetry.

—'The Classical Poets of Gujarat' pp.,31–

(1892 A. D; 2nd Edition 191

Diwan Bahadur K. M. Jhaveri

# AKHO, THE POET

Akha's works are all, as their very names imply, treatises on Vedanta Philosophy. They are very abstruse, and fail to yield their secrets or even their ordinary meaning to the uninitiated reader. He has, as his style clearly shows, addressed all of them to the general public, but in doing so, forgotten that the masses had not gone so far in search of the Parabrahma as he had done, nor so deep into the mysteries of the Kaivalya and other Vedantic principles himself.

Besides, all philosophy, and especially so hard and abstruse metaphysics as Shankara's Vedanta philosophy, is difficult to versify. The poetising of the subject hardly ever renders it attractive, and for this reason, these works of Akha have failed to command universal attention.

But the fact is otherwise in the case of his seven hundred and forty-six 'chhappas' (six-lined stanzas) and sixty 'padas' in which he has taught some very wholesome lessons about the world and its ways. He has mercilessly but justly unmasked the worldly wise, those socalled leaders of the different religious sects, the Sadhus and the Saints, the ascetics and the anchorites, steeped in the Maya (illusion) of the world, and painted the unfavourable aspect of wealth, women, progeny, attendants, friends and relatives, their hollowness and their [illegible] startling but true colours, that their [illegible] s and [illegible] terary property, and passed into ordinary household language,

His tenet was that your wife, your children, your friends, your relatives and your attendants, all fawn upon you because of your wealth; as soon as that disappears, they desert you. The world and its love, the 'sansara' and its hate, its likes and dislikes, are all unreal. The ways of the world are unreal. The Sadhus and Sannyasis are unreal and hypocrites. The one Real Being is the Parabrahma, and to him should we all turn, leaving " the trappings " of the world to take care of themselves.

Akha was not a very cultured but a बहुश्रुत individual. His language therefore is far from classical. It is like rough unhewn stone, albeit for some purposes it is exceedingly effective. For satire, caustic criticism, telling examples and similies, and fearless exposure, he is hard to beat. In this respect he is unequalled in Gujarati. He lashes vice, with a heavy whip but the range of his satire is limited, he repeats himself. Thus a selection of his satires is more edifying than a complete collection.

There is also to be noted the obscurity of a great many of the phrases and words he uses, and the unfamiliar sources of Vedantic metaphysics, from which he draws most of his similies. These two factors have constituted him, so far as the greater part of his compositions is concerned, a poet for the select few. His verses are devoid of wit. You feel they are the product of a man, severe and austere, who is moved to indignation at the immorality, hypocrisy and vice prevalent around him. He resembles Juvenal in his power of epigram and in the force of his attacks on contemporary superstition and vice. Society in Gujarat has not changed greatly since his time and some of his descriptions are as true to

day as they were when they were written.

He did not believe in the spiritual benefits of mere pilgrimage. He said, " at the feet af Harijan (a pious man, one who has known God) are a million places of pilgrimage." He came to this conclusion from experience gained as a widely travelled pilgrim.

He had reached the highest stage that a Vedantin aspires to. He had known the unity of Jiva and Ishvara, he had reached the final beatitude, and become one with the Brahma. He said, " everyone is undergoing penance to get to Hari, but Akha moves in Hari (i. e, in Hari he lived, moved and had his being) by himself without the help or mediation of penances "

Also, " You become your own 'guru' there is none other to whom to pray. Leaving off concentrating upon externals, turn your devotion inside, i. e, inside your own heart (know thyself)." .

In his opinion Sanskrit, the language of the learned, had no magic in it. Prakrit or even vernacular was equally good, when used effectively; and so he used the latter as the vehicle for the expression of his thoughts. His aim was to teach the masses, and open their eyes to the follies practised round about them. If that was attained, then it was all right; and so he said, " Why do you stick to (this or that) language, O idiot ! He who succeeds on the battle-field (irrespective of the weapons he uses) is a hero. "

In developing some of his themes, he uses very homely illustrations. A man who pays no heed to what is taught to him or what he has heard, he likens to a leaky leather-bag going down a deep well. A vain-glorious man who

happens to have a little sprinkling of knowledge is likened to a quarrelsome daughter-in-law who had become the mother of a son ( this event, it need not be said, enhances her status greatly in a Hindu family ) He is like a fighting bull grazing his fill in clover in the monsoon or like a mad dog Everyone is afraid of such a man, says Akha, because, forsooth, he is like a monkey drinking wine ( which increases its mischievous tendency ). ' " He hearkened to the Katha ( sacred reading ) so long that he became deaf, still he did not know who Brahma was ' ' He ( a fool ) worships all stones as gods "

Akha has protested against his being called a poet. He styles himself a philosopher, a knower ( Jnani ), but still his ' chhappas ' have placed him, much against his will, in the rank of poets

—' Milestones in Gujarati Literature '
(First Edition 1914 Revised Edition 1938) pp 80–87

Rev. H. R. Scott, M. A.

## AKHO

For our purpose—as missionaries and reformers—Akha's poems will be found more useful than those of all the rest. He was no *Brahman* or *Vaniya*, but a working goldsmith. He began by being an enthusiastic Vaishnava of the Vallabhacharya sect.

But he was disillusioned, and in bitterness of soul he compared his Guru—the head of the sect—to an old bullock yoked in a cart he could not draw, a useless expense to his owner, nay, he compares him to a stone in the embrace of a drowning man, which sinks where it is expected to save.

He defies current views about defilement, and says it is not external bathing but internal purity that is needed I have not space for more than two or three of his pithy verses:—

" નવ દીસે તેને સત્ય જાણ્યું, દીસે તેને નાશ પ્રમાણ્યું. "

The things that are seen are temporal, the things that are not seen are eternal.

" ધન હરે ધોકો ના હરે, એ ગુરૂ કલ્યાણ શું કરે ! "

The guru who takes away your money, but cannot remove your trouble, how can he do you any good !

" પડે નહીં જે પૃથ્વી સુએ, કને નહીં તે કો શું ખુવે ! "

He that is down need fear no fall, he that is low no pride.

And there is one other verse which I must give you; for, it has always seemed to me to be one of the most remarkable in all Gujarati poetry,—

" તુંબડું જીવન મેલિયું મરે, જે સે પેસે તે સૌ તરે. "

'The gourd that has given up its life becomes thereby the means of salvation to the man who trusts himself to it,'—which at once brings to mind our Saviour's profound words to the inquiring Greeks:

Except a grain of wheat fall into the earth and die, it abideth by itself alone, but if it die it beareth much fruit.

—' *Gujarati Poetry* ' *(1911) p.* 21

Prof. Narasiharao Divatia

# SOCIAL CONDITION IN AKHO'S TIMES

Untouchability, caste-rigidity and similar superstitions dominate the social atmosphere in Akho's times. In the field of religion, idolatry and Vaishnavism in its dogmatic and sectarian form, were rampant. Over a century before him the Bhakti movment was wide-spread all over India. Akho flourished between 1615 A. D. and 1674 A D; while the Bhakti movement prevailed in the 15th and 16th centuries A D Chaitanya was born in 1445 A. D. and his cult spread in Bengal, Orissa and, Bihar. Nimbarka in the South based his creed on that of Ramanujacharya Vallabhacharya was born in 1479 A. D. and his cult starting in the North spread and was rooted firmly in Gujarat. Vitthala–Worship in the South was no doubt purer than the Vallabha cult in Gujarat. Akho had faced only the latter. The whole atmosphere, saturate with idolatry and superstition, disgusted Akho and he rose in protest against it True, his protestantism did not gather about him any large following like that of Kabira, Nanaka and others. But he certainly was a beaconlight of power by himself. The times in which he lived gave rise to protestant activity not in India alone, but in Europe also. It seems the world was affected by an unseen influence of protestantism.

**European and Indian protestantism; adoption by them of different vehicles for their ideas.**

While this protestantism in Europe, used prose for its vehicle of ideas, our Indian side resorted to poetry for its weapon To the Indian mind the metrical bent

is an inborn feature. But this alone will not account for this adoption of verse by Akho. If his mind was impregnated with the burden of Great Thought, he could not help it, but must deliver itself in song, no matter if the song was not well-ordered but rough. The impetus came to Akho from his disappointment at the unsufficing nature of the current religion and of the populer method of religious belief. He tells us in an auto-biographical vein:—

"ધર્યાં કૂપો કર્યાં મેં બાજ, તો યે ન ભાગી મનની દાઝ;
દર્શન વેશ જોઈ બહુ રહ્યો, પછી ગુરુ કરવાને ગોકુળ ગયો.
ગુરુ કીધા મેં ગોકુળ નાથ, નગુરા મનને ઘાલી નાથ,
મન મનાવી સગુરો થયો, પણ વિચાર નગુરાનો નગુરો રહ્યો."

Then came his connection with the real guru, Brahmananda Swami at Benares. This set the Spark to the mine, and his protestent-explosion came out in the form of his massive poety.

Akho's protest was against superstitions no doubt, as is testified by his numerous verses against આભડછેટ, idol-worship and the like. But his protest, incidentally, was against literary effeminacy, as evidenced in the inordinate indulgence in the kind of poetry which dealt with Krishna-lila, the amours and dalliance of the gay hero with his shepherd girls on the banks of Yamuna. He rose in revolt against this erotic verse and, on his part, poetized philosophy. He went to the extereme of despising the poet: 'જ્ઞાની કવિતા ન કરીશ'—exclaims Akho by way of protest. Well, we take him at his word.

**The objects of Akho's pretestantism caste, idolatry and incidentally, literary effeminacy e. g. poetry af Krishna-lila.**

**Akho's compositions characterised by philosophic aphorisms or treatises, occasionally brightened by poetic flashes.**

We must admit that the bulk of his compositions contains either philosophical aphorisms or elaborate philosophical treatises. But in the course of these come out flashes of poetic conceptions which differentiate the works from purely philosophical discourses. I therefore call him philosopher-poet. This poetic strain in his compositions is to be attributed to two elements: (1) his view of Bhakti which on the one side, leans towards the dualistic doctrine ( દ્વૈતવાદ ) and yet does not coincide with it; and, on the other side, accepts the monistic ( Advaitic ) interpretation of અદ્વૈત, and yet fights shy of it, in a way; and (2) the sublime vision which is granted to the Monistic contemplator of God, His Universe and the relation of the two, which brings in the hypothetical Sorceress in philosophy,–I mean Maya.

**His poetic strain comprises two factors: (1) Bhakti of a type lingering between દ્વૈત and અદ્વૈત aspects, and (2) the sublime vision of the monistic contemplator.**

These two elements furnish the material for the poetic outlook which charactesizes Akho's compositions, the fervour, i. e, the Bhakti element, furnishing the emotional factor and the latter, the philosophic vision, furnishing the element of wonder–tinged imagination; which both are componants or stimulants of poetry.

—' Gujarati Language & Literature ' p. 107–110
Thakker Vasanji Lectures, Lecture V ( 1932 )

**Dr. I. J. S. Taraporewala**

# AKHO, THE PROTESTANT

Akho delighted in exposing the follies, the hypocracies and the knavery of a sledge hammer. He never minced his words and painted the unfavourable aspect of wealth, that women, progeny and attendants, friends and relatives, their hollowness and their lip-loyalty. He exposed the true business of human nature and tore off the mask of hypocritical virtue.

His language is homely without any attempt at polish—sometimes even vulgar; and this, in fact, constitutes the secret of his hold upon the popular mind. Many of his lines have become popular and are used in every house. In the every day affairs of life, his hold on people instinctively recognising the truth, appreciated his exposure of the vain outward shows of the world.

His most remarkable characteristic is the wealth of his illustrations, the apt and homely similies and comparisons by which he drives home the truth of his remarks. All these are drawn from the homely everyday life of the people, mostly of the village-folk. For, above all, he is the writer of the village masses.

He wrote in order to explain to them the great truths of life which he had found out after so much trouble and he uses their homely language and only such illustrations as they could understand.

He surely deals with the abstract discussions of Vedanta For, his prime object was to popularise the abstract ideas of Sankara's philosophy. How far he has succeeded may be judged by the fact that his poems have caught the heart of the masses and have retained their hold

to this day. But in spite of all this deliberate simplification of thought and language the subject of Akho's poems is so complex that very often his lines convey no meaning unless after prolonged meditation.

As a Satirist Akho is unrivalled in Gujarati, although the range of his satire is somewhat limited. Akho was not an educated nor even a polished man and hence his satire, though biting, lacks the gracious wit that should accompany it. He was essentially an enthusiast and somewhat of a bigot, hence he never got out of his somewhat narrow Vedantic circle. But he had got over the still narrower view of the Pandits that the philosophy of Vedanta is meant only for those learned in Sanskrit. His remarks on the use of the learned language are not at all flattering to lovers of Sanskrit.

He says distinctly that he wants to write in the language of the people without troubling his head about the classical Sanskrit. For the same reason, he says he has got wisdom and is a Jnani and that all he cares to do in life is to put what he has got in the plainest language he can command.

Akho deliberately broke with the tradition of Bhakti which was prevalent in the preceding two centuries. From his time, poetry become more varied and to a large extent secular. The cult of the cow herd of Brindaban receded distinctly into the background, and " poetry became, so to speak, secular and ceased to minister to religion. " But the importance of secular subjects in the field of literature was recognised more fully by Premanand and by Samal, who with Akho make the glorious trinity of poets in the seventeenth century.

—Selections from Gujarati Literature Vol II,
( Calcutta University) p. 29–30 (1930)

*Shriyuta K. M. Munshi*

# AKHO, THE PHILOSOPHER POET

Akha's place in literature depends upon his 'chhappas' and 'padas' in which, following the line of early writers like Mandana he expressed the dominant note of the age in biting verse. In these small poems, he fights the accepted formulae of life bitterly, brutally, making all kinds of ugly comparisons to bring his point home. But the fight is not for a vigorous and full life, but for an arid detachment.

Akha himself did not claim to be a poet but a *jnani*, a student of philosophy. Akha did not possess Narasinha's subjectivity, nor his *bhakti* was devoid of personal touch, a world-hater though he was.

He describes a *bhakta* in 'Akhegita':—

" ગદ્‌ગદ્‌ કંઠે ગાતે થકે રોમાંચિત હોય ગાત્ર,
હર્ષ આંસુ ગદ્‌ હેત ઉદય પ્રેમોદ્‌ તે પાત્ર;
ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ,
વેગળું મન રહે તેહનું શિથિલ સંસારી કામ.
નવનીત સરખું હૃદે કોમળ, કહ્યું ન જાયે હેત,
આંખ માંહે અમૃત ભરિયું, હરિ–ભક્તિ–કેરું ક્ષેત્ર;
જેમ જાર–વધુ ધી યુવતી, તેનું મન રહે પ્રીતમ પાસ,
અહર્નિશ રહે આસોસતી, ભાઈ ! એહવું મન હરિદાસ. "

He had philosophic insight; his study of Vedanta was deep. But the poetic value of his works often lies in the Vedantic conceptions and images in which, from the days of the Upanishads, the great Indian philosophers have embodied thought; his real contribution has been to use them with great force and appropriateness in the language.

દી. બા. પ્રો. બ. ક. ઠાકોર

# અખો : ‘ ત્રીજા નેત્રની પ્રસાદી ’

(નરસિંહ મ્હેતાં અને મીરાંનાં કોઈ કોઈ ઊર્મિકાવ્યો વિષે આપણે ગુજરાતીઓ એક અવાજે સ્વીકારીશું કે એ ‘ ધ્વન્યાયર્ડ ’ ‘ ત્રીજા નેત્રની પ્રસાદી ’) છે. અખાની ટીકાની ધગધગતી શિખાઓ વિશે પણ આપણે કેટલેક ઠેકાણે સંમત થઈ શકીશું કે એ અગ્નિ અલૌકિક છે. ( આવો ‘ પ્રોફેટિક સેટાયર ’ બાઇબલમાં છે, કુરાનમાં છે, ભાગવતમાં પણ આરમ્ભે કલિયુગનાં લક્ષણોના વર્ણનમાં છે. )

અગમ નિગમ, અગળવાણી; સંસારથી ધરાઈને તેના ગુરુદેવ બેય પૂરા અનુભવી સમજીને તપ તાં વગનારો માણસ; એક કે વધારે પંથોમાં પૂરા ભક્તિભાવથી ફર્યો પછી તે વાતાવરણમાંથી અને પંથમાત્રથી છૂટો પડી જુદી શુદ્ધતર આપ્તતર ભક્તિ-વાંછતો માણસ; હિંદુ મુસ્લિમ ખ્રિસ્તી બૌદ્ધ એવા મહાસંપ્રદાયોમાં પણ ધર્મતત્ત્વ પરિચિત છે, અને ભેળસેળિયું છે, શુદ્ધ અપરિચિત ધર્મતત્ત્વ કંઈ ઑર, એવી મનોદશામાં વિહરતો માણસ; નવલખ તારાભરેલું ગગન, ગંગાજીના પરમપાવક પ્રવાહ, સૂર્યના વરેણ્ય ભર્ગ, એ સર્વે ભલે, પણ વિશ્વની આદ્યશક્તિ, તેની ખરી વિભૂતિઓ, તેનાં પરમધામ, તો એ રાખવાનું નહીં એ નહીં જ, એ સર્વ તે સતના માત્ર ફુરણા, એ પ્રમાણે પોતાના અન્તરમાં જોવા ઠસાવવા અને જે કોઈ સાંભળે તેને ગભોધવા મથતો માણસ;—અગમ નિગમના અર્ધસ્ફુટ પ્રદેશમાં પ્રવેશે છે, અને પછી ત્યાં રહીને તે જે બોલે છે તેમાં અવળવાણીનો નવો ચમત્કાર વિદ્યુચ્છટાના જેવો વણાઈ જાય છે.

“ બે હાથનાં દૂધી, અને ત્રણ હાથનું બી ! ”—શી મૂર્ખાઈની વાત, આ રહ્યાં બી અને દૂધી, માપી જ જુઓને ! અગમનિગમની અવળ-વાણીની આવી ટીકા કરનાર સામાન્ય માણસને જવાબ એજ મળે છે, કે ભાઈ, વાત ન સાંભળવી હોય તો તમારી ઈચ્છા, એ એકદમ સમજાય એવી નથી જ. પણ સમજી શકોઃ ચિત્તંત્ર-ગોરસિયુ બુદ્ધિ–રવૈએ મથી મથીને એ માખણ પામી શકોઃ આંખો ફોડીને એ દર્શન કરી શકોઃ—તો તમે પણ જોઈ શકશો, જે ખરા મૂર્ખ, પ્રતિનિવિષ્ટ મૂર્ખ, એવાં કથનોને સમજનારા નથી તરછોડનારા છે.

ઊંક સાદી વાતને ઘૂટર્યા કરે, તે અગમનિગમ ? નહીં જ. આ તો માત્ર દૃષ્ટાન્ત છે, ઊંડ નીચલા ધર્મખિયાનું, વળી કાંઈથી તેનું કારણ મોટું. ત્રિધ-કર્તો વિશ્વથી મોટો, ભલે અંગુષ્ઠમાત્ર, પણ મોટો તે મોટો, એ સિદ્ધાન્ત નથી સાદો, નથી સ્વતઃસિદ્ધ, નથી સર્વસમંત અને ઉપલા ઊંક હલકા દૃષ્ટાન્ત વડે એટલું વિશેષ વક્તવ્ય પણ છે, કે આ સિદ્ધાન્તને સર્વ દેશકાળના આગમનિગમવાદીઓ એક અવાજે સ્વતઃસિદ્ધ ગણે છે.

—‘ લિરિક ’ (૧૯૨૮) પૃ. ૧૨૪, ૧૨૫, ૧૨૬.

શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા

## અખો

સાહિત્યની ઉત્પત્તિ આત્મસંતોષ માટે થાય છે એ જેટલું ખરું છે, એટલું જ ખરું એ પણ છે કે બીજાઓને ઉપદેશક અને માર્ગદર્શક બની, પોતાનું વર્ચસ્વ પ્રકાશમાં લાવવું એ પણ સાહિત્યની ઉત્પત્તિમાં કારણરૂપ હોય છે. નરસિંહ–મીરાં જેવા ભક્તો આત્માનંદને ગાટે જ લખે છે; પરંતુ તેમનાં લખાણમાં પણ વાચકો અને શ્રોતાઓને ખ્યાલ નથી હોતો એમ નહિ. સાહિત્યમાત્રની ઉત્પત્તિમાં પરોપદેશ મૂળરૂપે થોડો ઘણો તો હોય છે જ. લોકોમાં પ્રસરી રહેલ દંભ અને ઢોંગની ટીકા કરી, ખરતો બોધ આપવો એને સાહિત્યસર્જકો પોતાનું એક કર્તવ્ય જ સમજે છે.

કેટલાક સીધી રીતે તેવીજ પ્રવૃત્તિ કરે છે; કેટલાક આડકતરી રીતે લખી તે હેતુ સિદ્ધ કરવા મથે છે. અખાએ છપ્પાદ્વારા એજ કામ કર્યું છે. પરંતુ અખાની પહેલાં પણ માંડણ નામના બંધારા જ્ઞાતિના એક લેખકે 'પ્રબોધ બત્રીશી' લખી, અખાના જેવુંજ કામ કર્યું છે. માંડણ સંવત ૧૫૨૫–૫૦ ના અરસામાં થયો હશે એમ મનાય છે. તેના પછી સો સવાસો વર્ષે અખાએ તેવું જ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે; લોકોને રુચિકર થાય અને વધારે અસર કરે તેવું નવું સાહિત્ય ઉત્પન્ન થાય એટલે જૂનું સાહિત્ય વિસરાઈ જાય છે. અખાના છપ્પા લોકપ્રિય થતાં માંડણની 'પ્રબોધ બત્રીશી' ભુલાઈ જ ગઈ

અખાએ લોકોના જીવનમાં હરરોજ માલુમ પડતી ક્ષતિઓ, ત્રુટિઓ, વિચિત્રતાઓ એ બધાંની કડક ટીકા કરી, તેમજ કટાક્ષ સાથે બોધ આપનારા છપ્પાઓ લખી, મનુષ્યસ્વભાવનો સારો પરિચય કરાવ્યો છે સંસારી લોકોના જીવનમાં જ ખોડખાંપણ હોય છે તેવું જ નહિ, પણ ત્યાગી, વૈરાગી અને ધાર્મિક જીવન ગાળનારાઓમાં પણ કેવો દંભ, કેવા અનાચાર અને અત્યાચાર, કેવાં પાપભર્યાં આચરણ પેસી ગયાં હોય છે તે વિષે પણ દાખલા દૃષ્ટાંતથી એણે ઠીક સત્ય પ્રકાશ પાડ્યો છે. છપ્પા બધા મળી ૭૩૧ છે, પણ તેટલામાં તો સત્ય જ્ઞાન, વાજબી ટીકા, દોષોનું પ્રાકટ્ય, ગુણોની પ્રશંસા, ઉત્તમ બોધ એવું ઘણું ઘણું લખી નાખ્યું છે.

અને વિવેચન વધારે છે; તેમ છતાં, બીજાં લખાણો વેદાન્તના જ્ઞાન-પ્રચારને માટે હોઈ, સામાન્ય વાચકને દુર્ઘટ લાગે તેવાં છે. 'પંચીકરણ' 'અખેગીતા' 'ગુરુ–શિષ્ય સંવાદ' 'અનુભવબિંદુ' અને કેટલાંક ભજનો વગેરે બધાં જ્ઞાનવિષયક હોય, તેના વાંચનારા વિરલજ હોય એ સ્વાભાવિક છે.

પ્રભુએ આપેલી તીક્ષ્ણ બુદ્ધિ અને સંસારના વિચિત્ર વ્યવહારને સમજવાનું ભાન અખામાં એવાં જોરદાર હતાં કે દુનિયાની છાપ તે ત્વરાથી અને સહળતાથી ઝીલી લેતો અને તેથી, ભાનના ફળ તરીકે ઘણાં ઘણાં સત્યો સ્ફુટ રીતે પ્રકટ કરી બતાવી શક્યો છે.

કવિઓ અને લેખકો સંસારનો સાધારણ જનસમુદાય રહે છે તેજ જગતમાં રહેતા હોવા છતાં, તેનો જનસમુદાય જે વિચિત્રતા અને જે ગંભીરતા જોઈ નથી શકતો તે, કવિઓ અને લેખકો જોઈ શકે છે, અને લેખમાં ઉતારે છે. તે જોવાની અને લેખમાં ઉતારવાની શક્તિના પ્રમાણમાં કવિઓ અને લેખકો લઘુ ગુરુપદને પામે છે. જગતને અખાએ કોઈ અજબ સૂક્ષ્મ દૃષ્ટિથી જોયું હતું તેનો અનુભવ તેણે એવા તો સચોટ અને માર્મિક શબ્દમાં લખ્યા છે કે તેની ઘણી લીટીઓ સાધારણ કહેવત તરીકે સ્વીકાર પામી રહી છે.

તેનો વેદાન્તનો અભ્યાસ એવો તો ગાઢ અને તલસ્પર્શી હતો કે તેને સહળ રીતે સમજાવવા માટે ઘણી સરળતાથી પદ ઉપર પદ તે લખી શકે છે. તેની કૈવલ્ય ગીતા, અખેગીતા, અને અનુભવ બિન્દુ–ત્રણે લેખો નાના સરખા હોવા છતાં જ્ઞાનની ગંભીરતા, સમજાવવાની શક્તિ, ભાષાપરં પ્રભુત્વ અને દૃષ્ટાન્તો યોજવાની કુશળતા સારી રીતે વ્યક્ત કરે છે આ ઉપરાંત ગુરુશિષ્ય સંવાદ, ચિત્ત વિચાર સંવાદ, અને વેદાન્તનાં પદો જ્ઞાનની તેની કોટિ સારી રીતે બતાવી આપે છે.

અલબત્ત, આ બધાં લખાણો કવિ તરીકે–કવિ એટલે કેવળ આનંદ આપનારાં ચિત્રોને શબ્દદ્વારા ખડાં કરવાની સૂક્ષ્મ કળાનો પ્રભુદત્ત પ્રસાદ જેને મળ્યો છે તેવી વ્યક્તિ–તેવા કવિ તરીકે તો અખાની કોઈ ઉંચી ગણના કરાવી શકે એવાં નથી. અખો પોતે પણ તેટલું તો સમજતો હતો. 'કવિ' કેહવાવા તેને જરા સરખી પણ લોલુપતા હતી નહિ.

કવિ તરીકે નહિ, પરંતુ પોતાના અનુભવ અને પોતાની સમજ ભાષા-દ્વારા જણાવવાની ઝરડી લાયકાત ધરાવનાર તે એક સહળ લેખક હતો

એમ તો વેદાન્તવિષયક આ સઘળાં લખાણો બહુ સારી રીતે બતાવી આપે તેમ છે. જ્ઞાનનો વિષય જેમાં કલ્પના કે સૌન્દર્યને સ્થાન આપવાનું બની શકે જ નહિ, તેવા વિષયને પણ પદોમાં અને નિયમવશ વાક્યોમાં ઉતારવાની કળા તો તેનામાં સારા પ્રમાણમાં હતી એમ ઉપર ગણાવેલાં કાવ્યોમાંથી ગમે તે એક જોઈ જવાથી પણ ખાતરી થશે

તેનો શબ્દનો ભંડાર કંઈ ઓછો ન હતો. પ્રાસ કે યમક મેળવવામાં તેને બહુ પ્રયત્ન કરવા પડ્યા હોય કે તેના તે શબ્દનો વારવાર ઉપયોગ કરવો પડ્યો હોય એવું માલૂમ પડશે નહિ. તેની ભાષા ટુંકી ઉભી, કઠિન અઘડ, કર્કશ અને કર્ણપ્રિયતાની દરકાર નહિ કરનારી હતી—એ મતથી તો વિરુદ્ધ પડી શકાય એમ નથી પણ તે તો તેનું ખાસ વ્યક્તિત્વજ હતું. આટલું કહ્યા પછી પણ એટલું તો સિદ્ધ કરી શકાય એમ છે કે તેનો ભાષા પર કાબુ સારો હતો. તેને શબ્દોની શોધ માટે બહુ પ્રયાસ કરવા પડેલા જણાતા નથી તેના વક્તવ્યને સહજ રીતે વ્યક્ત કરી શકે તેવી ભાષા તે સરળતાથી વાપરી શકતો

અખાની ભાષામાં માધુર્ય નથી, પ્રસાદ નથી, ઓજસ નથી. તેનાં લખાણો, ભાષા માટે જ કે ભાષાને લીધે જ પ્રિય થાય કે વંચાય એવાં તો નથી અખાની ગણતરીમાં ભાષા તો માત્ર વિચારોનું વાહન જ હતું. વાહન માટે તેણે ઝાઝી દરકાર કરી નથી તે તો માત્ર વિચારની જ દરકાર કરતો અને સચોટ રીતે, ટુંકામાં ટુંકી રીતે, અને શ્રોતાજન જરાક દરકાર કરે તો સમજી શકે તેવી રીતે પોતાના વિચાર જણાવ્યા જવાનીજ દરકાર કરતો

('સાહિત્ય પ્રવેશિકા' (૧૯૨૨) પૃ ૨૪–૨૭

પ્રો. રામનારાયણ પાઠક

# અખાનો કટાક્ષ

સામાન્ય રીતે પ્રેમાનંદ શૃંગાર કે કરુણરસ માટે વખણાય છે; પણ તેનો હાસ્યરસ પણ કાંઈ ન્યૂન નથી. કદાચ પ્રાચીન કવિઓમાં તેના જેવો મનોજ્ઞ હાસ્યરસ કોઈનો નથી. પ્રાચીન કવિઓમાં મુખ્ય મુખ્ય લઈ જોઈએ તો નરસિંહ મહેતામાં ભક્તિશૃંગાર મુખ્ય છે; અને ખાસ કરી ઊર્મિપ્રધાન કાવ્યો લખવાના વલણથી તેમાં હાસ્યનો અવકાશ બહુ ઓછો છે. મીરાંમાં તે રસ નથી, શામળમાં જે કાંઈ રસ છે તે કથારસ છે—કથાચમત્કાર છે.

અખો જ આ રસમાં આગળ મૂકી શકાય તેવો છે; પણ તેના રસને હાસ્ય રસ કહેવા કરતાં કટાક્ષ કહેવો જોઈએ. પ્રેમાનંદ અને અખાના માર્ગો જ ભિન્ન છે. અખો માણસના દંભ અને નિર્બળતા ઉપર કટાક્ષના લક્ષ્યવેધી ચાબખા જાણે મારતો હોય તેમ લખે છે. તે જેને વાગે છે તે હસી શકવાનો નથી, અને તેનો વાંચનાર પણ હસી શકતો નથી. અખા આગળ વાંચનારે હસવું એ પણ જાણે છૂટ લેવા જેવું લાગે છે, માત્ર અખો એકલો મારતો જાય છે, હસતો જાય છે અને મારીને કોઈની સામું પણ જોતો ન હોય એમ લાગે છે.

પ્રેમાનંદનો હાસ્ય એવો નથી. તે પોતે હસે છે, વાંચનારને સાથે હસાવે , અને જે સમાજ ઉપર તે ટીકા કરે છે તેને પણ સાથે સાથે હસાવે છે. ના હાસ્યમાં અખા જેવો તિરસ્કાર નથી પણ માનવમાત્ર તરફ પણ—પ્રેમ ભાવ છે. એ હાસ્ય જ વધારે મનોજ્ઞ, પ્રેમવિશાળ, વધારે આકર્ષક, અને સાહિત્યમાં પણ વધારે ચિરંજીવ છે—જો કે છેલ્લા વિધાનમાં મતભેદ ઈ શકે.

ધારો, બોલો એ દરેકને પોતપોતાનું હાસ્ય છે પણ તે કટાક્ષને

—'કાવ્યની શક્તિ' (૧૯૩૯) પૃષ્ઠ ૮૨

—શ્રી ચંદ્રવદન મહેતા

# અભિનવો આનંદ

અખો—હવે હું નામની સાથે એકરૂપ રહી છું, અંતરમાં બ્રહ્મજ્યોત પ્રગટ થઈ ગઈ છે. માયા બળી ગઈ છે, જનમ-મરણનો ફેરો ટળી ગયો છે, રામરસાયન પી લીધો છે; હા, હા, બ્રહ્મખુમારી ચડી છે ખરેખર 'અકળ કળા ખેલત નર જ્ઞાની, સંતો! જાત બડી મહાપદકી; શબ્દસા... કોઉ નાંહ લાગત, ઐસી સ્થિતિ ભેદકી, જાત બડી રે મહાપદકી.'

આજનો આનંદ અદ્‌ભુત છે. 'અદ્‌ભુત આનંદ આયા, અબ મોહે અદ્‌ભુત આનંદ આયા' ઓહોહો, હૈયું મનમન નાચી રહ્યું છે. સદ્‌ગુરુએ મારે પંથ બતાવી દીધો છે ગાઓ ભાઈ ગાઓ'—

સદ્‌ગુરુ મળીઆ ને સાંસા ટળીઆ,
નિર્ભય નામ બતાયા જી.
પંચકોશીનો રાહ ચુકાવ્યો ને
અખંડને ઘર આવ્યા જી—સદ્‌ગુરુ.
ગગને ગરજ્યાં ને સરવણે સુણીઆ,
શૂનમેં આનંદ લગાયા જી.
વણવાદળાએ વીજ ઝગે
મહેમતા તગેલા યા જી—સદ્‌ગુરુ.
અખો કહે હું કંઈ નવ જાણું
એ તો હરિના ગુણ ગાયા જી;
પંચકોશીનો રાહ ચુકાવ્યો ને
અખંડને ઘર આવ્યા જી—સદ્‌ગુરુ.

—'અખો' નાટક (૧૯૪૯ની આવૃત્તિ)માંથી. પૃ ૪.
અંક બીજો. પ્રવેશ પહેલો.

